તબાકુનુ વાવેતર થાય છે એ તબાકુની ચીરૂટ બનાવવામા આવે છે એ ચીરૂટને લોકો લકાચીરૂટ કહી બહુ ભાવથી ફૂકે છે. નાળિએરી ને આબાના ઝાડો પણ બેટડાંમા થાય છે.

ઇલાકામા પિથાપુર નામની બહુ મોટી જમીનદારી આવેલી છે એ જમીનદારીની મિલ્કતો રંભા નામના ડુગરાળ ભાગમા આવેલી છે.

સારા જીલ્લાના આબોહવા ઘણાજ સુખાકારી ભરેલા છે વરસાદ સરેરાસ ૪૦ ઇંચ જેટલો વરસે છે પણ ગોદાવરી નદીમાથી નહેરો પુષ્કળ કાઢવામા આવી છે આખા જીલ્લામા લગભગ ૮૦૦ માઇલના એવા જલમાર્ગ છે કે જેમા નાવડા અને વહાણો ચાલી શકે છે.

જીલ્લાની મુખ્ય પેદાશ ચોખા છે શેરડી, પાન, કેળા, સોપારી, હલેદર, કુધરી, લસણ તલ અને એરડીની નીપજ પણ સારી થાય છે પિથાપુરમ્ સિવાય જીલ્લાના સર્વ તાલુકાઓમા તલની પેદાશ ઘણી થાય છે રાગી, ચણા, કપાસ અને ગળીનુ વાવેતર પણ થાય છે. ઉની અને સુતરાઉ ગાલીચા બનાવવામા આવે છે પશ્ચિમે ભદ્રાચલમ પાસેથી સીસું મળી આવે છે

આ જીલ્લાના પેડાપુરમ તાલુકાની તાલુક બોર્ડની હકુમત નીચે પાચ મોટા સદાવ્રતો ચાલે છે પેડાપુરમ કત્તીપુડી, નલ્લચેરૂવુ, ચેલેશ્વરમ અને કિરલપુડી તે પાચે સ્થળોએ અન્નસત્ર હોઇને યાત્રીઓને ભોજન આપવામા આવે છે ૧૯૨૪–૨૫ના વરસમા આ પાચે સત્રમા ૧૧૮૭૮૦ યાત્રીઓને ભોજન આપવામા આવ્યું હતું પેડાપુરમ સત્ર ખાતે પ્રત્યેક વરસે લગભગ ૪૦ વિદ્યાર્થીઓને પોષવામા આવે છે પાચે સત્રની એકંદર આમદાની વરસ દરમ્યાન ૩૨૨૫૧ રૂપિઆની થએલી અને ખરચ ૨૬૭૮૭ રૂપિઆનું થએલું

જીલ્લાના તાલુકાઓ— પૂર્વ ગોદાવરી વિભાગમા રામચંદ્રપુરમ, અમલાપુરમ, ભદ્રાચલમ, રાજમહેન્દ્રી, પેડાપુરમ, કોકાનાડા, પિથાપુરમ, તુની, પોલાવરમ, ચોડવરમ, યેલ્લવરમ, રઝોલ અને નુગુર તાલુકા આવેલા છે પશ્ચીમ ગોદાવરીમા નિદવોલ, તડેપલ્લીગુડમ, કામવરપુકોટા, ભીમવરમ, નરસાપુર, એલોર અને ટેનુકુ તાલુકાઓ છે.

જીલ્લામા કોકનાડા બંદર છે અને નગવિદ, વતગર, પાનરપેડ, એલોર, ટેન્કુલુર, ભીમડોળ, તડેપલ્લીગુડમ, નવાબપાલમ, નિદવોળ, ચીગચ, કોવુર, ગોદાવરી, રાજમહેન્દ્રી, કડીઅમ, દારપુડી, અનપરતી, બીખવોલ, મેડાપડુ સામલકોટ, કોકનાડા ટાઉન, કોકનાડા પોર્ટ, પિથાપુરમ, ગોલ્લાપોલ, દુર્ગાડ, અન્નવરમ, હસાવરમ અને તુની એ રલ્વે સ્ટેશનો છે

જીલ્લાના જાણવા જોગ સ્થળોની ટુકી વિગત નીચે આપવામાં આવે છે

કોકનાડા— કાગડાનો મુલક એવો એનો અર્થ થાય છે જીલ્લાનું તે મુખ્ય શહેર છે વસ્તી ૫૩૩૪૮ માણસની છે વેપારનું મથક છે રૂ અનાજ, તમાકુ અને શેરડી નિકાસની ચીજો છે અહીઆથી અનેક જગોએ સ્હેરા રસ્તાઓ ગએલા છે મદ્રાસથી કલકત્તા ઘોરી રેલ્વે માર્ગના સામલકોટ સ્ટેશનેથી દશ માઇલની

અંતગની એક રેલ્વે શાખા કોકનાડા સુધી છે. રેલ્વે સ્ટેશન બંદર પરનાં ગોદામોની પાસે જ આવેલું છે. કિનારા પર લગભગ ૩૦ જેટિઓ છે અને સ્ટીમરોમાં માલ ચડાવવા માટે મોટાં મોટાં ગોદામો છે. સ્ટીમરો દરિઆમાં ૭ માઇલ દૂર ઉભી રહે છે પણ ૧૬ ટનથી ૮૬ ટન વજન લઇ જઇ શકે એવાં મોટાં હોડકાં મારફત સ્ટીમરો પર માલની લાવજાવ કરવામાં આવે છે. યુનાઇટેડ કિંગડમ અને ફ્રાન્સ ખાતે રૂ ઘણું ચડાવવામાં આવે છે ચોખા અને ધાન સિલોન અને મોરીશ્યસ સારૂ આ બંદરેથી ઘણા મોટા જથ્થામાં જાય છે. અમેરિકાથી કેરોસીન જવાથી ખાંડ અને યુનાઇટેડ કિંગડમથી ધાતુઓ મુખ્યમાં એ ચીજો આ બંદરે આવે છે. આ શહેરમાં ૪ જિનિંગ ફેક્ટરી, ૧૫ રાઇસ મિલ, ૭ ઓઇલ મિલ, ૨ શણુની ગાંસડી બાંધવાના પ્રેસ, ૧ વર્કશોપ અને ત્રણ કેરોસીન કંપનીનાં કારખાનાં આવેલાં છે.

રાજમહેન્દ્રી— એ આ જીલ્લાનું બીજું અગત્યનું મથક છે. તેની વસ્તી ૫૩૭૯૧ માણસની છે. અંદરના ડુંગરાળ પ્રદેશમાંથી ઇમારતી લાકડું ગોદાવરી નદી મારફત આવીને અહીંઆ ઉતરે છે. મીઠાંના અગરો પણ અહીંઆ આવેલા છે અને મીઠાનો વેપાર પણ સારો થાય છે. રાજમહેન્દ્રી મદ્રાસથી કલકતા રેલ્વે લાઇનનાં ધોરી રસ્તા ઉપર આવેલું છે. રાજમહેન્દ્રીમાં બે સ્ટેશનો છે. મુસાફરો માટે શહેરની વચમાં ગોદાવરી સ્ટેશન છે અને બે માઇલ પછી રાજમહેન્દ્રી સ્ટેશન છે.

ગામનો ગૃહ ઉદ્યોગ કપડાંનું રંગાટ અને છાપણી કામનો છે. ઘણીએ તરેહની છીંટ બનાવવામાં આવે છે. અહીનો તંબાકુ પણ ઘણો વખણાય છે. મોટા પાયાપર ચામડાં કાલવવા, રંગવા અને સામાન બનાવવાનાં કારખાનાં ટેનેરીઝ પણ આ શહેરનાં પરાંઓમાં આવેલ છે. શહેરની સેન્ટ્રલ જેઇલમાં શેતરંજીઓ ઉની ધાબળા અને સુખડ તથા બીજાં લાકડાં પરનું શિલ્પકામ ઘણું વખાણવા જોગ બને છે.

શહેર નજીકમાંજ ગોદાવરી નદી પરનો જે પુલ છે તે ઘણોજ જોવા લાયક છે. પુલ પર ઉભા રહી જોવાથી ગોદાવરી નદીનું દશ્ય ઘણું રમ્ય લાગે છે. જરા ઉંચે જોતાં રાજમહેન્દ્રી શહેરનાં ગૃહમંદિરોની હારમાળા પણ આંખને ખેંચે છે. આ પુલ ઉપર જુદો પગ રસ્તો નથી પણ પુલ ઉપરજ લાકડાં અને લોખંડ ના બિંબ બિછાવી દીધા છે એટલે ચાલી શકાય છે. તે લગભગ પોણા બે માઇલ લાંબો છે. થાંભલા થાંભલા આગળ બોંચ રાખવામાં આવેલ છે જેથી ટ્રેઇન પસાર થતી વેળા પુલ ઉપર થઇને જનારા સહી સલામત ઉભી રહી શકે. આ હિંદ દેશની નદીઓ પર બંધાએલા લાંબામાં લાંબા પુલોમાં આ ગોદાવરીનો પુલ બીજે નંબરે છે. ૧૪ રાઇસમિલ, ૧ રેલ્વે વર્કશોપ અને કાગળની મિલ આ શહેરમાં આવેલ છે.

દોલઇશ્વરમ્— રાજમહેન્દ્રીથી પાંચ માઇલને અંતરે એક નાનું ગ્રામ્ય સ્થાન છે પણ ત્યાં ગોદાવરીને બાંધેલો ઇજનેરી કામના અદ્‌ભુત નમુના રૂપ બંધ આવેલો છે. ગામમાં વસ્તી ૭૭૯૯ માણસની છે, નદીનો બંધ ૧૮૪૭ માં બાંધવો શરૂ કર્યો હતો અને ૧૮૫૨ માં સાડી પંદર લાખ રૂપિઆના ખરચે પુરો થયો હતો. આ બંધ બાંધી ત્યાંથી બીજા સ્થળોમાં નહેરો લઇ જતા તે નહેરો વાટે ધાનનાં ખેતરોનો એક લાખ એકર જેટલો વિસ્તાર પોષાય શકે છે.

નદીપીચીકા, મધુર અને વિશ્વરમ્ લંકા જે બેટડાં નદીને વિખા નાંખે છે ને વચ્ચે ઇંટની દિવાલો ચણવામાં આવી છે. એવો હિસાબ છે કે આ કામમાં ૮ લાખ ટન પથરા અને કેટલાએ લાખ ઇંટો વપરાયેલી

છે વળી સરવે કામ સારી રીતે પુરૂ થતા ૧૯૦૩-૪ ના વરસ સુધીમાં આ કામ પાછળ ૧ કરોડ ૩ લાખ રૂપિઆ ખરચાયા છે. હાલમાં આ બાંધ કામથી ખેડુતોને પાણી આપવામાં આવે છે તેમાથી સરકારને સેકડે ૧૭ ટકા નફો મળે છે. નદીના વિશાળ પટનાં જુદે જુદે સ્થળે આવેલા ગામડાંઓમાં આવજાવ કરવાને ૪૦ થી ૭૦ માણસો લઇ જઇ શકે એવી નૌકાઓ હરહમેશ સેકડોના પ્રમાણમાં ચાલતી હોય છે. બે ખાનગી બોટ સરવિસ પણ છે. ત્યા એક વર્કશોપ પણ છે.

સામલકોટ— કોકનાડા જવા સારૂ જંકશન છે. સામલકોટમાં ૧૫૩૨૬ માણસની વસ્તી છે. પહેલા ત્યા લશ્કરી થાણુ હતુ સાકરના કારખાના અને દારૂ બનાવવાની ભઠી છે. દેશી ચામડાના જોડાની બનાવટ માટે આ ગામ ઘણું વખણાય છે. ત્યા બે રાઇસ મિલ છે. ત્યાથી અઢી માઇલને અંતરે પેડાપુરમ્ ગામ છે તે વેપારી મથક છે.

પેડાપુરમ્— ગામની વસ્તી ૧૪૬૨૦ માણસની છે. પુરાતન કાળમાં તે એક સમર્થ રાજવંશનુ પાટનગર હતુ પાદર અને સીમમા હજુ જુના ખંડેરો પડેલા છે. અહીઆ શેરડીનો પાક ઘણો થાય છે.

રસોલ— આ નાનો ગામડામા નાળિએરી અને કેળના મોટા મોટા બગીચાઓ આવેલા છે શેરડી ઘણી થાય છે

પિથાપુરમ્— પણ એક ઘણુ રમ્ય ગામ છે. તેમા તે જમીનદારીના શ્રીમત જમીનદાર રહે છે. ગામની વસ્તી ૧૫૭૯૦ માણસની છે. તેમા ત્રણ રાઇસમિલ છે

અમલાપુરમ્— વસ્તી ૧૩૬૧૯ માણસની નાળિએરી સોપારી અને કેળના બગીચાઓ પુષ્કળ આવેલા છે. આ ગામનો તબાકુ ઘણો વખણાય છે.

નીડદવોલુ— વેપારનુ સારૂ મથક છે. તેમની આસપાસનો વન્ય પ્રદેશ ઘણો સુંદર છે. ગામમા ૩ રાઇસ મિલ છે.

કોવ્વુર— નાનુ ગામડુ છે પણ તહેસીલદારનુ થાણુ છે. ગૌત્તમ મહર્ષિ ગોદાવરીને પાતાલમાથી ફરી અહીઆ લાવ્યા હતા તેની નિશાની લોકો અહીઆ બતાવે છે.

દુની— મોટુ રેલ્વે સ્ટેશન છે વસ્તી ૯૯૭૫ માણસની છે ગામમા ૪ રાઇસ મિલ છે.

પન્ડલપર્રુ— મા ૨ કાપડ વણવાના કારખાના છે

મન્દપેટા— વસ્તી ૧૦૨૫૧ માણસની છે અને ૨ ગાઇમ મીલ છે

પાલકોલ— ધાનના વેપારનુ સારૂ સ્થળ છે ૬ રાઇસમિલ છે.

તડેપલ્લીગુડમ્— મા સાત રાઇસ મિલ છે

રામચદ્રપુરમ્— મા શેરડી અને તમ્બાકુ ઘણી સારી થાય છે.

ભદ્રાચલમ્— રાજમહેન્દ્રીથી ૯૦ માઇલને અંતરે ગોદાવરી નદીના કિનારા પર આ ગામ આવેલ છે તેમા એક અતિ પુરાણું રામજી મદિર છે તે મદિરના પગથીઆ ગોદાવરીના જલના પટમા પડે છે. પ્રાચીન ઋષિ વશિષ્ટે આ મદિર બંધાવ્યુ છે એમ કહેવાય છે ત્યા રામનવમિનો મોટો મેળો ભરાય છે તે વખતે વેપાર ઘણો સારો ચાલે છે તેમા ધનાઢ્ય જમીનદાર રહે છે નામદાર નિઝામની સરકાર આ મંદિરને વાર્ષિક ૧૯ હજાર રૂપિઆનુ સાલીઆણુ આપે છે,

બેડનોવ— રાજમહેન્દ્રીથી ૩૦ માઇલ દુર છે. આ ગામથી ૪ માઇલને છેટેથી નિઝામ સરકારની સરહદ શરૂ થાય છે નજીકમા બરાખરનો ઘુઘરીઆ પાણા અને કોલસાની ખાણો વાળો સાડા નવ ચોરસ માઇલના વિસ્તારવાળો પ્રદેશ છે

## કૃષ્ણા જીલ્લો

ઉત્તરમા નિઝામના સંસ્થાનો અને ગોદાવરી જીલ્લો, પૂર્વમા ગોદાવરી નદી અને બંગાલનો સમુદ્ર, દક્ષિણમા બંગાલનો સમુદ્ર અને કૃષ્ણા નદી અને પશ્ચિમે કૃષ્ણા નદી તથા આ ઇલાકાનો ગુન્ટુર જીલ્લો આવેલા છે તેનુ ક્ષેત્રફળ ૫૯૦૭ ચોરસ માઇલ અને વસ્તી ૧૦૮૬૯૩૨ માણસની છે આખા જીલ્લામા તેલુગુ ભાષા બોલાય છે

પ્રદેશ સપાટ છે અને કોઇ ડુગર કે પહાડ નથી કૃષ્ણા નદીના પાણી આખા જીલ્લાને ફળદ્રૂપ રાખે છે બેઝવાડા પાસે એક બંધ બાંધીને તેમાંથી અનેક નહેરો ઘણે દૂર સુધી લઇ જવામા આવી છે જેથી ખેતીવાડી પોષાય છે. કોલાર સરોવર પૂર્વે વચમા આવેલુ છે તેનો થોડો ભાગ ગોદાવરી જીલ્લાની ૯ મા ગએલો છે તળાવનો ઘણો ભાગ કીચડવાળો છે અને ઉનાળાની મોસમમા તો તે સુકાઇ જાય છે તેમા કેટલાક નાના બેટકા પણ આવેલા છે તેનાપર ખેતી થાય છે અને વસ્તી પણ છે

જીલ્લાના આબોહવા ઘણીજ સુખાકારી ભરેલા છે અને મછલીપટણ તો એક ઘણીજ સરસ હવા પાણી સ્થળ ગણાય છે વરસાદ સરેરાસ વરસમા ૩૭ ઇંચ પડે છે ખેતીવાડીમા મુખ્ય નીપજ ધાનની છે પણ તે ઉપરાત કેટલીએ જાતના ધાન્ય પણ પેદા થાય છે કપાસ, ગળી અને તેલી બીયાં પણ ખેતી થાય છે જીલ્લાનો મુખ્ય ઉદ્યોગ ખેતીવાડી અને પછી વણાટ કામનો છે

જીલ્લામા મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે પથરાએલી છે બેઝવાડા એ મુખ્ય જંકશન છે હૈદ્રાબાદની નામદાર નિઝામની નિઝામ ગેરન્ટીડ સ્ટેટ રેલ્વે અને મદ્રાસ સધર્ન મરાઠા રેલ્વેની એક શાખા પશ્ચિમમા ગુન્ટુર તરફ કરનુલ બેલ્લારી વગેરે જીલ્લાઓમા થઇ ધારવાડ ઓળગી છેક પશ્ચિમના માર્ગોવા બંદર સુધી જાય છે બેઝવાડાથી એક શાખા મછલીપટણ સુધી જાય છે નહેરો અને નદીઓના જલમાર્ગે હોડકાંના આવજાવના રસ્તા પણ ઘણી લબાઇ સુધીના છે

મછલીપટણ મુખ્ય બંદર છે અને જીલ્લામા નીચે મુજબ રેલ્વે સ્ટેશનો છે—

બેઝવાડાથી ઇશાને રાજમહેન્દ્રી લાઇનમા બેઝવાડા ગન્નવરમ મુસ્તાબાદ ગણપવરમ, અનાપુરમ, નગવિદ પાનરપાડુ અને એલોર સ્ટેશનો છે

બેઝવાડાથી મછલીપટણ સુધીની લાઇનમા, બેઝવાડા ગામવલ્લપાડુ નિદમનુર, ઉપ્પલુર, તરીગોપુલ, ... પલી દોમપડુ ગુડીવાડ નુજેલ્લા, ગુડલાવલેરૂ કાવુતરમ વડલામનડ પેડાના, ચિલકલપુડી અને મછલીપટણ આવેલા છે

બેઝવાડાથી નિઝામ ગેરન્ટીડ સ્ટેટ રેલ્વે લાઇન ઉપર કોન્ડાપલ્લી ગગીનેની વગેરે સ્ટેશનો છે

બેઝવાડાથી પશ્ચિમ તરફની ગુન્ટકલ લાઇનના સ્ટેશનો ગુન્ટુર જીલ્લામા આવેલા છે

જીલ્લાના નીચે મુજબ તાલુકાઓ છે – બન્દર, બેઝવાડા ભીમવરમ, દિવિ, ગણુવરમ, ગુડીવાડા, કેકલુર, નંદીગામ, નરસાપુર, નગવિદ, તનુકુ, તિરૂવર અને યેરનગુડમ,

જાણવા જોગ સ્થળો નીચે મુજબ છે

મછલીપટણમ્— તેને મછલી બંદર પણ કહે છે મદ્રાસથી ૩૧૮ માઇલ દૂર છે બેઝવાડાથી એક શાખા રેલ્વે મછલીબંદર સુધી જાય છે શહેરની વસ્તી ૪૨૮૪૦ માણસની છે તે શહેર ત્રણ વિભાગમાં વિભાજીત થએલું છે પહેલો ભાગ કિલ્લાનો, બીજો ગોરા લોકની વસ્તીવાળો અને ત્રીજો દેશીઓથી વસાએલો કિલ્લાવાળો ભાગ દરિઆ કિનારે આવેલો છે ૧૮૬૪મા સમુદ્રે માઝા મુકી હતા અને ભયંકર મોજાઓએ ઉછળી આવી એ કિલ્લાના ૩૦ હજાર માણસની વસ્તીને સમુદ્રમા સમાવી દીધી હતી તે વખતથી સરકાર હવે ત્યા છાવણી રાખતી નથી ભાગ પણ ઉજ્જડ જેવો છે અને દેવળો પણ પડી આખડી જેવા થઇ ગયા છે બંદરમા પરદેશની મોટી સ્ટીમરો ભાગ્યેજ લાંગરે છે ઉભી રહે છે તો બંદરથી પાંચ માઇલને અંતરે દૂર ઉભી રહે છે દેશી વહાણો મારફત અહીંઆથી કોલસા સાથે ચોખા વગેરેનો વેપાર ચાલે છે મોગલ સામ્રાજ્યના અમલમા સમ્રાટ ઔરંગઝેબની અહીંઆ એક ટંકશાળ હતી તે ટંકશાળમા જે નાણું પાડવામા આવતું તેને મછલીપટમ ચલણ કહેવામા આવતું શહેરમા ગાલીચા બનાવવાનો અને પાલમપોર નામના એક જાતના રંગીન કાપડના વણાટનો ઉદ્યોગ સારો છે ગાલીચાઓ તો ઠેઠ વિલાયત સુધી મોકલવામા આવે છે પાલમપોર કાપડ મુંબઇ અને ઇરાન ખાતે જાય છે પાલમપોરના પુરાણા ખુમાર અને રંગ હવે અદૃશ્ય થતા જાય છે તો પણ છાપણીનું કામ હજુ જોરમા ચાલે છે શહેરમા ૧૨ રાઇસમિલ અને એક સાકર બનાવવાનું કારખાનું છે

બેઝવાડા— મદ્રાસથી કલકત્તા જવાના રેલ્વેના ધોરી રસ્તા ઉપર મદ્રાસથી ૨૬૯ માઇલને અંતરે આવેલું છે તેના દક્ષિણ ભાગમાં કૃષ્ણા વહે છે અને આસપાસ ડુંગરાળ પ્રદેશની ધાર છે શહેરમા વસ્તી ૪૪૧૫૮ માણસની છે મદ્રાસથી કલકત્તા જવાનો ધોરી પગ રસ્તો શહેરની વચ્ચો વચ થઇ નીકળે છે એટલુંજ નહી પણ મછલીપટણથી નિઝામ હૈદ્રાબાદ જવાનો એક બીજો રસ્તો પણ શહેરના મધ્યભાગથી પસાર થાય છે

કૃષ્ણા નદી પર પગરસ્તા વાળો જબરો પૂલ અને એક ઘણોજ પ્રસિદ્ધ બંધ બાંધેલો છે આ બંધ વાટે નદીના પાણીની નહેરો બનાવી પ્રદેશમા ઘણે દુર દુર પ્રસરાવવામા આવી છે બેઝવાડા પ્રદેશમાની સર્વ નહેરોનું સંગમ સ્થાન બન્યુ છે વિઝાગાપટમ ગોદાવરી અને નેલોર જીલ્લાઓની નહેરો પણ અહીંઆ જોડાએલી છે તેથી મદ્રાસથી વિઝાગાપટમ સુધીનો હોડીમા સફર કરવાનો સળંગ જલમાર્ગ બની રહ્યો છે પ્રસિદ્ધ ચીના પ્રવાસી હુ-યેન-શિંગ અહીંઆના બુધવિહારમા ઘણા મહિનાઓ સુધી વસ્યો હતો પાલ્લવ, ચાલુક્ય, અને ગણપતિ વગેરે કુળના ક્ષત્રિય રાજાઓ અહીંઆ થઇ ગયા છે બેઝવાડાની આસપાસના ટેકરાઓની કારમાળામા ડુંગરામાથી કોતરી કાઢેલા અસંખ્ય હિન્દુ અને બૌદ્ધ મંદિરો આવેલા છે ઉત્તરની ટેકરી પર બૌદ્ધ વિહાર ને મંદિર છે તથા કેટલીક ગુફાઓ છે તે જોવા લાયક છે પશ્ચિમે એક ટેકરી છે તેના પર પ્રાચીન કાળમા અર્જુન અને ઇંદ્રનું યુદ્ધ થયુ હતુ એમ કહેવાય છે શહેરમા સાધારણ ચામડા રંગવાનો ઉદ્યોગ છે તે ઉપરાંત ૩ જિનિંગ ફેક્ટરી ૮ રાઇસ મિલ ૧ હોઝીઅરીનું કારખાનું અને એક વર્કશોપ આ શહેરમા આવેલ છે ઉંદવલ્લીનું વિષ્ણુ મંદિર ઘણું જોવા લાયક છે

અમરાવતી— બેઝવાડાથી ૨૦ માઇલને અંતરે કૃષ્ણા નદીના દક્ષિણ કિનારે આવેલું એક પ્રાચીન સ્થળ છે ત્યાં જવા સારૂ ગુન્ટકલ લાઇનમાં ગન્તુર સુધી રેલ્વે રસ્તે થઇને પછી ૧૮ માઇલનો રસ્તો કાપવા એક્કા લેવા પડે છે. આ સ્થળે પ્રાચીન પાલવ ચક્રવર્તિઓની રાજધાની હતી એમ કહેવાય છે. અહીઆથી નકશીદાર આરસની તકતીઓ અને સ્ફાટિકના કુંડાં અંગ્રેજ સરકારે દખલગીરી ન કરી ત્યાં સુધી સારા દેશમા લઇ જવામા આવતા હતા. મદ્રાસના સરકારી સંગ્રહ સ્થાનના આ સ્થળેથી એકઠી કરેલી ઘણી પ્રાચીન વસ્તુઓનો સંગ્રહ થયેલો છે. લંડનના બ્રિટિશ મ્યુનિઝીઅમમાં આ સ્થળની એક નકશીદાર આરસની ઝાંગી ગોઠી પર ગોઠવવામા આવી છે. ઇશુની પહેલી સદીમા પડેલા ચલણી નાણાંના સિક્કા, આરસ અને સ્ફાટિક હજુ અહીની કેટલીએ અગોચર જગો પરથી મળી આવે છે.

કોન્ડાપલ્લી— બેઝવાડાથી દસ માઇલને અંતરે નિઝામ ગેરેન્ટીડ સ્ટેટ રેલ્વે લાઇન ઉપર એક નાનું ગામડુ છે ત્યા એક પહાડ પર બહુ પુરાણો કિલ્લો જોવા લાયક છે ત્યા રેડી કુલના રાજાઓ બધાવેલા રાજ પ્રસાદના અવશેષો હજુ જોવામા આવે છે ગામના લોક રમકડા બનાવવામા ઘણા કુશળ છે. લાકડાને કોતરીને તથા પહાડની ચીકણી ઉજળી માટીને ઘડીને, ભાત ભાતના માણસો જાનવરો અને જતુઓના આકારના રમકડા બનાવવાને ઓશરીમા ઘરના માણસો મશગુલ બનેલા જોવામા આવે છે.

ગુણ્ડકલ— એક નાનુ ગામડુ છે પણ ત્યાં ડિસ્ટ્રિક્ટ_બોર્ડની દેખરેખ નીચે પત્થરને ભચરડી કાંકરી કરવાની એક ચક્કી ચાલે છે.

એલોર— એક મોટુ ગામ છે પ્રદેશમાની સર્વે નહેરો અહીઆ એકઠી થાય છે તેથી આસપાસની સરવે પેદાયશની ચીજો અહીની બજારમા આવીને ભરાય છે ગાલીચાઓની બનાવટ માટે તે ઘણુ પ્રસિદ્ધ શહેર છે ગામની વસ્તી ૪૫૮૬૨ માણસની છે. ચામડા રંગવાનો ઉદ્યોગ પણ ઠીક છે. ગામમા ૨ રાઇસ મિલ છે કોલેર સરોવર નજીકમાજ આવેલુ છે ગામથી ૬ માઇલને અંતરે પ્રાચીન વેગી સામ્રાજ્યની રાજધાનીનાં ખંડેરો પડયાં છે.

નરસપુર— આ વસ્તી ૨૩૧૫૯ માણસની છે. ગામમા ફ્રાર રીતનો ઉદ્યોગ ઘણો સારો છે

જગયપેટા— એક નાનું ગામ છે. વસ્તી ૯૦૨૭ માણસની છે મચ્છલીપટ્ટણથી હૈદરાબાદ જવાના પેગ રસ્તા પર વેપારનુ મથક છે. ગામમા કાપડનુ વણાટ કામ મોટા પાયા પર થાય છે

ગુડીવાડ— આ ૧૦૪૨૧ માણસની વસ્તી છે તેમા ૧૨ રાઇસ મિલ છે

ચેન્ડવોલ— એક નાનુ ગામડુ છે પણ ૧૮૭૩ મા અહીંઆથી સોનાની ઇટોનો ખજાનો મળી આવ્યો હતો તેથી તે ગામ ધ્યાનમાં રાખવા લાયક છે

પાલ્કોલુ વસ્તી ૧૦૦૫૨, અટિવિ વસ્તી ૧૧૩૭૫ માણસની એ અને બીજા મોટા ગામો આ જીલ્લામાં આવેલા છે.

## ગન્તુર જીલ્લો

ઉત્તરે કૃષ્ણા નદી, દક્ષિણે નેલોર જીલ્લો પૂર્વમા કૃષ્ણા નદી અને બંગાલાનો સમુદ્ર તથા પશ્ચિમે કરનુલ અને નેલોર જીલ્લાઓ અને કૃષ્ણાનદી આવેલ છે તેનુ ક્ષેત્રફળ ૫૭૩૫ ચોરસ માઇલ અને વસ્તી ૧૮૦૯૫૭૪ માણસની છે જીલ્લામા તેલુગુ અને હિન્દુસ્થાની ભાષાઓ બોલાય છે

બેઝવાડા અને સીતાનગર વચ્ચેના ડુંગરને સાંધી કૃષ્ણા નદી ઉપર એક બંધ બાંધવામા આવ્યો છે વિનુકોન્ડાના ડુંગર પાસે કૃષ્ણા નદી આ જીલ્લામા પ્રવેશ કરે છે અને ૮૦ માઇલની લંબાઈ સુધી વહી સમુદ્રને મળે છે ગુન્ડલકમા નામની નદી કુમ્બુમ તાલુકામાથી નીકળી આ જીલ્લાના વિનુકોન્ડા ને ઓન્ગોલ તાલુકાઓમા વહે છે નગુલેરૂ અને મુસી નામની બીજી બે નદીઓ છે તે ઉપરાંત જીલ્લામા કોમ્મમુર બેન્ક અને નિઝામપટમ્ નામની ત્રણ મોટી નહેરો છે આમા હોડીઓ ચાલી શકે છે કોમ્મમુર નહેર બાપટલા તાલુકામા પેડાગન્જમ પાસે બકીંગહામ નહેરને મળે છે અને એ રીતે મદ્રાસથી બેઝવાડા સુધીનો એક સળંગ જળમાર્ગ બને છે

ગુન્ડલકમા નદી આ જીલ્લાને નેલોરથી જુદો પાડે છે જીલ્લાનો પ્રદેશ સપાટ છે અને નહેરોની સારી રીતે પાણીની સગવડતાવાળો ક ઇ ૬૦ ક ૨ ન ૭૯ ૨ કુર્ક ના ના રેતાના પટ આવેલ છે તે લગભગ એકેક માઇલની પહોળાઇમા અને કોઇ કોઇ ૩૦થી ૪૦ ફીટ ઉંચાઇના છે પ્રદેશમા સરેરાસ વરસાદનુ પ્રમાણ ૩૪ ઇંચનુ છે

જીલ્લાની જમીન ફળદ્રુપ છે ચોખા ઘઉં ચણા વગેરે ધાન્યના ખેતી થાય છે કપાસ, તમાકુ અને તેલીબીયા અને ગળીનુ વાવેતર કરવામા આવે છે કપાસ અને એરંડી ખાસ અગત્યની નીપજ છે જીલ્લામા વણાટ કામનો ઉદ્યોગ ક્રમેક્રમે આગળ વધતો જાય છે

જીલ્લાની કિનારીએ મદ્રાસ સધર્ન મરાઠા રેલ્વેની મદ્રાસથી કલકત્તા જતી ધોરી લાઇન અને વચમા ગુન્ટકલથી બેઝવાડા આવતી લાઇન પસાર થાય છે

ગુન્ટકલથી બેઝવાડા તરફ આવતી રેલ્વે લાઇન પર નીચે મુજબના રેલ્વે સ્ટેશનો આ જીલ્લામા છે કુરીચેડ ગુન્ડલકમ્મા વિનુકોન્ડા, સાવલ્યપુરમ્ સન્તમગુલુર, મનુમકો નરસરાવુપેટ, સટ્ટેનુર, ફીરંગીપુરમ્ સત્તનાપલ્લી, ગુન્તુર, નમ્બુર મંગળગિરિ અને તડેપલ્લી

મદ્રાસથી વોલટેર તરફ જતી રેલ્વે લાઇન પર નીચે મુજબના સ્ટેશનો આ જીલ્લામાં છે ઓગલો ડગડી અમ્મનાબ્રોલુ, ઉપ્પુગુન્ડુર ચિનાગન્જમ વેટપાલમ્ ચિરલા, સ્ટુઅર્ટપુરમ્ બાપટલા અપ્પીકટલા, નીડુબ્રોલુ ટસુ દરૂ ટેનાલી કોલાકલુર, દુગીરલ, ચિલુવુર પેદ્દાવડલાપુડી, કે લનગોન્ડા કવોરી, કિસ્નાકેનલ

ગન્તુરથી ટેનાલી થઇને રેપાલે સુધી એક શાખા રેલ્વે છે તે ઉપર નીચે મુજબ સ્ટેશનો છે ગુન્તુર વેજેન્ડલા, જગનામુડી, અંગાલાકુદુરુ, ટેનાલિ, ઝમ્પાની કોલ્લુર રોડ, બટ્ટીપ્રોલ, પલ્લીકોના, રેપાલે, વિ નક્ષ મ

જીલ્લાના નીચે મુજબ તાલુકાઓ છે – ટેનાલિ, બાપટલા, ઓંગોલ, નરસારાવપેટ, રેપલ્લે, વિનુકોન્ડા, સત્તેનાપલ્લી, ગુન્તુર અને પાલનાડ

જીલ્લામાના જાણવા જોગ સ્થળો નીચે મુજબ છે

ગુન્તુર— જીલ્લાનું મુખ્ય શહેર છે કૃષ્ણા નદીની દક્ષિણે આવેલુ છે તેમા ૪૮૧૮૪ માણસની વસ્તી છે બેઝવાડાથી ૨૦ માઇલને છેટે છે ચોખા રૂ મરચા, અનાજ અને તમ્બાકુનો વેપાર ઘણો મોટો ચાલે છે ઇમ્પેરિઅલ ટોબેકો કમ્પનીનુ એક મોટુ કારખાનું આ ગામમા આવેલું છે ગામમા ૨૭ રાઇસ મિલ, ૭ જિનિંગ ફેક્ટરી છે અને એક ગન્તુર જ્યુટ કોટન અને પેપર મિલ છે

મંગલગિરિ— એક નાનું પણ વેપારનું મોટું મથક છે તેમ જાત્રાનું ધામ પણ છે નરસિંહસ્વામિના બે મંદિરો છે તેમાંનું એક ઉંચા ટેકરા પર છે જ્યા ૬૦૦ પગથીઆં ચડયા પછી જવાય છે માર્ચ મહીનામા મોટો મેળો ભરાય છે ત્યા એક સદાવ્રત છે જેમા રોજ બ્રાહ્મણોને ભોજન આપવામા આવે છે દેવસ્થાનમા એક રત્નજડિત પલંગ છે જે કૃષ્ણા દેવી પોતે વાપરતા એમ કહેવામા આવે છે આ પલંગ તાન્જોરના મહારાજાએ આ મંદિરને ભેટ આપ્યો છે ગામમા વણાટ કામનો ઉદ્યોગ મુખ્ય છે ગામમા ૩ જિનિંગ ફેક્ટરી અને રાઇસ મિલ છે

સત્તેનાપલ્લી— એક નાનુ ગામડુ છે પણ આસ પાસના પ્રદેશમા કપાસના પુષ્કળ ખેતરો આવેલા છે રૂ નીપજાવનારૂ આ જીલ્લાનુ આ મોટામા મોટુ મથક છે ગામમા બે જિનિંગ ફેક્ટરી છે વેલમકોન્ડા અને ધર્મકોટ નામના બે પ્રાચીન કિલ્લાઓ આ ગામની નજીકમા આવેલા છે

વિનુકોન્ડા— આ એક નાનુ ગામડુ છે તેજ નામનો ડુંગર પણ ગામના પાદરમાજ છે એવુ કહેવાય છે કે શ્રીરામે સીતાના હરણના સમાચાર સહુથી પ્રથમ આ ડુંગર ઉપર સાંભળ્યા હતા

ઓંગોલે— એક જાણીતું સ્થળ છે તેમા ૧૪૮૭૬ માણસની વસ્તી છે રેલ્વે સ્ટેશનથી શહેર એક માઇલને છેટે છે કોટાપટમ નામનુ બંદર જે જુના વખતમા ઘણું વખણાતું હતુ તે અહીઆથી ૧૦ માઇલને અંતરે છે ગામની હવા ઘણીજ સુખાકારી ભરેલી છે જીલ્લાના સબકલેક્ટર અહીઆ રહે છે આ ગામમા દર વરસે ઢોરનુ એક મોટામા મોટુ બજાર ભરાય છે આખા દેશમા આવુ મોટુ પ્રદર્શન બીજી કોઇ જગોએ થતુ નથી આ બજારમા ઘણે દૂરથી દેશના સારા સારા સાંઢ ગાય અને ભેસ આવે છે દક્ષિણ અમેરિકા ઓસ્ટ્રેલિઆ અને જાવા વિગેરે દેશો માટે ઢોરોની ઓલાદ સુધારવાને આ બજારમાથી અસંખ્ય ઢોરો ખરીદાય છે ગામમા વિષ્ણુ અને શિવના બે ભવ્ય મંદિરો છે

ટેનાલિ— મા ૨૩૨૩૦ માણસની વસ્તી છે રેલ્વેનું જંકશન છે નિઝામપટમ નહેરના ઉપર આવેલુ છે ધાનના વેપારનું મુખ્ય મથક છે ગામમા ૧૮ રાઇસ મિલો છે

નિડુબ્રોલુ— ગુન્તુરથી ૧૮ માઇલને છેટે આવેલું છે બાના નાગેશ્વર સ્વામિના મંદિર માટે તે પ્રસિદ્ધ છે તે મંદિર બાર વરસમા એક વાર મહોત્સવ પ્રસંગે પાણીમા તરે છે તે વખતે ઘણુ મોટુ

ાયક સરઘસ નીકળે છે આ મહોત્સવ મે માસમા આવે છે

નરસારાવપેઠ— ની વસ્તી ૧૧૩૦૮ માણસની છે છાવણી માટેના લોખંડના ફર્નીચર કામની . માટે આ ગામ ઘણુ વખણાય છે ગામમા તબાકુના કારખાના પણુ ઉઘડતા જાય છે મરચા અને પારનુ મોટુ મથક છે થોડે દૂર દ્રોણુટ્વ કરીને નાનુ ગામડુ છે ત્યા ધાબળા બહુ સારા વણુાવામા આવે મમા ૨ રાઇસ મિલ અને ૩ જિનિંગ ફેક્ટરી છે

ચિરાન— મા ૧૫૩૨૩ માણુસની વસ્તી આ ગામ અને પાસેનુ મોટુપાલે નામનુ ગામ કાપડનાં અને રંગાટ કામ માટે ઘણુજ વખણાયુ છે અહીઆનુ રંગેલુ કાપડ મુંબઇ અને એડન સુધી જાય છે ા સમુદ્ર કિનારો ચાર માઇલ દૂર છે

ચીનકલુરપેઠ વસ્તી ૧૧૧૫૦, વેટપાલ વસ્તી ૧૦૨૮૦ અને બાપટલા વસ્તી ૧૦૫૦૧ વગેરે મોટા છે વેટપાલમમા વણાટ કામ સારૂં થાય છે

## ાર જીલ્લો

કોરોમંડલ કિનારા ઉપર આ જીલ્લો આવેલો છે એની પૂર્વે બંગાલાનો સમુદ્ર, પશ્ચિમે પૂર્વ ઘાટના ઓ જે તેને કરનુલ જીલ્લાથી જુદો પાડે છે ઉત્તરમા ગન્તુર જીલ્લો અને દક્ષિણે ઉત્તર આરકોટ તથા ાપેટ જીલ્લાઓ આવેલા છે તેનુ ક્ષેત્રફળ ૭૯૭૩ ચોરસ માઇલ અને વસ્તી ૧૩૮૫૫૫૩ માણુસની છે

આ જીલ્લો પૂર્વ ઘાટના ડુંગરાઓથી થઇને સમુદ્ર સુધી એક સપાટ પ્રદેશની પટી જેવો છે. જીલ્લાની રીનો ભાગ રેતીના રણથી ઢંકાએલો છે અને તે વાટે કેટલીક વાર સમુદ્રના મોજા અંદરના મા ધસી આવે છે ને તેથી ખેતરોમા મીઠાના થર બાઝી રહે છે પછી અંદરનો ભાગ જરા ઉંચાણમા છે પણ જમીન કુદરતી રીતે ફળદ્રુપ નથી જીલ્લાના અર્ધા ભાગમા માંડ ખેતી થઇ શકે જમીનનો બાકીનો ભાગ નકામો પત્થરવાળો અને નાના નાના ઝાડ વેલાના જંગલથી ઢંકાએલો છે આ ામા સુંદરમા સુંદર વૃક્ષો ગામડાની આસપાસ જણાય છે પશ્ચિમની બાજુએ એક ઉંચાણ ડુંગરની ધાર ો જાય છે જે મેદાનમા પણ ક્યાંક ક્યાંક ટેકરાઓ કરી મૂકે છે આ જીલ્લામા કુદરતની શોભા આપતો રીકોટા નામનો એક ટાપુ આવેલો છે તે ટાપુ પુલીકટ સરોવરને બે ભાગમા વ્હેંચી નાખે છે ટાપુની બાજુમા યાનાડી નામની જંગલી જાત રહે છે અને એજ ટાપુમાનો ઘણો ખરો પ્રદેશ હજુ સુધી ાએલો નથી મદ્રાસને આ ટાપુ સંઘણુ બળતણ પુરૂ પાડે છે

જીલ્લાની મુખ્ય નદીઓમા પેનાર અને સુવર્ણમુખી છે એ બન્ને નદીઓ પૂર્વ ઘાટના ડુંગરામાથી કળી સમુદ્રને મળે છે કેટલાક બીજા નાના નાના ઝરણાં છે પણ એટલા અગત્યના નથી પેનાર નદી આ ામાથી ૭૦ માઇલ સુધીની લંબાઇએ પસાર થઇ નેલોર શહેર પાસે થઇને સમુદ્ર તરફ જાય છે વરસના ા મહીના તેનો પટ સુકો રહે છે અને જ્યાં ત્યા ખાબોચીઆ ભરેલા હોય છે નદીના પાણી લગભગ ૬૦ ામ પૂર જોસમા હોય છે ત્યારે તે નદીનુ પેન ૫૦૦ વાર પહોળુ અને ૩૦ ફીટ ઉંડુ હોય છે અને એક

કિનારાથી બીજા કિનારા સુધી છલકતી પડી રહે છે પેનાર નદી ઉપર નેલોર શહેર પાસે એક બંધ બાંધેલો છે સુવર્ણ મુખી નદીમાંથી પણ નહેરો લઇ જવામા આવી છે

જીલ્લામાં પશ્ચિમની કિનારીએ પૂર્વઘાટના ડુંગરા સમુદ્રની સપાટીથી ૩૬૦૦ ફીટ ઉંચા છે ઉંચામા ઉંચુ શિખર પેનકોન્ડા છે ઉદયગિરિનું એક શિખર છે તેના ઉપર એક જુનો કિલ્લો છે ડુંગરાની ધાર માંથી ઇમારતને બાંધવાના પત્થરાઓ પણ મળી આવે છે ઉદયગિરિ તાલુકામા આવેલા ડુંગરની ઇશાનેથી ૧૮૦૧મા તાંબુ શોધી કાઢવામાં આવ્યુ હતુ યુરોપિઅન મુડીવાલાઓ તે ઉપર તૂટી પડયા હતા અને ૧૮૪૦ સુધી તાંબાની ખાણો મેળવવાના પ્રયત્ન કર્યા હતા પણ બધા નકામા ગયા છે જીલ્લાની દક્ષિણે અબરખ મળી આવે છે

જીલ્લાના આબોહવા સુકી અને આરોગ્ય ભરેલા છે વરસમાં સરેરાસ ૩૬ ઇંચ વરસાદ પડે છે જીલ્લામા બધે તેલુગુ ભાષા બોલાય છે પણ લમની નામની એક જંગલી જાતના લોક અશુદ્ધ મરાઠી બોલે છે,

જીલ્લામા મુખ્ય નિપજ ચોખાની છે અને જીલ્લાના ગુંટુર તાલુકામાં મરચા ખુબ થાય છે તેથી વેપારની મુખ્ય ચીજ ગણાય છે, ગળી અને કપાસની પણ પેદાશ છે કિનારા ઉપર નીમક બનાવવામા આવે છે. ઢોર ઉછેરને માટે આ જીલ્લો ઘણો વખણાયો છે અહીંથી ઢોર બ્રહ્મદેશ, મલાયાના રાજ્યો અને ડચ ઇસ્ટ ઇન્ડીઝ ખાતે ચડાવવામા આવે છે

જીલ્લામાં ઉત્તર અને પૂર્વ તરફ મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે લાઇન ગુંડુરથી રેણીકુન્ટા સુધી જાય છે આ જીલ્લામાં ચાર મોટી જમીનદારીઓ છે વન્કટગિરિ, પામુર, મુદી, મુકનાતપાધ, આ જીલ્લાના તાલુકા નીચે પ્રમાણે છે

નેલોર ગુંડુર આત્મપુર કદ્દુર, કવલી ઉદયગિરિ કાનિગિરિ રાપુર, દરસી, કોડાલી કોતુર વેન્કટગિરિ અને કાવુર

દક્ષિણથી ઉત્તર તરફ જતી મદ્રાસ સધર્ન મરાઠા રેલ્વે લાઇન ઉપર નીચે જણાવેલા સ્ટેશનો આ જીલ્લામાં આવેલા છે ટાડા, સુલુરપેટ, પોનીરેડીપાલમ, ધોરાવરી, છત્રમ, નાયુડુપેટ પેડાપારિઆ, ઓડુર, ગુડુર, મનુબોલુ વેન્કટેચેલમ વેલાયપાલમ, નેલોર, પડુગુપાડુ, કોડાવલુર, તલમચી આલુરરોડ, વિનચુટા, મનુર, કાવની કેડુર, પુલ્લપાડુ શિંગરાકોડા, રામુદ્દર સુરરેડીપાલમ્

ગુડુરથી રેણીગુન્ટા સુધી એક શાખા લાઇન જાય છે તેના ઉપર નીચે મુજબ સ્ટેશનો છે ગુડુર, કોન્ડાગુન્ટા, વેંકટગિરિ, વેકટગિરિ, યેલકારૂ, ચકુની કાલાહસ્તિ, એતપેડુ અને રેણીકુન્ટા

જીલ્લામાં જાણવા જોગ સ્થળોની વિગત નીચે આપવામાં આવે છે

નેલોર— તે જીલ્લાનુ મુખ્ય શહેર છે તેની વસ્તી ૩૫૮૬૩ માણસની છે તે શહેર પેનાર નદીના કિનારે આવેલું છે અહીના ચોખા એની ખાસ જાત માટે વખણાય છે નેલોરનુ કાપડનુ વણાટકામ પણ ઘણું વખણાય છે, સ્ટેશનથી એક માઇલ દુર આવેલુ છે પણ શહેર અને સ્ટેશનની વચ્ચે બહુ સારો પાકો રસ્તો છે

નેલોરનુ પ્રાચીન નામ સિંહપુર છે. નેલોરના અદર ગોરા લોકોનુ જુનામા જુનુ કબ્રસ્થાન છે નેલોરમા ૯ રાઇસ મિલ છે

ટાડા— આ એક નાનુ ગામ છે. પણુ ગામથી થોડેક છેટે નહેર આવી છે ત્યા મીઠુ બનાવવાનુ કારખાનુ છે ગામમા એક ધર્મશાળા પણુ છે મદ્રાસ જવાનો ધોરી પગરસ્તો અહીઆથી પસાર થાય છે.

સુલુરૂપેટ— તે કાલુગી નદીને કાંઠે આવેલું છે તેનાથી બે માઇલને છેટે પોલુર કરીને ગામ છે ત્યા એક મોટુ વિશાળ દેવમદિર છે ત્યા દર વરસે બહુ મોટો મેળો ભરાય છે

નાયુડુપેટ— તે ગામ એક જમીનદારીનુ છે આસપાસ ઘાટાં જગલો આવેલા છે

ગુડુર— રેલ્વે જંકશન છે. આ ગામ ચોખાની નીપજ માટે ઘણુ મોટુ અગત્યનુ છે. ગામમા એક ધર્મશાળા છે.

આનુરૂરોડ— ચોખાની નીપજ ઘણીજ થાય છે

તલમચી— ગામની પાદરમા એક ધાર આવેલી છે તેમાથી સારા પત્થરો નીકળે છે

વિત્રગુન્ટા— સમુદ્રથી આઠ માઇલને છેટે છે ત્યા એક મોટુ વિષ્ણુ મદિર ડુગર ઉપર આવેલુ છે અને વરસમા એક મોટો મેળો ભરાય છે મદ્રાસ જીલ્લાનુ આ ગામ ગ્રેટના ગ્રીન કહેવાય છે કારણ આ ગામમા આવીને કોઇ પણ માણુસ બહુજ ઓછા ખર્ચે લગ્ન સમારભ ઉકેલી શકે છે અહી આવીને જે માણુસ લગ્ન કરે છે તેના ઉપર જ્ઞાતિનો કોઇ જાતનો પ્રતિબધ રહેતો નથી



## પ્રકરણ ૩ જું
## દક્ષિણ ઉચ્ચ પ્રદેશમાં આવેલા જીલ્લાઓ.

દક્ષિણ ઉચ્ચ પ્રદેશમા કડપા, કરનૂલ, બેલારી અને અનન્તપુર જીલ્લાઓ આવેલા છે. તેને દત્તિત પ્રાતો કહે છે

### કડપા જીલ્લો

એની ઉત્તરે કરનૂલ જીલ્લો, દક્ષિણુમા ચિતુર અને અનન્તપુર જીલ્લાઓ પૂર્વમા નેલોર અને પશ્ચિમે અનન્તપુર જીલ્લો આવેલા છે. તેનું ક્ષેત્રફળ ૫૯૧૮ ચોરસ માઇલ છે વસ્તી ૮૮૭૮૨૯ માણુસની છે ને તેલુગુ તથા હિન્દુસ્તાની ભાષાઓ બોલાય છે

જીલ્લાનો પૂર્વનો ભાગ ડુગરાળ છે અને પશ્ચિમ તથા દક્ષિણનો ભાગ સપાટ ખુલ્લો છે પૂર્વઘાટના ડુગરાઓ પૂર્વે આ જીલ્લાની હદ બાધે છે. પાલકાન્ડાનો ડુગર તિરૂપતિ પાસેથી વધતો વધતો

આગળ ચાલ્યો જાય છે પાનકોન્ડાનો ડુગર એટલે દુધનો ડુંગર કહેવાય છે કારણ એ ડુંગર ઉપર એવો સારો ઘાસ ચારો થાય છે પાલકોડાથી પશ્ચિમની દિશાએ શેષચલમના ડુંગરાઓ આવેલા છે જીલ્લામા પેનાર નદીનો ઉત્તર ભાગ વહે છે, એ નદીને બીજી બે નાની પાપધ્નિ અને ચિત્રાવતિ નદીઓ મળે છે

જીલ્લામા માર્ચથી જુન સુધીમા સખત ગરમી પડે છે વરસાદ સરેરાસ ૨૮ ઇચ પડે છે અને ઘણોખરા ભાગો આરોગ્ય વિનાના અને તાવના રોગચાળા વાળા છે જીલ્લાની જમીન કાળી અને કપાસની ખેતીના ભરતી છે જીલ્લાનો મુખ્ય પાક જુવારનો છે અને અહીના લોકોનો મુખ્ય ખોરાક પણ એજ છે. ચોખા થોડાક નીપજે છે. ગળી શેરડી અને તેલીબીયાની પેદાશ પણ આ જીલ્લામા થાય છે.

જીલ્લામા કેટલાક જગલવાળા ભાગો છે તેમાથી ઇમારતી લાકડુ મેળવાય છે સુતરાઉ કાપડ, ગળી બનાવવાનો ઉદ્યોગ આ જીલ્લાનો મુખ્ય ઉદ્યોગ છે. જીલ્લામાં મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે ઇશાને જતી આ જીલ્લામાથી પસાર થાય છે કડપા કરનુર કેનાલ કડપા પાસે થઇને ઉત્તરની સરહદ તરફ જાય છે પણ ગરમીની મોસમમા તે નહેર તદન નકામી છે અને ઊલટી રોગચાળો વધારનારી થઇ પડે છે.

જીલ્લાના નીચે મુજબ તાલુકાઓ છે કડપા, રાજમપેટ, જમ્મલમડુગુ, પુલીવેન્દ્લા, પ્રોદ્દતુર બદવેલ, સિધવટમ, રાયચોટી અને કમળાપુરમ આ જીલ્લામા નીચે મુજબ રેલ્વે સ્ટેશન છે કોડુર, અનન્તરાજુપેટ ,પુલ પાડુ રેડ્ડીપલ્લી, રાજમપેટ, નન્દલુર મડપમપલ્લી વોન્ટીમિટ્ટા, સિધાઉટ, કડપા, કૃષ્ણપુરમ ગંગાયપલ્લી, કમલાપુરમ, એરગુડીપાલ, કલમાલા, મુદ્દનુર, મગપટનમ, પડપુરમ, રેગાડીપલ્લી, વેગતુર

જીલ્લામા નીચે મુજબ જાણવા જોગ સ્થળો છે

કડપા— તે જીલ્લાનું મુખ્ય શહેર છે અને તેની વસ્તી ૧૯૫૧૭ માણસની છે. મદ્રાસથી ૧૬૧ માઇલને અંતરે આવેલું છે તમા ગરમી સખત પડે છે અને મેલેરિઆ તાવનો ઉપદ્રવ વધારે છે. રૂ અને ગળી તે વેપારની મુખ્ય વસ્તુઓ છે ચાર જે મોટા ચાર મકાનો સરકારી કચેરી તરીકે વપરાય છે તેમા પહેલા કડપાના નવાબ રહેતા હતા એ ચારે ઇમારતોનુ શિલ્પકામ જોવા લાયક છે આ ગામમા હલદરને પોલીશ કરવામા આવે એવા બે કારખાના છે

સિતાવટમ— તે ગામમા તરબુચ ઘણા સરસ થાય છે.

નન્દલુર— રેલ્વે સ્ટેશનથી અર્ધા માઇલને છેટે એક નાનું ગામડું છે તો પણ ત્યા હાઇસ્કુલ અને હિન્દુ વિદ્યાર્થી માટે બોર્ડીંગ હાઉસ છે આ ગામ ચુનાની બનાવટ માટે વખણાય છે ગામથી થોડે છેટે ચેયર નદી આવેલી છે અને ઉત્તર દિશામા એક સરોવર આવેલું છે સ્ટેશનની નજીકમા કાદિર બાદિર ની મસ્જીદ આવેલી છે ત્યા જાન્યુઆરી આખરમા એક ભારે ઉરસ ભરાય છે

વોન્ટીમિટ્ટા— ગામમા એક મોટુ અને સુદર દેવમદિર આવેલુ છે તે દેવમંદિરનું નામ કોદન્ડ રામસ્વામિનું મદિર છે તે વોન્ટાડુ અને મિટાડુ નામના બે મોટા શિલ્પીઓએ બાધેલું કહેવાય છે નાના ડુંગરાઓથી ઘેરાએલા એક સરોવર ઉપર તે મદિર વધુ શોભે છે. દર વરસે ત્યા બ્રહ્મોત્સવ થાય છે ત્યારે હજારો યાત્રાળુઓને ભોજન આપવામા આવે છે.



Cuddapah limestone near Kolab river

કડપા જીલ્લાની કોનબ નદીના કાંઠે કાંઠે આવેલી આરસ પહાડની ધાર

કમલાપુરમ— આ ગામથી પાંચ માઇલને છેટે પુષ્પગિરિ નામનું એક સ્થળ છે. ત્યાં ઘણાં પ્રાચીન હિન્દુ મંદિરો આવેલાં છે.

કોન્ડાપરમ— રેલ્વે સ્ટેશનની નજીકમાં ચિત્રાનદી વહે છે અને પછી આગળ જતાં તે નદી પેનાર નદીને મળે છે. આ પ્રમાણે બેઉ મળેલી નદીઓ આગળ જતાં ડુંગરાવાળા ભાગમાં જાય છે અને એક ધોધનું રૂપ પકડે છે. આ સ્થળનો દેખાવ દક્ષિણ હિંદમાંના સુંદર દેખાવોમાંનો એક છે.

જમ્મલમડુગુ— માં પાઘડીઓ અને શેતરંજીઓ બહુ ઉંચી જાતની બનાવવામાં આવે છે ને ત્યાંથી મધ્ય હિન્દુસ્થાનમાં અને મુંબઇ ઇલાકામાં મોકલવામાં આવે છે.

પુલમપેટ— શીત અને કોરનું કામ ઘણું સરસ થાય છે. તાંબા પિત્તળનાં વાસણ અને પંચ ધાતુ વોનીપેન્ટામાં બનાવવામાં આવે છે.

પ્રોદ્દતુર— જીલ્લાનું બીજું મોટું શહેર છે તેની વસ્તી ૧૫૯૦૬ માણસની છે. તે ગામમાં ચાર જિનિંગ ફેક્ટરી છે

## કરનુલ જીલ્લો

તેની ઉત્તરે તુંગભદ્રા અને કૃષ્ણા નદીઓ આવેલી છે. તે નદીઓ આ જીલ્લાને નિઝામનાં સંસ્થાનો અને કૃષ્ણા જીલ્લાથી જુદો પાડે છે. દક્ષિણે કડપા, અનન્તપુર અને બેલ્લારી જીલ્લાઓ આવેલા છે. તેનું ક્ષેત્રફળ ૭૫૮૪ ચોરસ માઇલ અને વસ્તી ૯૧૪૮૦૯ માણસની છે. જીલ્લામાં તેલુગુ અને હિંદુસ્થાની ભાષાઓ બોલાય છે. બકનાપલ્લી નામનું નાનું દેશી રાજ્ય આ જીલ્લામાં આવેલું છે.

જીલ્લામાં બે મોટા ડુંગરા ઉત્તરથી દક્ષિણ સુધીમાં મધ્ય ભાગે પડેલા છે તેમાંના એક ડુંગરનું નામ નલમાલા એટલે કાળો ડુંગર છે અને બીજાનું એલમાલા એટલે રાતો ડુંગર એવું છે. ડુંગરાના પૂર્વ ભાગે કુમ્બુમ નામની ખીણ આવેલી છે તે આ જીલ્લાને નેલોર જીલ્લાથી અને વેલીકોન્ડાના ડુંગરથી જુદો પાડે છે. ખીણની અંદર એક વિશાળ સરોવર આવેલું છે તેની અને બાજુની ગુંડલકમા નદી ઉપર બંધ બાંધવામાં આવ્યો છે. પશ્ચિમના ભાગમા જે નાના ટેકરાઓ પડ્યા છે તેમાંથી હિન્દરી નદી વહે છે. કરનુલ પાસે તે તુંગભદ્રાને મળે છે. નલમાલાના ડુંગર પર ચેનચુસ નામની એક જંગલી મનુષ્ય જાતિ વસે છે.

જીલ્લાનાં આબોહવા એકંદરે સુખાકારી ભરેલાં છે અને વરસમાં સરેરાસ ૨૬ ઇંચ વરસાદ વરસે છે. વરસાદની મોસમ જુનથી સપ્ટેમ્બર સુધી ચાલે છે. વરસાદ ઘણો ઓછો વરસતો હોવાથી લોકોને કેટલીક વાર ઘણો ત્રાસ વેઠવો પડે છે.

જીલ્લાની મુખ્ય પેદાશ જુવાર છે. બીજાં ધાન્ય, કઠોળ, કપાસ, તંબાકુ અને ગળી પણ થાય છે. જંગલમાંથી મુલ્યવાન ઇમારતી લાકડું પુષ્કળ મળી આવે છે. નહેરના ભાગમાં મરચાંનો પાક સારો થાય છે. કેટલાંક નાના વહેળા અને તળાવોના કાંઠા પર મગફળીનો પાક પણ થાય છે.

આ જીલ્લામાં મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે લાઇન ગુન્ટકલથી બેઝવાડા જતી પૂર્વમાંથી પશ્ચિ પસાર થાય છે તેના ઉપર નીચેનાં સ્ટેશનો છે.

ગુન્ટકલ, મધીકરા, તુગલી, પેન્ડેકલુ મલીવાના દ્રોણાચલમ, મલકાપુરમ્, ગગપુરમ્, બેટમચેરલા ભુગનીપલી, પાન્યમ્, નન્દયાલ, ગજુલપલ્લી, ચેલમ દિગુવમેટ, ગિડલુર, સોમીદેવી પલ્લી, કુમ્બુમ. તરતુપડુ મરકાપુર રોડ ગજલકોન્ડા

દ્રોણાચલમથી કર્નુલ સુધી એક શાખા લાઇન જાય છે તેના પર નીચે મુજબ સ્ટેશનો છે દ્રોણાચલમ્, બોગવોલુ, વેનદુરતી ઉલીન્ડકોન્ડા, દુપાડુ અને કરનુલ

જીલ્લામાથી કરનુલ કડપા કેનલ શરૂ થઇ ૧૪૦ માઇલની લંબાઇ સુધી પસાર થાય છે, કેનલમાથી ખેતરોને પાણી પુરૂ પાડવામા આવે છે આ કેનલમા બોટ ચાલે છે અને તે મારફત આવજાવ પણ થાય છે.

જીલ્લાના નીચે મુજબ તાલુકાઓ છે — કોઇલકુન્ટલા, નન્દયાલ, પટીકોન્ડા, નન્દીકોટકુર, કુમ્બુમ મરકાપુર સિરવેલ, ધોણ, કરનુલ,

જીલ્લામા જાણવા જોગ સ્થળોની વિગત નીચે આપવામાં આવી છે —

કરનુલ— તુંગભદ્રા અને હિન્દરી નદીના સગમ પર આવેલુ છે તે એક ઉચા ડુંગરાળ ભાગ ઉપરે વસાએલુ છે તેની વસ્તી ૨૭૯૦૮ માણસની છે ગામમા મ્યુનિસિપાલિટિ અને પાણીના નળ છે શ્રી શઇલમ નામનુ જાત્રાનું ધામ અહીથી થોડે દુર જગનની વચ્ચોવચ આવેલુ છે શ્રી શઇલમ જવા સારૂ કરનુલ સ્ટેશને ઉતરવુ પડે છે કૃષ્ણા નદીના દક્ષિણ કિનારે શ્રી વૃષભગિરિ નામના ડુગર ઉપર એ જાત્રાનું સ્થળ આવેલુ છે ત્યા ભૃગિઋષિનો આશ્રમ છે આ શિવાલયો છે કરનુલમા કેટલાક જિન અને પ્રેસ છે.

નન્દયાલ— એ આ જીલ્લાનું બીજું જાણીતુ શહેર છે તેની વસ્તી ૧૮૧૨૪ માણસની છે અહો બલમ નામના તીર્થધામ સારૂ યાત્રીઓએ આ સ્ટેશને ઉતરવું પડે છે રેલ્વે સ્ટેશનથી ૩૦ માઇલને અતરે અહોબલમનુ તીર્થસ્થાન છે ત્યા નૃસિંહાવતાર શ્રી વિષ્ણુનું મદિર છે જ ગલા નામના ડુગર પર આવેલુ છે ઉપરના ભાગમા ઉગ્ર નૃસિંહ સ્વરૂપનુ મદિર છે અને નીચેના ભાગમા પ્રહ્લાદ વરદનું મદિર છે ભવનાશી નામની નાનીનદી નજીકમા વહે છે તે એક કુડમા આવે છે તે સ્થળે નદીનુ જલ લાલચોળ માલુમ પડે છે તેને રક્તકુડમ કહે છે એવી લોક કથા છે કે ભગવાને હિરણ્યકશિપુને મારી અહીઆ પોતાના હાથ ધોયા હતા ભગવાન નૃસિંહ સ્થભમાથી પ્રગટ થયા એ સ્થળ પણ ઉગ્ર નૃસિંહના મદિરમા આવેલો છે નન્દયાલમા ચેતરજીઓ બનાવવામા આવે છે નન્દયાલથી દશમાઇલને અતરે મહાનન્દી નામનુ એક બીજું પણ રમણ્ય તીર્થસ્થાન છે

કુમ્બુમ— નાનુ ગામ છે પણ ત્યાની આસપાસ પાણીના પત્થરા ખોદી કાઢી મારીઓ બનાવવાનો ઉદ્યોગ સારો ચાલે છે તે માટે તે સ્થળ ખાસ જાણવા જોગ છે

## બેલ્લારી જીલ્લો.

ઉત્તરે નિઝામ સરકારના સસ્થાનો અને તુંગભદ્રા નદી દક્ષિણ અને નઇરૂત્યમાં મહીસુરનું દેશીરાજ્ય પૂર્વે અનન્તપુર અને કરનુલ જીલ્લો તથા પશ્ચિમે મહીસુરનુ દેશીરાજ્ય અને મુબઇ ઇલાકાનો ધારવાર જીલ્લો આવેલ છે. તેનુ ક્ષેત્રફલ ૫૭૧૩ ચોરસ માઇલ અને વસ્તી ૮૬૨૩૭૦ માણસની છે તેમા સેન્ડુરનુ દેશીરાજ્ય આવેલું છે.

જીલ્લાનો પ્રદેશ ઉચ્ચાણનો છે અને લગભગ ઝાડપાન વિનાનો છે જમીન કાળી કપાસની ખેતીને ખરની અને થોડાક ભાગમા રાતી માટીવાળી આવેલી છે ટેકરાવાળા ભાગમા સારી પથરાળ જમીન છે તેમાથી પથ્થર ખોદી કાઢવામા આવે છે જીલ્લામા કર્ણાટકી, તેલુગુ અને હિંદુસ્થાની એમ ત્રણ ભાષાઓ બોલાય છે

જીલ્લાની આબોહવા તદન સુકી છે વરસાદ તો ઘણો ઓછો પડે છે સરેરાશ ૨૪ ઇંચ વરસાદ વરસમા વરસનો હવે નવેમ્બરમા શિઆળાની રત બેપે છે. ફેબ્રુઆરીથી ગરમી પડવા માડે છે તે માર્ચમા તો સખતમા સખત ગરમી પડે છે શાકભાજી ઘાસ સુકાઇને બળી જાય છે અને અગ્નિ વરસવા માડે છે કેટલીક વાર ધગધગતી ધૂળના વંટોળીઆના તોફાનો થાય છે રાત્રિઓ ઠડી હોય છે પણ દિવસો સહન ન થાય તેવા હોય છે ખસની ટાટીઓ બાધી ઘરને ઠડા રાખવા પડે છે વરસના ત્રણ મહીના માર્ચ, એપ્રિલ, મે આ જીલ્લામા અસહ્ય છે બાકીના નવ મહીનાઓમાં શાતિ અને ખુશનુમા હવા હોય છે

હુગરી અથવા વેદવતી નામની એક નદી મહીસુરમાથી નીકળે છે તે આ જીલ્લાના ઉત્તર ભાગમા વહી તુંગભદ્રાને મળે છે જુવાર અને બીજા ધાન્યોની ખેતી થાય છે પણ કપાસ એ મુખ્ય ખેતી છે તેલીબીયા અને ગળીની ખેતી પણ થાય છે કાપડનુ વણાટ કામ થોડા ઘણા પ્રમાણમા થાય છે પરતુ શેતરજી અને ઉનના ધાબળાનુ વણાટ કામ સારૂ થાય છે. જીલ્લામા ઉત્તમ જાતના લોખડની ખાણો છે મેન્ગેનીઝ, સીસુ અને તાબુ પણ મળી આવે છે

મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે કમ્પનીની એક લાઇન હોસ્પેટથી ગુન્ટકલ સુધીની પૂર્વમાથી પશ્ચિમમા આવતી અને એક લાઇન ગુન્ટકલથી રાઇચુર ઉત્તરમા જતી એમ બે લાઇન આ જીલ્લામાથી પસાર થાય છે

હોસ્પેટથી ગુન્ટકલ સુધીની લાઇન પર નીચે દર્શાવેલા સ્ટેશનો આ જીલ્લામા આવે છે હોસ્પેટ, પાપીનાયકન હલ્લી, ગદીગનુર તોરનગલુ દરોજી, કુડતિની, કોલગલુ બેલારી કેન્ટોન્મેન્ટ, બેલારી, હગારે, વિરપુર, બઇવનહાલ, બન્તનહાલ અને ગુન્ટકલ

ગુન્ટકલથી રાયચુર જતી રેલ્વે લાઇન પર નીચે દર્શાવેલા સ્ટેશનો આ જીલ્લામા છે

ગુન્ટકલ, નાનચેરલા, ચોનગલહલ્લી, આસપરી, નુગરૂર, આદોની, કુપગલ, કોસગી, તુગભદ્રારિવર, બેલ્લારીથી એક બ્રેન્ચ રાયદુર્ગ સુધી જાય છે તેના પર નીચેના સ્ટેશનો છે બેલ્લારી, ઓબનાપુરમ, ધુલકુરતી, સોમનપુરમ બદનહલુ અને રાયદુર્ગ

જીલ્લાના નીચે મુજબ તાલુકાઓ છે બેલારી, આદોની, હોસ્પેઠ, અનુર, રાયદુર્ગ, હડગલી, હરપનહલ્લી અને કુડલિગિ

જીલ્લામા જાણવા જોગ સ્થળોની વિગત નીચે આપવામા આવે છે—

બેલારી— રૂના વેપારનું એક મોટુ મથક છે તેમાં ૩૯૮૪૨ માણસની વસ્તી છે ત્યા અગ્રેજ સરકારનુ ગોરૂ અને દેશી લશ્કર રહે છે બેલારી સીટી સ્ટેશનથી બેલારી કેન્ટોન્મેન્ટ સ્ટેશન ફક્ત બે જ માઇલ દુર છે બેલારીમા ઘણો મજબુત કિલ્લો આવેલો છે એમ કહેવાય છે કે આ કિલ્લો હૈદરઅલીએ એક ફ્રેન્ચ એન્જીનીઅરે બાધી આપ્યો હતો ૪૮૦ ફીટની ઉચાઇનો એક પાકા પત્થરનો આ કિલ્લો છે

બેલ્લારી કેન્ટોન્મેન્ટમાં એક કોલબજાર નામની બજાર છે આ બજારનું નામ કોલબજાર પાડવાનું કારણ એ જણાવવામાં આવે છે કે પહેલા લશ્કરીઓને ખાધા ખોરાકીનો સામાન પૂરો પાડનારા વેપારીઓ આ બજારમાં રહેતા અને તેઓ પાસેથી કોઇ જાતના મગરારી કર ન લેવા એમ બન્ને પક્ષ વચ્ચે કોલકરાર થએલા, આજ આ વાત રહી નથી પણ નામ રહી ગયુ છે આફ્રિકાની બોર લોક સાથે અંગ્રેજોને યુદ્ધ થયુ ત્યારે બોર કેદીઓને લારી બેલ્લારીના કિલ્લામા રાખવામા આવ્યા હતા. સાદની માક મારીની રમતો માટે બેલ્લારી ઘણુ પ્રખ્યાત છે. ગામમા ૧૪ જિનિંગ ફેક્ટરીઓ ૧ ડિસ્ટીલરી અને એક સિલ્ક વિવિંગ ફેક્ટરી છે. એક ફેક્ટરીમા એવુ માંચા કામ ગોઠવવામા આવ્યુ છે કે જેથી ઇટો અને નળીઆં પણ બનાવવામા આવે છે તેમજ પાણીને જમાવી આઇસ કરવામા આવે છે અને એજ કારખાનામાં હાડકા દળવામા આવે છે.

આદોની— એ આ જીલ્લાનુ બીજુ મુખ્ય શહેર છે. તેની વસ્તી ૩૦૨૩૨ માણસની છે. મોગલ સમ્રાટોના અમલ દરમ્યાન અહીંઆ સિક્કાઓ પાડવામાં આવતા તે સિક્કાઓ ઇમતીયાઝગઢના સિક્કાઓ કહેવામા આવતા આદોનીમા એક સુંદર જુમા મસ્જીદ છે તેનું નકશીકામ ઘણુ જોવા લાયક છે સારા દક્ષિણ દેશમા આદોની રૂના વેપારનુ મોટામા મોટુ મથક છે તે ઉપરાંત શેતરંજીઓ અને કાપડનું વણાટ કામ પણ ઘણુ વખાણવા જોગ ગને છે લગભગ ૧૪ જિનિંગ ફેક્ટરીઓ છે અને મદ્રાસ મુંબઇના મોટા મોટા વેપારીઓની ત્યા શાખા ઓફીસો અને આડતો છે

તુંગભદ્રા— રેલ્વે સ્ટેશન છે ત્યા તુંગભદ્રા નદીમાં સ્નાન માટે અસંખ્ય યાત્રીઓ ઉતરે છે એક મોટી ધર્મશાળા પણ નદીના ઘાટ પાસે આવેલી છે તુંગભદ્રા રિવર રેલ્વે સ્ટેશનથી ૯ માઇલના છેટે મન્ત્રાલયમ નામનુ એક તીર્થસ્થાન આવેલુ છે તે પણ તુંગભદ્રા નદીના કિનારા પર છે અને ત્યા રાઘવેન્દ્ર સ્વામિનુ મંદિર છે કમ્પાલીના એક દાનવીર શેઠ રામસાગરમ શ્રીનિવાસગાવે મોટી ધર્મશાળા બંધાવી છે. ઓગસ્ટ માસમાં અહીંઆ મોટી જાત્રા ભરાય છે ત્યારે આ ધર્મશાળામા અસંખ્ય યાત્રીઓને ભોજન આપવામાં આવે છે આ જાત્રા નવ દિવસ સુધી ચાલે છે રેલ્વે સ્ટેશનથી પાકો રસ્તો છે અને ગાડા પણ મળે છે

તિમ્મના ચેરલા— એક નાનું રેલ્વે સ્ટેશન છે દર વરસે એપ્રીલ મહીનામા એક મોટો ઉરસ ભરાય છે નજીકમાંજ મુસાફરખાનુ અને ધર્મશાળા છે •

દરોજી— નાનું રેલ્વે સ્ટેશન છે ત્યાથી ૧૨ માઇલ છેટે કમ્પાલિ નામનુ એક વેપારી મથક આવેલું છે આ સ્ટેશનેથી તે ગામ સુધી મોટર સર્વીસ દોડવવામા આવે છે

રાયદુર્ગ —બેલ્લારીથી ૩૮ માઇલને છેટે એક મોટુ લશ્કરી થાણુ છે, રાયદુર્ગ એક જબરો કિલ્લો છે તે સમુદ્રની સપાટીથી ૩૫૦૦ ફીટની ઉંચાઇએ આવેલો છે બેલ્લારીથી ખાસ એક રેલ્વેની લાઇન ત્યાંસુધી લંબાવવામા આવી છે. ઉનાળાની ગ્રીષ્મ ઋતુમા હવા ખાવાનુ એક સ્થળ છે શ્રીમંતો અને અમલદારો ગ્રીષ્મ ઋતુ ત્યા ગાળે છે પુષ્કળ બંગલાઓ ભાડે મળે છે રાયદુર્ગ કિલ્લો જે ડુંગર ઉપર આવેલ છે તે ડુંગરાની અંદરમા મેન્ગેનીઝ ધાતુના થર શોધી કાઢવામા આવ્યા છે ધી સેન્દુર જનરલ માઇનીંગ કમ્પની એ ધાતુ કાઢવાનુ કામ કરી રહી છે કંપનીએ યુરોપીઅન એન્જીનીઅરો મારફત પથરાના ઝુલતા પુલ, શઢવાળા પુલ અને ઉંડા તાવર પર નાખ્યાં જતા વાડનો વગેરેની જે કારામત ગોઠવી છે તે ઘણી જોવા લાયક છે.

હોસપેટ— વિજયનગર સામ્રાજ્યના પાટનગર હમ્પી નગરના ખંડેરો જેને જોવાથી હજુ પણ છક થઇ જવાય છે તે આ રેલ્વે સ્ટેશનથી ૭ માઇલને અંતરે આવેલ છે. હમ્પી નગર તુંગભદ્રા નદીના કાંઠે વસેલું, તેનાં ખંડેરો હજુ ત્યાંજ પડયાં છે. મહારાજાના નવરાત્રના મહેલો, સમ્રાજ્ઞીઓના સ્નાનાગાર, હયશાળા, સભા મંડપો, વિઠોબાનું દેવમંદિર વગેરે ભવ્ય સ્થળોનાં અવશેષ હજુ પણ જોઈને હૃદય હરખાય છે. દેશની પ્રાચીન જાહોજલાલીને નેત્રથી નીરખી દેશનાં વર્તમાન દુર્દૈવ ઉપર બે આંસું ટપકાવવાં હોય તેણે આ ખંડેરો જરૂર જોવાં જોઇએ.

## અનન્તપુર જીલ્લો

એની ઉત્તરે કરનુલ જીલ્લો દક્ષિણ અને પશ્ચિમમાં મહીસુરનું દેશી રાજ્ય અને બેલ્લારી જીલ્લો, અને પૂર્વમાં કડપા જીલ્લો આવેલ છે. તેનું ક્ષેત્રફળ ૬૭૨૨ ચોરસ માઇલ અને વસ્તી ૯૫૫૯૧૭ માણસની છે.

જીલ્લાનો ઉત્તર અને મધ્ય ભાગ ટેકરા અને ધારવાળો છે. ઉચ્ચ પ્રદેશનો સપાટ મુલક છે. ઝાડો ઘણાં થોડાં અને પાણીનું પ્રમાણ પણ ઘણું ઓછું. આખા મદ્રાસ ઇલાકાના સર્વ જીલ્લાઓ કરતાં આ જીલ્લામાં વરસાદ ઓછામા ઓછો પડે છે. લગભગ ૧૭ ઇચ વરસનો હશે. ઉત્તર વિભાગમા પેનુકોન્ડા અને ગુટી એ ઘણા ઉંચાણ વાળા પ્રદેશ છે જીલ્લાના દક્ષિણ ભાગના તાલુકાઓમાં ડુંગરાઓ આવેલા છે ને ત્યાં હરિઆળી જણાય છે. ત્યાં પાણીનુ પ્રમાણ સારૂં મળી આવે છે. ઉત્તર પેન્નાર નદી મહીસુરમાંથી નીકળી આ જીલ્લામાં વહે છે પરંતુ વરસનો મોટા ભાગ સુકી પડી રહે છે એને મળનારી એક બીજી ચિત્રાવતી નામની નદી છે.

જીલ્લાના ઉત્તર વિભાગની જમીન કાળી અને દક્ષિણ વિભાગની જમીન રાતી છે. જીલ્લાનો મુખ્ય પાક રાગી અને જુવારનો છે. ચોખા, શેરડી, તેલીબીયાં અને ગળીનુ વાવેતર પણ થાય છે. કાપડનું વણાટ કામ, દોરડાં વણવા અને બંગડીઓ બનાવવી એ આ જીલ્લાના ઉદ્યોગો છે. કાંબળીઓ પણ કયાંક વણાય છે.

જીલ્લાના નીચે મુજબ નવ તાલુકાઓ છે. અનન્તપુર ધરમાવરમ, ગુટી, હિન્દુપુર, કાદિરિ, કલ્યાણ દુર્ગ, મડકસીરા, પેનુકોન્ડા અને તાડપત્રી.

મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વેની બેંગલોર સિટિ ગુન્ટકલ લાઈન હિન્દુપુર નામનાં સ્ટેશનેથી આ જીલ્લામાં પ્રવેશ છે તે પર આવતા સ્ટેશનો નીચે મુજબ છે.

હિન્દુપુર, મલુગુર, ચકરલાપલ્લી, પેનુકોન્ડા, મખાજીપલ્લી, ચેરમપલ્લી, નાગસમુદ્રમ, ધરમાવરમ કન્ડકુર, અનન્તપુર, ગરલદિનિ, કલ્લુર, પામિડિ, ખદરપેટી, ગુલપાલયામુ અને ગુન્ટકલ

એજ રેલ્વે કંપનીની એક બીજી લાઇન ધરમાવરમથી પકલ સુધીની છે તેનાં પર ધરમાવરમ, ચિન્નેકુન્ટપલ્લી, મુક્તપુરમ, મુડીગુબા, મલકાવેમલા, કલસમુદ્રમ, કાદિરિ, નલચેરવુ અને તનાકલ્લુ વગેરે સ્ટેશનો આ જીલ્લામા છે.

જીલ્લાનાં જાણવા જોગ સ્થળોની વિગત નીચે મુજબ છે.

અનન્તપુર— જીલ્લાનુ મુખ્ય શહેર છે. તેની વસ્તી ૧૧૪૫૨ માણસની છે. કર્ણાટક પ્રદેશનું પશ્ચિમ દિશાનું આ છેવટનું સ્થળ ગણાય, ગામમાં ગવર્નમેન્ટ કાલેજ છે.

ગુન્ટકલ— જીલ્લાનુ બીજુ મુખ્ય શહેર છે રેલ્વેનું મોટુ અગત્યનું જંકશન છે. ગામમાં ૧૨૫૧૯ માણસની વસ્તી છે અને કાપડનુ વણાટ કામ સારૂ થાય છે,

ધરમાવરમ— રેશમી કાપડ અને સાડીઓની બનાવટ માટે પ્રસિદ્ધ છે. પકલે અને કટપડી તરફ જનારી રેલ્વે લાઇન માટે જંકશન છે.

ચિન્નેકુન્ટ પલ્લી— એક નાનું રેલ્વે સ્ટેશન છે ગામ અરધો માઇલ દૂર છે પણ તમાકુ અને ખારો અહીઆથી ઘણા મોટા પ્રમાણમા નિકાસ થાય છે

પામિડિ— નાનું ગામ છે પણ ત્યાં ત્રણ પુરાણા મદિરો આવેલાં છે. ભોગીશ્વર, ચઇન્નકેશવ અને વિઠોબા, અસખ્ય યાત્રીઓની આવજાવ થતી રહે છે. ઉત્તર પેન્નાર નદીના કાંઠે દેવળો આવેલા છે અને નદીને સામે તીરે ક્ષેત્રપાલકાન્ડાં નામનો ડુગર છે ત્યા પણ મદિર છે. ગામનું રગીન કાપડ વખણાય છે.

કાદિરિ— રેલ્વે સ્ટેશનથી ગામ એક માઇલ દૂર છે. નૃસિંહ સ્વામિનું પ્રસિદ્ધ વિષ્ણુ મદિર ગામમાં આવેલુ છે. એક મોટી ધર્મશાળા છે દરેક રવિવારે મોટુ બઝાર ભરાય છે. ખેતરની પેદાયશો બજારમા આસ પાસથી આનીને એકઠી થાય છે. અહીઆથી ભોયશીંગ બહુ મોટા જથામા પરદેશ ચડાવવા માટે ખરીદી લઈ જવામા આવે છે. ગામમા પાચ્ ગ્રાઉન્ડનટ શેલીંગ મિલ્સ છે. ગામની વસ્તી ૧૧૪૫૨ માણસની છે.

ગુટી— એ એક મોટા ડુંગરા પર આવેલુ ગામ છે તેમા પ્રખ્યાત્ મરાઠા સરદાર મુરારિરાવનો કિલ્લો આવેલો છે એ કિલ્લો જોવા લાયક છે,

હિન્દુપુર— એક મોટુ વેપારનું મથક છે અનાજ ગોળ અને કાપડનો સારો વેપાર ચાલે છે ૧૨૪૫૬ માણસની વસ્તી છે

પેનુકોન્ડા— એક નાનુ ગામ છે પણ જુના વખતમા વિજયનગર સામ્રાજ્યના અવસરમાં તે એક મોટુ સમૃદ્ધ શહેર હતુ. ઘણાએ હિન્દુ મુસલમાન ધનાઢયોની ઇમારતોના અવશેષ હજુ ગામમા જોવામાં આવે છે ગગામહાલ અને શેર અલીની મસ્જીદ એ મકાનો જોવા લાયક છે આ ગામમા કેટલીક સારી વાડીઓ પણ આવેલી છે જેમા દ્રાક્ષ સારી થાય છે

મુલકપચેરવુ— એક નાનું રેલ્વે સ્ટેશન છે. સ્ટેશનથી થોડે દુર ચેનગાધવીતલમ નામનું એક તીર્થસ્થાન છે. મદિરની અદર એક ૮૦ ફીટનો ઉચો સ્થભ છે. સ્ટેશનથી ૨ માઇલને અતરે બીજુ એક પ્રાચીન દેવાલય છે તેનું નામ કોન્ડારાયાપાટુનેલમ છે. અહીંઆ યાત્રિકો કેટલીક બાધા લ્યે છે. દર શુક્રવારે બઝાર ભરાય છે. ગામમા કાચનુ કામ થાય છે. સ્ટેશન પાસે એક ધર્મશાળા પણ છે

ઉરવકોન્ડા... વસ્તી ૧૦૨૭૪ અને તાડપત્રી ૧૧૨૯૩ એ બે બીજા મોટા ગામો છે તેમા જિનિગ્ ફેકટરીઓ અને ભોયશીંગને ફોલી દાણા કાઢવાની ફેકટરીઓ છે.



## પ્રકરણ ૪ થું

## દક્ષિણ સપાટ પ્રદેશના પૂર્વ કાંઠાના જીલ્લાઓ



દક્ષિણના સપાટ પ્રદેશના પૂર્વ કાંઠે મદ્રાસ, ચિંગલપેઠ, દક્ષિણ આર્કોટ, તન્જાવુર, રામનાડ અને તિનેવેલી જીલ્લાઓ આવેલા છે અન્જનગો નામના એક ઘણાજ નાના વિસ્તાર વાળા પ્રદેશને પહેલા એક અલગ જીલ્લો બનાવવામાં આવ્યો હતો પણ હાલમા તેને તિનેવેલી જીલ્લા સાથે જોડી દેવામા આવ્યો છે.

### મદ્રાસ જીલ્લો

આખા ઇલાકામાં આ જીલ્લો નાનામા નાનો છે તેમા મદ્રાસ શહેર અને તેની આસપાસનાં પરાઓનો સમાવેશ થાય છે તેનું ક્ષેત્રફળ ૨૭ ચોરસ માઇલનુ છે તેની પશ્ચિમે ચિંગલપેઠ જીલ્લો આવેલો છે. પૂર્વમા બંગાલનો સમુદ્ર, ઉત્તરમાં ચિંગલપેઠ અને નેલોર જીલ્લાઓ અને દક્ષિણમા ચિંગલપેઠ જીલ્લો આવેલો છે. આખા દક્ષિણ હિન્દમા મદ્રાસ મોટામા મોટુ શહેર છે હિન્દ સામ્રાજ્યના મોટા શહેરોની ગણ તીમા તેનો ક્રમ ત્રીજો આવે છે. તે કલકતાથી ૭૦૭ માઇલને અંતરે અને મુંબઇથી ૮૦૦ માઇલને અંતરે છે મદ્રાસ શહેરના કિનારાની લંબાઇનો ભાગ ૯ માઇલ છે અને અંદરની પહોળાઇ સાડા ત્રણ માઇલની છે.

આ સ્થળ ઇ સ ૧૬૩૯ મા અંગ્રેજોને ચંદ્રગિરિના રાજા પાસેથી મળ્યુ હતુ પછી તેઓએ ત્યાં થાણું નાખ્યુ ને કોઠી બાંધી, વેપાર અર્થે લોકો કોઠીની આસપાસ આવી વસવા લાગ્યા અને એ રીતે એ સ્થળ નાની વસ્તી, ગામ અને છેવટે આજનું મદ્રાસ શહેર બન્યુ છે

મદ્રાસનો જમીન પ્રદેશ સપાટ અને નીચાણ વાળો છે, તેમા કુઅમ અને અદ્યાર નદી વહે છે. શહેરના વાયવ્ય ખૂણામા રેડહિલ્સ લેઇક એટલે લાલ ડુંગર પરનુ સરોવર આવેલું છે તેમા કોરટેલીઆર નામની નદીને વાળી લેવામા આવી છે, તે સ્વચ્છ જલ સમુદાયમાથી નળ વાટે મદ્રાસ શહેરને પીવાનુ પાણી પુરૂ પાડવામા આવે છે

આ પ્રદેશના આબો હવા ગરમ છે ઉનાળાની રૂતમા સખત ગરમી પડે છે પણ સાંજના સમુદ્ર પરથી આવતી પવનની લહેરો ઠંડક આપે છે. આ પ્રદેશમા સરેરાસ ૪૯ ઇંચ વરસાદ વરસે છે. વરસાદની ઋતુ ખાસ કરીને અકટોબર અને નવેમ્બરમા પુર બહારથી ખીલી નીકળે છે.

શહેરની વસ્તી ૫૨૬૯૧૧ માણસની છે અને શહેરમા મુખ્ય તામિલ, તેલુગુ, કર્ણાટકી, મલયાળમ, અને હિન્દુસ્થાની વગેરે ભાષાઓ બોલાય છે.

આ જીલ્લામા બે રેલ્વે લાઇનો છે બન્ને લાઇનો મદ્રાસથી શરૂ થાય છે મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલ્વે લાઇનના સહુથી વડા અને મુખ્ય સ્ટેશનને મદ્રાસ સેન્ટ્રલ સ્ટેશન કહે છે અને સાઉથ ઇંડિઅન રેલ્વે લાઇનના વડા અને મુખ્ય સ્ટેશનનુ નામ ઇગમોર છે

ઠેકાણાં તરીકે પ્રસિદ્ધ થયાં ન હતાં ત્યારે તે મદ્રાસ ઇલાકાનું એક સેનીટોરિઅમ હતું. હાલમાં પણ એ સ્થળે સરોવરની આસપાસ શીમંતોના બંગલાઓ અને વાડીઓ વીંટાઇ વળ્યાં છે.

ઇગમોર સ્ટેશન સાઉથ ઇંડિઅન રેલ્વેનું સર્વથી મોટું પહેલું અને છેલ્લું સ્ટેશન છે. સ્ટેશન વિશાળ અને ભવ્ય છે. સ્ટેશન પર સુખ સગવડતાવાળાં આરામ ભવનો છે. જેમાં શય્યન ગૃહ અને સ્નાનાગાર ગોઠવવામા આવ્યાં છે. ૧૧ ઓરડાઓ યુગલ માટેની સગવડતાવાળા છે. સવારના ૬ થી સાંજના ૬ સુધી એ ઓરડાઓ વાપરવાનું ભાડું બે રૂપીઆ છે અને ચોવીસ કલાક સુધીમાંના રાત્રિ રહોતા સમયની કોઇ પણ અવધિ સુધીનું ભાડું ત્રણ રૂપીઆ છે. ઓરડાઓમાં વિજળીની રોશની અને પંખા ગોઠવવામાં આવેલ છે.

ફોર્ટસ્ટેશન ખાસ કરી ફોર્ટ સેઇન્ટ જ્યોર્જના લશ્કરી અમલદારો, સરકારી નોકરો અને કાયદાની અદાલતમાં જનારાઓ વાપરે છે. દક્ષિણ હિંદના કોઇ પણ સ્થળેથી આવી સેન્ટ્રલ સ્ટેશન, રાજા સર સ્વામિ મુદલીઆરની ધર્મશાળા કે વેપેરી જવું હોય તેને પાર્ક સ્ટેશને ઉતરી જવું સગવડતા ભરેલું છે. મદ્રાસ શહેરના કીલપોક પુન્નમલ્લાકમ્ અને ચેનપેડ લતાઓના રહીશો ચેતપેડ સ્ટેશનનો ઉપયોગ કરે છે અને ટેઇનામપેટના રહીશોને કોડમ્બક્કમ સ્ટેશન નજીકનું છે.

સાઉથ ઈંડિઅન રેલ્વેની ઓફીસોમાંની એક શહેરના માઉન્ટરોડ રસ્તા પર અને બીજી નં ૧૮ ત્રિપ્લીકેન હાઇરોડના સ્થળે આવેલી છે જ્યાંથી પણ ટીકીટો ખરીદી શકાય છે અને પારસલો મોકલવા ઠરાવવાનુ થઇ શકે છે.

મદ્રાસને આપણે નીચેના સાત વિભાગમા વિભાજીત કરી શકીશું (૧) પાર્કટાઉન અને જ્યોર્જ ટાઉન (૨) તન્ડીયારપેઠ, વાશરપડી, અને રાયપુરમ્ (૩) ચીપોક (૪) વેપેરી, પુરૂસ્વાકમ્, પેરામ્બુર અને કીલ પોક (૫) ત્રિપ્લીકેન, મઇલાપોર, જેમા રાયપેઠ અને સેન ટોમનો સમાવેશ થઇ જાય છે. (૬) ઇગમોર, ચેતપેડ નુન્ગામબાક્કમ્ અને ટેઇનામપેઠ (૭) અદ્યાર

મદ્રાસ સેન્ટ્રલ સ્ટેશનની નજીકમાં જ્યોર્જ ટાઉનનો લતો આવેલો છે લગભગ એક ચોરસ માઇલના વિસ્તારમા તે ગીચ વસ્તીથી વસાયેલો છે. શહેરનો વ્યાપારિક લતોજ આ છે જ્યા બેન્કો, કસ્ટમ પોટ અને હારબર ઓફીસો, હાઇકોર્ટ, લૉ કોલેજ અને પ્રેસીડેન્સી પોસ્ટ અને ટેલીગ્રાફ ઓફીસો આવી છે. તે ઉપરાત દેશી પરદેશી વેપારીઓની દુકાનો અને પેઢીઓથી આ લતો ભારે ભીડવાળો છે. મિન્ટ સ્ટ્રીટ અથવા શાહુકારપેઠ, ચાઇના બજાર રોડ, નઇનીઅપાનાયક સ્ટ્રીટ, એડવર્ડ અને બંદરગલી, એસ્પ્લેનેડ અને એન્ડરસન સ્ટ્રીટ, વગેરે મોટા રસ્તાઓ આ વિભાગમા આવેલા છે. ગુજરાતી વેપારીઓનો મોટો ભાગ પણ આ જ લતામાં વસે છે. ખાસ કરીને મિન્ટ સ્ટ્રીટ અથવા શાહુકારપેઠ એ ગુજરાતી હિંદુઓથી વસાએલો છે. ગુજરાતી હિન્દુ સમાજમા બે ભાગ પડી જાય છે. જુના વસેલા અને નવા આવેલા, ખેડાવાળ બ્રાહ્મણ, દશા ખડાયતા અને લાડ વણિક વગેરે જ્ઞાતિના ઘરો અહીંઆં ઘણા જુના વખતથી વસાએલાં છે. નવા આવેલાઓમાં કચ્છી કાઠીઆ વાડી વેપારીઓ અને ગુજરાતના ઝવેરીઓ ગણાય છે. જુના વસેલા ગુજરાતીઓ ઘણુ કરીને શરાફું તથા હીરાનો અને રેશમી કાપડનો વેપાર કરે છે. નવા આવેલાઓમાં, સુતર, કાપડ, સોના ચાંદી રંગ અને આડત વગેરેનું કામ કરે છે.



Paramananda Doss Chota Doss Dharmasala on the junction of Rasappa Street and Walltax Road, Madras Opened in V. S. 1975

શેઠ પરમાણંદ દાસ છોટાદાસની ધર્મશાળા, મદ્રાસ.

ગુજરાતી મેમણુ ભાઇઓમા પણ બે તફાઓ પાડી શકાય કચ્છી અને હાલાઇ, વન્થલી, બાટવા, ધોરાજી વગેરે તરફના ભાઇઓ હાલાઇ કહેવાય છે હાલાઇ મેમણના હાથમાં અનાજ ધાન, કરીઆણુ અને તેલીબીયાનો વેપાર મોટા પાયા ઉપર છે.

મિન્ટ સ્ટ્રીટ અથવા શાહુકારપેઠમાં હિન્દુ ગુજરાતી ભાઇઓનાં હવેલી, શિવાલય, દેરાસરજી વગેરે ધર્મનાં સ્થાનો છે, ખેડાવાળ બ્રાહ્મણો માટેનો ઉતારો, બાળકોની મ્યુનિસિપાલ પ્રાથમિક શાળા, પડયા હાઇ સ્કુલના નામથી ઓળખાતી અંગ્રેજી નિશાળ, કન્યાશાળા અને ગુજરાતી મિત્રમંડલની લાયબ્રેરી વગેરે ગુજરાતી હિન્દુઓની સંસ્થાઓ છે

એન્ડરસન સ્ટ્રીટમા કચ્છી હાલાઇ મેમણુ ભાઇઓનાં બાળકોની આલીશાન મદ્રેસા જે શેઠ હાજી ઇસા આબાની સખાવતથી ખડી થઇ છે તે તથા તેનીજ સામે મસજીદની ભવ્ય ઇમારત આવેલ છે

ગુજરાતી ખોજા ભાઇઓની પણ એક સારી સંખ્યા આ શહેરમા વસે છે એ કોમના વેપારીઓએ તો ગ્લાસવેરના વેપાર પર મદ્રાસમા સાવભૌમ સત્તા મેળવી છે તેઓ સીઆ ઇમામી ઇસમાઇલી ખોજા અને નામદાર આગાખાન સાહેબ હાજર ઇમામના મુરીદો છે આ ગૃહસ્થોએ પોતીકી કોમમાના આપસ આપસના ઝઘડા પતાવવાને ધી સીઆ ઇમામી ઇસમાઇલી કાઉન્સીલ યોજી છે જે કોમને લગતા વાંધા વિરોધોની શાન્તી ભરેલી પતાવટ કરે છે જમાતનું પોતીકુ ધર્મસ્થાન ખાનું, બાળકો માટેની ગુજરાતી શાળા અને એક લાયબ્રરી પણ તેઓ ભાઇઓ ધરાવે છે કોમમા સઘળા મળી ૨૨૫ માણસોની સંખ્યા અહી વસતી હોય એવી ગણત્રી કરવામા આવી છે,

ગુજરાતી વહોરા કોમની વસ્તી પણ શહેરમાં આબાદ છે તેનો મોટો ભાગ હાર્ડવેર અને લોખંડના વેપારમા રોકાએલો છે અહીઆ વસતા વોહરા ભાઇઓ વિશેષ પ્રમાણમા સિદ્ધપુર તરફના છે તેઓ સમ્બુદાસ સ્ટ્રીટ, લીંગાચેટી સ્ટ્રીટ અને મૂર સ્ટ્રીટ વગેરેના આસપાસના લત્તામા ઘણુ કરીને વસેલા છે વોહરા ભાઇઓની સારી સારી ૩૦થી ૪૦ દુકાનો છે તેમા ૨૦ તો નાની મોટી મળીને લોખંડના વેપારની વખારો છે બીજા ભાઇઓ મણીઆરા અને ફેન્સી ચીજોના વેપારમા રોકાયેલા છે હાર્ડવેર અને લોખંડના વેપારીઓની એક મંડળી છે તેમની તરફથી વોહરા ભાઇઓના ઉપયોગ માટે મૂર સ્ટ્રીટમા એક મુસાફરખાનું બાંધવામા આવ્યુ છે મુસાફરખાનાએ બદરીઆહ" એવુ એનુ નામ છે મદ્રાસથી સિંગાપુર, પિનાંગ હોંગકોંગ સીઆમ વગેરે સ્થળોએ જતા આવતા વોહરા મુસાફરો તેનો લાભ લ્યે છે આ સંસ્થા કોમી બિરાદરોને મોટા આશીર્વાદ સમાન છે એજ મૂર સ્ટ્રીટમા વોહરા ભાઇઓની એક ભવ્ય મસજીદ છે તે લગભગ ૨૪ વરસ અગાઉ શેઠ જી એમ ઇસાભાઇવાળાએ બંધાવેલી છે તેના પાછલા ભાગમા વોહરાઓનુ જુમાતખાનું છે અને મસજીદના ઉપલા ભાગમા છોકરા છોકરીઓને એરેબિક ઇલમ પઢાવવાનો મદ્રેસો છે

સમુદ્રના કિનારા પર બે માઇલ લાંબો અને પોણા માઇલની લંબાઇનો ખુલ્લી હવાવાળો વિશાળ વિભાગ છે તે વિભાગમા સેન્ટ જ્યોર્જનો કિલ્લો ગવર્નમેન્ટ હાઉસ સરકારી ઓફીસો પ્રેસીડેન્સી કોલેજ અને સેનેટ હાઉસ આવેલા છે તે વિભાગ ચિપોકના નામથી જાણીતો છે. વેપેરી પુરૂસવાક્કમ્ પેરામ્બુર અને કિલપોકના લત્તાઓ જ્યોર્જ ટાઉનની પશ્ચિમે આવેલા છે રાયપેટ અને સેન થોમના લત્તાઓ સાથેના નિષ્પ્રીકેન અને માઇલાપોરના વિભાગમા એંગ્લો ઇંડિઅનોની વસતી પણ છે

એગમોર, ચેતપેટ, નુન્ગમ્બકમ્ અને ટેઇનામપેટના પરાઓમા મોટે ભાગે યુરોપિઅનોનો વસવાટ છે પ્રેસિડેન્સી મેજીસ્ટ્રેટ અને પોલીસ કમીશ્નરની કચેરીઓ, સરકારી આર્ટસ્કુલ, મ્યુઝીઅમ, હોર્ટીકલ્ચરલ ગાર્ડન્સ અને વેધશાળા આ વિભાગમા આવેલા છે

છેક દક્ષિણે અધારનો પ્રદેશ છે સુંદરમા સુદર યુરોપિઅન નિવાસ સ્થાનો આ સ્થળે આવેલા છે. અધાર નદીનુ નિર્મળ જળ અહીઆથી વહતુ ઠંડી લહેર આપે છે થિઓસોફિકલસોસાએટીનો વિશાળ બાગ નદીના કિનારે આવેલો છે જ્યોર્જ ટાઉનની ઉત્તરે ટન્ડીઆરપેટ વિપસરપડી અને રાયપુરમના લતાઓ આવેલા છે.

ગુજરાતી પારસીઓનો મોટો ભાગ રાયેપુરમના લતામા રહે છે અહી વસતી પારસી પ્રજામા ઘણા ખરા મોટા પગાર પર નોકરી કરનારાઓ છે. કેટલાક રેલ્વે કન્ટ્રાકટરો, મોટર બિઝનેસ કરનાર, સોડા વોટરના કારખાના વાળાઓ સિનેમા કમ્પનીના માલીકો કે મેનેજરો વગેરે પણ છે રાયપુરમમા એ કોમની અન્જુમનનો બાગ છે તેને ઘણું કરીને પારસી ધર્મશાળાના નામે ઓળખવામા આવે છ પારસીઓની આ એક ઘણી સુદર અને કોમ હિતને બરની સસ્થા છે તે સંસ્થા પર પગારદાર પારસી ગૃહસ્થ મેનેજર તરીકે રહે છે ઉટીવાળા મર્હુમ શેઠ ફીરોજ મનચેરજી કલગવાળાએ પોતાના બાલ્યાવસ્થામા ગુજર પામેલા એગ બાલના પુન્ય નિમિત્તે કોમી મુસાફરોની સુખ સગવડના સારૂ એક બ્લોક બધાવી આપ્યો છ મદ્રાસની પારસી અન્જુમનના પાછલા એક પ્રેસિડેન્ટ સાહેબની યાદમા શેઠ ફરદુનજી ગરવાલા પુન્ય નિમિત્તે એક ફેમિલિ બ્લોક અન્જુમનના વપરાશ સારૂ બધાવેલો છે શેઠ અરદેશર ફરામજી ભાગરાએ પોતાના મરહુમ પિતાજીના પુન્ય સારૂ એક અલગ હોલ બધાવી અન્જુમનને સુપરત કર્યો છે શેઠ અરદેશર દિનશાજી માવજીએ પોતાના મરહુમ ધણીઆણી ખુરશેદ બાઇના પુન્ય સારૂ એક હોલ બધાવી આપ્યો છે તે હોલ ખુરશેદ હોલના નામે ઓળખાય છે આ ધર્મશાળાની જગો પારસી અન્જુમન પાસે ઘણા વરસો થયા છે પરતુ એમ જણાયુ છે કે છેક સને ૧૭૯૯ મા લેડી ફીરોજબાઇ શાપુરજી ભરૂચા તરફથી જુની ધર્મશાળાને નવેસરથી દુરસ્ત કરાવીને ખુલ્લી મૂકેલી ધર્મશાળાના વિશાળ કમ્પાઉન્ડમાજ એ કોમના આરામગાહના એક વિભાગ આવેલા છે

મદ્રાસ શહેરને એક ચક્કર લગાવવા આપણે પહેલા સરકારી સેઇન્ટ જ્યોર્જના કિલ્લાથી શરૂઆત કરીએ કિલ્લામા સેક્રેટરીઅટ ઓફીસ, કાઉન્સીલ રૂમ, એકાઉન્ટન્ટ જનરલની ઓફીસ, ગવર્નમેન્ટની ટ્રેઝરી અને લશ્કરી અમલદારોના રહેઠાણ છે તે ઉપરાત મોટુ પુરાણુ ચર્ચ અને મદ્રાસના ઇતિહાસમા ભાગ ભજવી જનારા અગ્રેજ અમલદારોનું કબ્રસ્થાન પણ કિલ્લામા છે કિલ્લાને ચાર દરવાજા છે દક્ષિણ સમુદ્ર દ્વાર કિલ્લાના પૂર્વ ભાગમા આવેલુ છે અને ત્યાથી એક માર્ગ સમુદ્રતટ ભણી જાય છે ઉત્તર બાજુનો દરવાજો કિલ્લાના ઉત્તર ભાગમા છે અને ત્યાથી હાઇકોર્ટ તરફના ચાઇના બજાર તરફ માર્ગ જાય છે આ માર્ગેથી ટ્રાફીક વ્યવહાર બધ છે વાલ્લાજાહ દ્વાર પશ્ચિમ ભાગમા છે અને ત્યાથી માઉન્ટ રોડ શરૂ થાય છે કિલ્લામાથી બહાર નીકળવાનો એ ખાસ દરવાજો છે વાયવ્ય બાજુનો સેઇન્ટ જ્યોર્જ દરવાજો એ કિલ્લાનુ મુખ્ય પ્રવેશ દ્વાર છે. ત્યાથી જનરલ હોસ્પીટલ, પેધાનાયકપેટા અને પુનમાલી રોડ તરફ માર્ગ જાય છે.

માઉન્ટ રોડ, પુનમાલી રોડ અને બીચરોડ એ ત્રણ રસ્તા મદ્રાસ શહેરના "હાઇવેઇઝ" છે વાલા જાહબ્રિજ ઉપરથી માઉન્ટ રોડને રસ્તે ચાલતા જીમખાના, બોડી ગાર્ડ લાઇન, સોલ્જરોને રમવાના ગ્રાઉન્ડ અને

ગોરા લોકનાં કબ્રસ્તાન આવે છે. આગળ જતા ગવર્નમેન્ટ હાઉસ બ્રીજ અથવા વિલિંગ્ડન બ્રિજ આવશે. એ બ્રિજ ઉપરથી જતાં સામે કિંગ એડવર્ડ સાતમાનું બાવલું ખડું છે તે ગુજરાતી નામાંકિત નર દિવાન બહાદુર લોડ કિરણદાસ બાલમુકુંદદાસ તરફથી મદ્રાસ શહેરને સમર્પિત કરવામાં આવ્યું છે. ડાબી બાજુએ ગવર્નમેન્ટ હાઉસ છે. જમણા હાથ ઉપર નેપીઅર પાર્ક અને તેની પાછળ ચિન્તાદ્રિપેટ છે. અંગ્રેજના શરૂઆતના વેપારમાં આ સ્થળે છીંટનું સુંદર કામ થતું હતું. માઉન્ટ રોડને રસ્તે ચાલ્યાં આવતાં મોટી મોટી યુરોપિઅન વેપારીઓની સુસજ્જિત દુકાનો, ઓફીસો મદ્રાસ મેઇલ અને હિંદુ દૈનિક પત્રની ઓફીસો આવશે હિંદુની ઓફીસ પાસેથી વાલાજાહ રોડ શરૂ થાય છે. ત્રિપ્લીકેનની ટ્રામના પાટા એ રસ્તેથી ત્રિપ્લીકેનના માર્ગે લઈ જાય છે. ત્રિપ્લીકેનનો લતો હિંદુઓથી વસાયેલો છે ત્યાં એક ઘણું જૂનું વિષ્ણુ મંદિર છે. તે દેવસ્થાનનું નામ પારથ સારથી સ્વામિન કોઈલ છે મંદિરમાં પારથ સારથી શ્રીકૃષ્ણ, રૂક્ષ્મણિ, બલરામ સાત્યકિ, સંકર્ષણ અને અનિરૂદ્ધની ભવ્ય મૂર્તિઓ છે. મંદિરના પૂર્વ ભાગમાં કૈરવેણી નામનું તળાવમાં છે. એ તળાવમાં મત્સ્ય જીવિત રહી શકતાં નથી. એમ કહેવામાં આવે છે કે, પ્રાચીન કાળમાં કોઈ એક ઋષિ અહીંઆ તપ કરવા બેસતા તેના તપમાં મત્સ્યો પોતાના જલનૃત્યનથી બાધા નાખતા તેથી ઋષિએ શ્રાપ આપ્યો છે. દેવાલયનું બાંધકામ શિલ્પકળાનો ઘણો ઉત્તમ નમુનો છે.

ચિપોક લતામાં મોહમેડનની વસ્તી છે અને તેઓ સઘળા ચિપોક નવાબના વંશજો છે. પાકા પત્થરની બાંધેલી એક સુંદર મસ્જીદ આ લતામાં આવેલી છે. ત્રિપ્લીકેનની વાયવ્યમાં તિરૂવતીશ્વરપેટનો લતો છે ત્યાં એક પ્રાચીન શિવાલય આવેલું છે. પુદુપક્કમના લતામાં આરકોટના નવાબ જાદાનો ભવ્ય મહેલ આવેલો છે. કુઅમ નદી ઉપરના હેરીસ બ્રિજ ઓળંગી હેરીસ રોડ ઉપર આવતાં દેશી ખ્રિસ્તિ અને આદિ દ્રાવિડની ગીચ વસ્તી આવે છે. ગવર્નમેન્ટ ઓફ્થેલમિક ઓસ્પીટલ અહીંઆ છે. તે દુનીઆની સારામાં સારી ઓસ્પીટલોમાં એક ગણાય છે. એગમોરનો લતો સારા મદ્રાસ શહેરના સઘળા લતાઓમા ઘણી આરોગ્યતા ભરેલો અને સુખાકારી હવા પાણીવાળો ગણાય છે મદ્રાસ રિઝર્વ પોલીસનાં ક્વાર્ટર્સ આ લતામાં આવેલાં છે. તે ઉપરાંત પોલીસ કમીશ્નરની ઓફીસ આરણી જાગીરદારનો મહેલ, ગુજરાતના પ્રસિદ્ધ કવિ અરદેશર ફરામજી ખબરદારનો બંગલો, માદ્રાસીઓની પ્રેસિડેન્સી ટ્રેનિંગ સ્કુલ. વિક્ટોરીઆ ટેકનીકલ ઇન્સ્ટીટયુટ, ગવર્નમેન્ટ સેન્ટ્રલ મ્યુઝીઅમ, કોનમેરા પબ્લીક લાયબ્રેરી અને ગવર્નમેન્ટ મેટરનિટિ ઓસ્પીટલની ભવ્ય ઇમારતો આ લતામાં આવેલી છે. મ્યુઝીઅમમાં પ્રાચીન શિલ્પ કળાના નમુના, જુના સિક્કાઓ, બુદ્ધનાં અસ્થિ અને બીજાં અનેક અજબ પ્રદર્શનોનો સંગ્રહ છે. કોન્નેમેરા લાયબ્રેરીમાં સાહિત્યનાં વિવિધ અંગોનાં ગ્રંથોનો અમૂલ્ય સંગ્રહ છે જે તે લાયબ્રેરીના વિશાળ ખંડમાં બેસીનેજ વાંચવા વિચારવા મળી શકે છે લેખન સાહિત્ય માટે પણ સોય છે. કોઈ પણ વિષયનું પુસ્તક તે તે વિભાગના કાર્યવાહક આગળ જઈ પૃચ્છા કરવાથી કંઈ પણ ફી કે લવાજમ વિના મળી શકે છે. હિંદમાં અમલ ચલાવતી રાજ્યસત્તાનું આ એક વિશિષ્ટ સરસ્વતિ મંદિર છે, જ્યાં નિત્ય નિત્ય અનેક સહસ્ર સરસ્વતિના ઉપાસકો સરસ્વતિનું પૂજન કરી રહ્યા છે.

રોયપેટાહના પાઇક્રોફ્ટ રોડ ઉપરથી સિદ્ધાં આવતાં લાલ રંગી વેસ્લી કોલેજ અને ગોપાલ બાગનો રમ્ય દેખાવ આવે છે. ગોપાલબાગ એ આપણા સુપ્રસિદ્ધ શેઠ ગોકુલદાસ જમનાદાસ વાળાઓનું નિવાસ સ્થાન છે. ટેઇનામપેટમાં લ્યુઝહાઉસ નામનો બાગ અને બંગલો છે જ્યાં મદ્રાસના કેટલાક ગવર્નરો રહેતા હતા અને જે સ્થળ વેધશાળા સ્થાપિત કરવાને સૂચવાયેલાં સ્થળોમાંનું એક હતું તેમાં હાલ સર સી. પી. રામસ્વામિ નામના મદ્રાસ ઇલાકાના એક બહુ નામીચા ગૃહસ્થ વસે છે. ત્યાંથી આગળ જતાં મઇલાપોર નામનું પરૂં આવે

છે મઇનાપુરનો અર્થ મયૂર નગર—મોરનું શહેર એવો થાય છે ત્યાં કપાલેશ્વર નામનું પ્રસિદ્ધ શિવાલય આવેલું છે શિવાલયની આસપાસ ફરતો બાગ અને તેમા એક વિશાળ તળાવ છે પોર્ટુગીઝ લોકોએ આ સ્થળને સેન ટોમ ડિ મેલીઆપોર નામ આપેલુ છે શિવાલયના મંદિરની બાજુના ભાગમા પ્રસિદ્ધ શિવભક્ત સાધુ સભડાર અને બીજા ૬૨ શિવભક્તોની કાસાની મૂર્તિઓ આવેલી છે કુરલ ગ્રંથના કર્તા મહાત્મા તિરૂવલ્લુવર અને એમના બહેન ઓવય્યાર જેઓ તામિલ ભાષાના આદ્ય કવયિત્રી થઇ ગયા છે તેમની મૂર્તિઓ પણ આ દેવાલયમા આવેલી છે

થિઓસોફીકલ કોલેજ પાસે કેથેડ્રલ રોડ અને માઉણ્ટ રોડ સંગમ પામે છે તે સ્થળની નૈસર્ગિક સુંદરતા ઘણી રમ્ય છે એક ફરલાંગ દૂર નુન્ગમ્બકમ્ હાઇરોડ પાસે એંગલોર્થી શરૂ થયેલો ટંકરોડ આવે છે નુન્ગમ્બકમ્ના લતામા સરકારી વેધશાળા આવેલી છે તે સમર્થ ખગોળવેત્તા મિચેલ ટોપીંગે ૧૭૯૨ મા સ્થાપી હતી કોડાઇકનલની સોલાર ફિઝીક્સ ઓબઝરવેટરી સ્થાપન થયા પછી આ વેધ શાળાનુ કામ ઘણુ ઓછુ થઇ ગયુ છે સદરહુ ઓબઝરવેટરીનું મદ્રાસની સેન્ટ્રલ ટેલિગ્રાફ ઓફીસ સાથે અનુસંધાન છે અને નિત્ય સાંજના ઠીક ચાર બજે સ્ટેન્ડર્ડ ટાઇમ જોઇ લેવામા આવે છે અને આખા દેશમા એજ ક્ષણે તે ટાઇમ બરાબર કેરવામા આવે છે ઓલ્ડ કોલેજના વિશાળ ભવનમા અત્યારે મદ્રાસ ઇલાકાના કેળવણી ખાતાના વડાની કચેરી છે મદ્રાસ લીટરરી સોસાએટી અને ઓકઝીલીઅરી ઓફ ધી રોયલ એસીઆટીક સોસાએટીની સંસ્થાએ પણ આ ભવનનો એક ખંડ રોકયો છે સદરહુ સસ્થાના પુસ્તકાલયમા ૪૫ હજારથી વધારે સંખ્યાના પુસ્તકો છે

માઉન્ટરોડ અને કેથેડ્રલરોડના સંગમ સ્થળે એગ્રીહોર્ટીકલ્ચરલ ગાર્ડન્સ આવેલુ છે સહેલાણીઓની મોટરકારો ત્યાથી બીચરોડ તરફ જાય છે રસ્તાના એડવર્ડ એલીઅટ રોડ આગળ સુંદર વાક આવે છે તે રસ્તા ઉપર મહિલાઓ અને બાળકોની સારવાર માટેની કલ્યાણી ઓસ્પીટલ આવેલી છે

સેઇન્ટ જ્યોર્જ કિલ્લાના પ્રમુખ દ્વાર આગળથી શરૂ થએલો પુનમાલી રોડ ડાબી બાજુએ મેડીકલ કોલેજ અને જમણી બાજુ મેમોરિઅલ હાલ જે ૧૮૫૭ ના બળવામાથી મદ્રાસ બચી ગયુ તેના સ્મરણાર્થ બધાએલો છે ત્યા આવી પહોચશે બાઇબલ સોસાએટી અને ક્રિશ્ચિઅન વર્નાકયુલર લિટરેચર સોસાએટીના મકાનો પણ નજીકમા જ છે અને ત્યા મિન્ટ સ્ટ્રીટ અથવા શાહુકારપેઠનો દક્ષિણ છેડો પૂરો થાય છે મેડીકલ કોલેજની બાજુમા જનરલ ઓસ્પીટલ છે તેની સામેજ મદ્રાસનુ સેન્ટ્રલ સ્ટેશન છે તેની બાજુમા રેલ્વે ઓફીસની ઇમારતો છે અહીઆ પૂલ ઉપરથી રસ્તો પસાર થાય છે તે પુલ કોકરન કનાલ ઉપર બાધેલો છે રસ્તાના ઉત્તર ભાગમા અને કનાલના પશ્ચિમ કાંઠે પિપલ્સપાર્ક આવેલુ છે મુર માર્કેટ, ઇવિનીંગ બજાર, વિક્ટોરિઆ ટાઉન હોલ શહેર સુધરાઇ ખાતાની ઓફીસવાળુ રિપન બિલ્ડીંગ વગેરે ઇમારતોએ પાર્કનો દક્ષિણ વિભાગ રોકયો છે રસ્તાની દક્ષિણ દિશાએ સર રામસ્વામિ મુદલીઆરની ધર્મશાળા અને પાર્ક સ્ટેશન આવેલા છે વળી તેની દક્ષિણે મદ્રાસ પેનીટેન્શિયરી (ગુન્હેગારોનો ઉદ્ધાર કરનારૂ ઉદ્યોગ ગૃહ) ની હદ બાજુએ બાજુએ થતા થતા કુઅમનદી અને કોકરેન્સ કનાલના મેળા સુધી ચાલી જાય છે પેનીટેન્શીયરીના મુખ દ્વાર આગળથી એક નાના રસ્તો શરૂ થાય છે ને પુનમાલી રોડને જોડાય જાય છે તે રસ્તે આગળ જતા પેરીઆમેટનો લતો આવે છે ત્યા મોટે ભાગે મોહમેડન વસ્તી છે અને ચામડાના વેપારના મોટા બજાર છે

પુનામાલી રોડ પર આર્ટસ્કુલ વોલન્ટીયર ગાર્ડના હેડ ક્વાર્ટર્સ યંગ વિમેન્સ ક્રિશ્ચિઅન એસોસીએશનની સંસ્થા અને યુરોપીઅન લોકના બંગલાઓ આવેલા છે રાજા સર રામસ્વામિ મુદલીઆરના

કુટુંબીઓનું નિવાસ ભવન શ્રીરામમંદિર પણ આ રસ્તા ઉપર છે સમુદ્રના પુર્વ કાંઠાની અને કોકરેન્સ કેનાલની વચ્ચે મદ્રાસનો એક વેપારી લતો આવ્યો છે તેને જ્યોર્જ ટાઉન કહે છે. એ લત્તાનો ધોરી રસ્તો ચાઇના બજાર રોડ પેરીકોર્નરથી શરૂ થઇ વચમા આવતી આરપાર મીન્ટ સ્ટ્રીટને ઓળંગી વોલટેક્સ રોડ સુધી જાય છે. આ લતાની અંદરમા મુખ્ય મીન્ટ સ્ટ્રીટ છે, અને તે શહેરની લબાઇ સુધી લાંબી છે તે શેરીના દક્ષિણ વિભાગમા ચેટી, લિંગાયેતના લોક રહે છે. મધ્ય ભાગમા મારવાડી અને ગુજરાતીઓ રહે છે ઉત્તર ભાગમા જુદી જુદી જાતના લોકો રહે છે શેરીને છેક છેડે ગવર્નમેન્ટ પ્રીન્ટીગ પ્રેસ આવ્યુ છે તેનુ મકાન પહેલા ટંકશાળના કામમા લેવામાં આવતુ હતું સાતકુવા કે જ્યાંથી કિલ્લામા રહેતા યુરોપીઅનોને તથા લશ્કરીઓને પીવાનું પાણી પુરૂં પાડવામા આવે છે તે અહીઆ આવેલા છે ગોવિન્દઅપ્પાનાયક સ્ટ્રીટ કે જેમાં ખાસ કરીને કોમટી ચેટીઓ રહે છે તે શેરી પણ મીન્ટ સ્ટ્રીટની લગોલગ છે અને આખા મદ્રાસની દોલત આ બે શેરીઓમા ભરેલી છે એમ કહેવાય છે. ગોડાઉન સ્ટ્રીટ અને બદર સ્ટ્રીટમા કાપડના અને ફેન્સી ચીજોના વેપારીઓ બેસે છે પચઇઅપ્પા કોલેજ એસ્પ્લેનેડ સામે પડે છે તે કોલેજ પચઇઅપ્પા નામના એક ધનાઢ્ય માણસના ધનથી ઉભી થઇ છે ત્યાર પછી બ્રોડવે નામની અગત્યની વેપારી બજાર આવે છે તે એસ્પ્લેનેડથી શરૂ થઇ બ્લેક ટાઉન વોલ સુધી જાય છે આ રસ્તા પર લોની સ્કવેઅર નામનો એક નાનો બાગ આવ્યો છે કોટવાલ ચાવડી નામનું મદ્રાસનું મોટામાં મોટુ બજાર અહીઆથી થોડાક વારને અંતરે આવેલુ છે પ્રાર્થના સમાજ બ્રહ્મો સમાજના મદિરો આ રસ્તા ઉપર આવેલા છે નટુકોટાચેટી નામની સાહસિક કોમ આ રસ્તાની એક આડી ગયેલી કોરલ મરચન્ટ સ્ટ્રીટમા રહે છે બ્રોડવેની પછી આર્મેનીયન સ્ટ્રીટ અને તબુચેટી સ્ટ્રીટ આવે છે તે શેરીઓમાં બેંકો અને મોટા મોટા વેપારીઓની પેઢીઓ આવેલી છે એ શેરીઓના મુખ આગળના એસ્પ્લેનેડના મેદાનમા હાઇકોર્ટની મોટી ઇમારતો આવેલી છે હાઇકોર્ટની સામે લો કોલેજ અને એસ્પ્લેનેડ થીએટર આવેલા છે. તેની ઉત્તરમા રોયપુરમનું પરૂ આવેલુ છે.

સમુદ્ર કિનારાનો ઉત્તરનો વિભાગ શહેરનો જબરદસ્ત ઉદ્યોગી લતો છે જ્યાં હારબર અને ઓઇલ કમ્પનીની મોટી ઇમારતો આવેલી છે તે ઉપરાંત બેંકોના મકાનો, કસ્ટમ ઓફીસ અને સ્ટીમર કંપનીઓની ઓફીસ આવેલી છે, અને દક્ષિણ વિભાગમા મદ્રાસના શહેરીઓનુ વિલાસન સ્થાન આવેલુ છે એટલે મેરીનાનો લાંબો સમુદ્રની લ્હેરીઓને લાગતો રાજ માર્ગ ત્યા આવેલો છે તે સેન્ટોમના પરાં સુધી જાય છે તે રસ્તા ઉપર મદરાસ યુનિવરસીટિનું સેનેટ હાઉસ, આરકોટના નવાબનો રાજ મહેલ, ક્વીન મેરી કોલેજ, પ્રેસીડેન્સી કોલેજ, બોર્ડ ઓફ રેવન્યુની ઓફીસ ચીફ એન્જીનીઅરની ઓફીસ, મદ્રાસ ક્રિકેટ કલબની ઇમારત વિગેરે મોટા અને ભવ્ય મકાનો આવેલા છે પ્રેસીડેન્સી કોલેજની સામે સમુદ્રના રેતીના પટમાં એકવેરીઅમ એટલે વિવિધ જાતની માછલીઓને તેના કુદરતી રહેવાના અને જીવવાનાં સાધના જેવા નકલીઆત સાધનો યોજીને રાખવામા આવી હોય એવુ માછલીઓનુ સંગ્રહ સ્થાન છે, એ સંગ્રહસ્થાન જો કે તે નાનુ છે તો પણ દુનિઆમાના સુંદરમાં સુંદર સંગ્રહસ્થાનમાંનું એક છે

## ચિંગલપેડ જીલ્લો :—

આ જીલ્લાનું નામ તેનાં મુખ્ય શહેર ચિંગલપેડ ઉપરથી રાખવામાં આવ્યું છે. ચિંગલપેડનો શુદ્ધ તામિલ શબ્દ ચેન્ગલ્વમ પટન છે. ચેન્ગલ્વમ્ એટલે રક્ત કમલ, ચેન્ગલ્વમ્ પટન એટલે લાલ કમળોનું શહેર. ખરેખર ચિંગલપેડ શહેરમાં અસંખ્ય નાના મોટા તલાવડા લાલ કમળોથી શોભી રહ્યાં છે. જો કે વર્તમાન કાળમા દિન પ્રતિદિન કમળોની ઉત્પત્તિ ઓછી થતી જાય છે તો પણ હજુ જ્યા ત્યાં લાલ કમળો જોવામા આવે છે.

ચિંગલપેડ જીલ્લો મદ્રાસ શહેરની આસપાસ વીંટળાઇ વળ્યો છે, એનુ ક્ષેત્રફળ ૩૦૭૧ ચોરસ માઇલનું અને વસ્તી ૧૪૯૮૦૫૮ માણસની છે. વસ્તીનો મોટો ભાગ ખેતીના ધધામાં રોકાયેલો છે. તે ઉપરાત ૨૨૨૨૫ વણકરો છે જેનો ત્રીજો ભાગ એકલા કાજીવરમ શહેરની આસપાસ વસે છે. જીલ્લામા તામિલ અને તેલુગુ મુખ્ય ભાષાઓ છે વસ્તીમા હિન્દુ જનતાનુ પ્રમાણ છે. હવા પાણી ઘણા સુખાકારી ભરેલા અને ખાસ કરીને ચિગલપેડની હવા ઠંડી છે વરસ દરમ્યાન સરાસરી ૪૬ ઇચ વરસાદ વરસે છે. જીલ્લાની જમીન સપાટ પણ ક્યાંક ક્યાંક નાના ડુગરાઓવાળી છે ડુગરાઓ ૫૦૦ ફીટથી ભાગ્યેજ વધારે ઉચા છે પરતુ તે ડુગરવાળા ભાગો વનરાજી થી ભરેલા છે પાણીનાં ઝરણાં એ ભાગમા નિરતર વહ્યા કરે છે. જીલ્લાનો દરિઆ કિનારાનો ભાગ રેતીના પટ વાળો છે અને તે રેતીના પટ આ જીલ્લાના જમીન પ્રદેશને એન્નોર અને પુલીકટ સરોવરના જલ સમુદાયથી જુદો પાડે છે. એ પ્રદેશમા નાળિએરીઓના ઝુમખા અને ધાનના હરિયાળા ખેતરો જોવામા આવે છે.

જીલ્લામાં પૂર્વથી પશ્ચિમ તરફ જતી આરણી, કોર્ટલીયાર, પલાર, અદ્યાર અને કુવમ એ નદીઓ આવેલી છે તેમા પલાર એ મુખ્ય નદી છે, તેમા ચેટયાર નામની એક બીજી ઉપનદી મળે છે. આ જીલ્લામા તેની લબાઇ ૪૦ માઇલની છે. એ નદી વરસ દરમ્યાન સુકી પડી રહે છે પરતુ તેના મૂળ આગળ મોટો જલ ધોધ છે તેથી તેનુ વહેન ઘણુ પ્રબલ છે અને પાણીથી તે કયારે ઉભરાઇ રહેશે તે કહી શકાતુ નથી. વળી એનાં વહેનમાથી કેટલીક નાની નાની નીકો લઇ જવામા આવી છે કોર્ટલીયારને પણ ચમ્પરમ્બાક્કમ્, રેડહિલ્સ અને બીજા તળાવો માટે વાળી લેવામા આવી છે ચમ્પરમ્બાક્કમ, રેડહિલ્સ ચિગલપેડ અને મદુરાન્તકમ્ એ આ જીલ્લામા મુખ્ય તળાવો છે

લોકોનો મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે. ધાન, રાગી, ગળી કઠોળ અને તેલીબીયાની પેદાશ થાય છે. વણાટ કામનો ઉદ્યોગ પણ ઘણુ અગત્યનુ સ્થાન ભોગવે છે ઉચી જાતનુ રેશમી અને સુતરાઉ કાપડ કાજીવરમમા વણવામા આવે છે લુંગી, કઇલી અને પટીમરણનુ વણાટ કામ પણ ઘણી જગોએ થાય છે લુગી અને કઇલી સ્ટ્રેટ સેટલમેન્ટ અને પટીમરણ જમૈકા, મોરીશ્યસ અને દક્ષિણ આફ્રિકા ખાતે મોકલવામા આવે છે. કાજીવરમના વણાટ ઉદ્યોગમા દેશી શાળો વાપરવામા આવતી તેની જગો પર ધીરે ધીરે વિલાયતી ફલાઇ શટલ લુમ્સ આવતી જાય છે. અત્યારે લગભગ ૧૨ હજાર શાળો વણાટ કામ માટે વપરાતી અંદાજવામા છે. જીલ્લામા નીમક બનાવવાનો ઉદ્યોગ પણ કઇક અગત્યનો છે નીમકની આઠ સોલ્ટ ફેક્ટરીઓ છે. ચામડાનાં ઉદ્યોગ ગૃહો પણ ઘણાં છે જીલ્લાના સેઇન્ટપેડ તાલુકાના મલ્યંકુ ડુગરની આસપાસના ગામડામા લાલ રૂમાલો અને બીજા મુસલમાન કોમને ઉપયોગના બરનુ કાપડ ઘણુ સરસ વણાય છે તેનો જબરો ઉઠાવ બેંગલોર ખાતે થાય છે.

જીલ્લાના સાત તાલુકા છે,— ચિંગલપેઠ કાઞ્જીવરમ, મદુરાન્તકમ્, પોન્નેરી, સઇદાપેઠ, શ્રી પેરૂમ્બુદુર અને તિરૂવલુર.

આ તાલુકાઓમા ચિંગલપેઠ અને મદુરાન્તકમ તાલુકાઓ સહુથી વધારે રમ્ય છે ન્હાના ન્હાના હરિયાળીથી ભરેલા ડુંગરાઓ આ તાલુકામા આવેલા છે આ પ્રદેશ સ્નાઇપ ગ્રાઉન્ડ તરીકે પ્રસિદ્ધ છે ત્યાં ઓક્ટોબરથી માર્ચ મહિના સુધી સ્નાઇપના ટોળેટોળા જોવામા આવે છે

જીલ્લામા ચાર દિશાની રેલ્વે સડક છે સાઉથ ઇંડિઅન રેલ્વેની એક લાઇન મદ્રાસથી શરૂ થઇ દક્ષિણમા જતા આ જીલ્લામાથી પસાર થાય છે બીજી લાઇન સેન્ટ્રલ સ્ટેશનથી શરૂ થઇ આરકોનમ તરફ જાય છે, ત્રીજી ઉત્તરમા અને ચોથી ચિંગલપેઠથી કાઞ્જીવરમ થઇને આરકોનમ સુધીની એક શાખા લાઇન છે તે ચારે ઉપર નીચે મુજબ રેલ્વે સ્ટેશનો છે

૧. મામ્બલમ્, સઇદાપેઠ, ગિન્ડી, સેઇન્ટ થોમસ માઉન્ટ, મિનામ્બક્કમ્, પલ્લવરમ્, તમ્બરમ્, વન્દલુર, ગુડુવાન્ચેરી, કટુપક્કમ્ શિંગપેરૂમાલકોઇલ, ચિંગલપેઠ, ઓટીવક્કમ, પડલમ્ કરૂન્ગુળી, મદુરાન્તકમ્

૨ વિલિવક્કમ્, કોરટુર અમ્બાટુર, અવડી, પટાભિરામ, તિન્નુર, સેવાપેઠરોડ, તિરૂવોર, કડમ્બટુર, મનુર, તિરૂવલાંગડુ મોસુર આરકોનમ

૩ તિરૂવાટીયુર એન્નોર મીન્જુર, અનુપમ્બટુર, પોનેરી, કવરાપેટ, ગુમુડીપુન્ડી એલવુર અને આરમ્બકમ

૪ ચિંગલપેઠ અટુર, વિલિયમપક્કમ પલચશીવરમ્, વાલજાબાદ, નાથપેટા, કાઞ્જીવરમ્

તાંબારથી ચિંગલપેઠ ૩૭ માઇલ છે અને ત્યાંથી કાન્જીવરમ્ સાડા અઢાર માઇલ છે કાઞ્જીવરમથી આરકોનમ ૧૭ માઇલ છે અને બેઉ વચ્ચે બીજા ત્રણ સ્ટેશનો છે ને ઉત્તર આરકોટ જીલ્લાના છે

જાણવા જોગ સ્થળોની વિગત નીચે મુજબ છે

ચિંગલપેઠ— જીલ્લાનુ અને તાલુકાનું ૧૧૭૬૩ માણસની વસ્તીવાળુ મુખ્ય શહેર છે પલાર નદી અરધા માઇલ ગતરે આવેલી છે અહીંઆથી કાઞ્જીવરમ થઇને આરકોનમ સુધી મદ્રાસ સધર્ન મરાઠા રેલ્વે લાઇનની શાખા લાઇન જાય છે આસપાસમાં નાના નાના ડુંગરાઓ આવેલા છે વરસાદની ઋતુમા દેખાવ ઘણો રમણીય લાગે છે બે માઇલ લાંબુ અને એક માઇલ પહોળુ એવુ વિશાળ સરોવર અહીંઆ આવેલું છે

ગામમા એક મજબુત કિલ્લો છે તે હાલ રિફોર્મેટરી સ્કૂલના કામ માટે વપરાય છે બાળ ગુન્હેગારોને ધરગથ્થુ ઉદ્યોગો શીખવી નીતિ અને ધર્મના પાઠ ભણાવી ગુન્હાને ચાહનારી આ સરકારી સંસ્થા જોવા લાયક છે સ્કુલમા લુહારી સુતારી વણાટ અને નેતર બનાવવાનુ કામ શીખવવામા આવે છે ગુન્હાની સજા પુરી થતા તે બાળગુન્હેગારો મેજીસ્ટ્રેટના સર્ટિફિકેટથી ધંધે લગાડવામાં આવે છે દેશમાની નામાંકીત રીફોર્મેટરી સંસ્થાઓમા આ સંસ્થા પહેલી પંક્તિની વખણાયેલી છે

સ્ટેશનની નજીકમાં એક ધર્મશાળા છે ત્યાં ત્રણ દિવસ કાંઈ પણ ચાર્જ લીધા વિના રહેવાનું મળી શકે છે ટપો અને ગાડા પણ પ્રવાસ માટે ભાડે મળે છે, રોજ ચિંગલપેટથી ઉત્તરમલુર ૧૮ માઇલ અને તિરૂક્લીકુન્ડરમ ૯ માઇલ સુધી મોટર બસ ચાલે છે

તિરૂક્લીકુન્ડરમ–ની વસ્તી ૭૯૫૭ માણસની છે ત્યાં એક ડુંગર આવેલો છે તે ઉપર વેદગીરીશ્વર મહાદેવનું મંદિર છે ડુંગરની તળેટીમાં નાનું તળાવ છે યાત્રાળુઓ એ તળાવમાં સ્નાન કરી ડુંગર ઉપર મહાદેવનાં દર્શન કરવા જાય છે ડુંગર ૫૦૦ ફીટની ઉંચાઇનો છે તે ડુંગર પર ચાર નાના શિખરો છે તે ચાર વેદો જડરૂપ લઇ રહ્યા છે એમ કહેવાય છે રોજ દિવસના બીજા પ્રહરને અંતે એટલે લગભગ અગીઆર વાગે બાજ જેવડા બે સફેદ રંગના અને પીળી ચાંચવાળા પક્ષીઓ અહીંઆ આવે છે શિવાલયનો મુખ્ય પુજારી ચાંદીના વાટકામાં ખીર તેમને આરોગાવે છે તે વખતે યાત્રાળુઓ અને દર્શકોની મોટી ભીડ જામે છે એ સહુના સમક્ષમાં પક્ષીઓ ભોજન લઇ ઉડી જાય છે આ પક્ષીઓ કાશીમાં સ્નાન કરે છે રામેશ્વરના દર્શન કરે છે ચિત્રકૂટ ઉપર તપ્યન કરે છે અને અહીંઆ ભોજન લે છે કશ્યપ મુનિના આઠ પુત્રોને શ્રાપ મળેલો અને યુગે યુગે એક યુગલનો મોક્ષ થવાનો તેમ ત્રણ યુગલનો મોક્ષ ત્રણ યુગમાં થઇ ગયો આ ચોથું યુગલ છે અને કલિના અંતે તેનો મોક્ષ થશે એવી પૌરાણિક કથા છે

આ વેદગિરિશ્વરના ડુંગરને ત્રણ પરિક્રમા કરે અને તળેટીના તળાવમાં સ્નાન કરે તેના ક્ષયરોગાદિક વ્યાધિઓ નાશ પામે છે એવો અહીંના સ્થળ અને પાણીમાં ચમત્કારિક ગુણ છે એ વહેવાર દ્રષ્ટિએ સિદ્ધ થયેલું છે ડુંગર પર માર્કંડેયમુનિએ તપ કરેલું તે સ્થળ પણ છે આ યાત્રા સ્થળ જરૂર જીવનમાં એક વાર જોવા લાયક છે

મહાબલીપુરમ્— સમુદ્રના કિનારા પર એક નાનું ગામડું છે તે આ પક્ષીતીર્થથી આગળ નવ દશ માઇલને અંતરે છે વસ્તી માત્ર ૧૫૮૦ માણસની છે પણ એ સ્થળ ઘણું પ્રાચીન અને ભવ્ય છે ઇ ખ્રિસ્તના જન્મની પૂર્વના ૭૦૦ વર્ષ પહેલાના મંદિરો અને મહેલોના અવશેષ હજુ મોજુદ છે મહાબલીપુરમને મહાબલીપુરમ, મામલીવરમ અથવા સેવનપેગોડા પણ કહે છે છેલ્લું નામ પશ્ચિમ દેશના ખારવાઓએ આપેલું જણાય છે સમુદ્ર કિનારે વહાણો લઇ આવતા સાત દેવાલયો તેમના જાણવામાં આવ્યા તેથી તેઓએ આ સ્થળને સેવન પેગોડાઝ કહેલું હોવું જોઇએ પ્રાચીન ગૌરવના આ અડગ ક્રાંતિ સ્થળનું એક વાર જરૂર પ્રત્યેક દેશવાસીએ નિરીક્ષણ કરવું જોઇએ એ ખંડેરોમાં ત્રણ વિભાગ છે પત્થરના મહાન શિલ્પકળાના રથો, કોતરેલી ગુફાઓ અને શિવ તથા વિષ્ણુના દેવાલયો ચિંગલપટથી આ સ્થળે આવવાનો પાકો રસ્તો છે સદ્રાસ સુધી આવીને ત્યાંથી બોટ લેવી પડે છે પાંચ માઇલનો બોટ રસ્તો છે તે પાર કરીને મહાબલીપુરમના ખંડિએરોમાં આવી શકાય છે મદ્રાસથી અદ્યાર બ્રિજથી બોટ લઇને દશ કલાકની મુસાફરીએ બકીંગહામ કનાલની સફર કરીને પણ મહાબલીપુરમ આવી શકાય છે તે કરતા સહુથી સરસ મદ્રાસથી મોટર બસ લીધી હોય તો સવારમાં વહેલ ત્યાં પહોંચી વચનો વખત આખું સ્થળ જોઇ સાંજના પાછું મદ્રાસ આવતું રહેવાય છે

સદ્રાસ— એક નાનું ગામડું છે મઝલિન જેવા બારીક કાપડના વણાટ કામ માટે આ સ્થળ ભૂતકાળમાં ઘણું નામીચું હતું હાલમાં તો ત્યાં થોડાક વણકરોના ઘર છે અને એ મઝલિનના વણાટ કામની કળા તદ્દન લુપ્ત થઇ ગઇ છે

કોવલોન્ગ— મદ્રાસની નજીકમાંજ નાનું ગામડું છે. તે મદ્રાસથી ૨૦ માઇલને અંતરે છે. તેની વસ્તી મચ્છીમાર અને અગરીઆની છે. પણ ત્યાં નીમક પકડવવાના ઘણા અગરો આવેલા છે. અહીંઆ એવું સરસ સફેદ દૂધ જેવું નીમક બને છે કે જેને યૂરોપીઅન લોકો ઘણા ચાહથી વાપરે છે એ નીમક અહીઆ ઘણું સસ્તું મળે છે. સમુદ્રમાંથી ઉંચી જાતની મોતીની સીપો નીકળે છે.

પલ્લવરમ્— સેન્ટ થોમસ માઉન્ટથી ૩ માઇલને અંતરે ઉત્તરમાં છે દેશી લશ્કરીઓનું જથ્થ ઘણું અહીઆ પડયું છે. હવા પાણી ઘણાં આરોગ્યદાયી છે. ઘણા યુરોપીઅન પેન્શનર અમલદારો અહીઆ વસે છે. ગામનાં પાદરમાં, પાકા પથરની એક ધાર છે. મદ્રાસ હારબરના બાંધકામ સારૂ પથરાઓ અહીઆથી લઇ જવામાં આવે છે.

એનોર— મદ્રાસના કિલ્લાથી દશ માઇલને અંતરે આવેલું છે બકીંગહામ કનાલથી બોટને રસ્તે અથવા ટોન્ડીયારપેઠ અને તિરૂવોટીયુર થઇને ગાડી ગાડાં રસ્તે જવાય છે. ત્યાં ખારાં પાણીનું સરોવર છે. સહેલાણીઓ ત્યા ન્હાય, છે માછલીઓ પકડે છે અને હોડીઓ હંકારે છે. એન્નોરમાં ડાંસલાંનો બહુ ત્રાસ છે. મીઠાના મોટા મોટા અગરો છે. ઘણું સરસ મીઠું પાકે છે. ખાડીમાંથી માછલીઓ અને સીપો પુષ્કળ મળી આવે છે. સ્ફાટિક જેવી સીપો કલકતા અને બીજે સ્થળે અહીંઆથી મોકલવામાં આવે છે

પુલીકટ— એ પણ નજીકમાંજ એક નાનું ગામ છે. કેનાલને રસ્તેથી ૨૫ માઇલ મદ્રાસ થાય છે. એનોર જનારાએ પુલીકટની પણ સફર કરવી પુલીકટ અને કોરોમંડલની વચ્ચે વિશાળ સરોવર છે જેની લંબાઇ ૩૭ માઇલ અને પહોળાઇ ૩ માઇલથી લઇને ૧૧ માઇલ સુધી જાય છે. એ સરોવરનો જલ પ્રવાસ ઘણો રમ્ય છે.

કોરોમંડલ— એ પણ એક હવા ખાવાનું ઠેકાણું છે ગ્રીષ્મ ઋતુમાં ઘણાકો અહીઆ આવે છે. સારાં સુંદર બાંધણીનાં ઘરો ભાડે મળે છે. ગામની વસ્તી ઘણીજ થોડી છે ને તેમાં પણ શુદ્ર, પરીઆ અને લુભાય જાતની હલકી વર્ણના લોક રહે છે. કોરોમંડલ શબ્દની ઉત્પત્તિ ઘણી ભિન્ન ભિન્ન રીતે સમજાવવામાં આવે છે પરંતુ કારીમણલ એટલે કાળી રેતી જે ત્યાંના સમુદ્ર કિનારા પર થરના થરનાં રૂપમાં પડી છે જેને દેશી વેપારીઓ શાહી ઉપર નાખવાના કામમાં લે છે અને જે રેતી દેશના બીજા સ્થળે અહીઆથી મોકલવામાં આવે છે તે રેતીના ઉપરથી આ ગામનું નામ પડેલું હોય એ વધારે બંધબેસતું છે. ચોલા વંશના રાજાઓ અહીંઆ રાજ્ય કરતા હતા તે ઉપરથી ચોલામંડલમ્ અને તેનું કોરોમંડલ થયું હોય એ પણ સંભવનીય છે.

વાલાજાબાદ— પનાર નદીને કાંઠે કાંજીવરમ્ અને ચિંગલપેઠની વચમાં આવેલુ છે. ત્યાં ઘણા વખત સુધી લશ્કરી છાવણી રહેતી, તેમ અનાજ અને બીજી ખેતીની પેદાશનો વેપાર સારો છે.

સેઇન્ટ થોમસ માઉન્ટ— વસ્તી ૧૪૮૦૨ માણસની છે. મદ્રાસથી નવ માઇલને અંતરે આવેલું છે. જુનું લશ્કરી છાવણીનું સ્થળ છે. ત્યાં સોલ્જરો માટેનું એક ઘણું વિશાળ ઇન્સ્ટીટયુટ છે.

રેડ હિલ્સ— મદ્રાસથી દશ માઇલને અંતરે છે ત્યાં કંઇ હિલ્સ જેવું નથી માત્ર પ્રદેશ ઉંચાણને

સીધે અને જમીન લાલ માટીની છે એટલે આ સ્થળને રેડહિલ્સ કહે છે આસપાસના નાના નાના ટેકરાઓમાથી લાલ પત્થરો નીકળે છે એલ્યુમિનિઅમની કાચી ધાતુનુ પ્રમાણ આ પત્થરાઓમા મોટે ભાગે જણાવામા આવ્યુ છે લાલ પત્થરા હાલમા ઇમારતો બાધવાના કામમા લેવામા આવતા નથી પરતુ પાકા રસ્તા બાધવાના કામમા તેનો ઘણો ઉપયોગ થાય છે આ ઇલાકામા રલ્વે નાખવાની શરૂઆતની યોજનામા અહીઆથી પણ રેલ્વે લઇ જવાની વાત હતી સ્થળના મધ્ય ભાગમા વિશાળ સરોવર છે જેનુ માપ એક અબજ ઘનફીટ જેટલુ છે અને તેમાથી વરસ દહાડે સરેરાસ ૪ અબજ ૧૫ કરોડ ઘનફીટમા સમાય એટલું જલ મદ્રાસ શહેરને પુરૂ પાડવા સારૂ વહાવી જવામાં આવે છે છતા મદ્રાસ શહેરને પાણીનો ટોટો પડે ત્યારે એજ સરોવરની બાજુમાં ૯૦ ફીટની ઉચાઇના એક ભાગમા પમ્પ નાખીને પાણી કાઢવુ પડે છે રેડ હિલ્સ હવા ખાવાનું ઉપયોગી સ્થળ છે અને ઘણા ધનાઢ્યો સરોવરની આસપાસ કાયમના રહેઠાણ કરી રહેલા છે આ સ્થળની નજીકમાજ કોન્નુર નામનુ ગામડુ છે જે રેલ્વે સ્ટેશન છે તે ગામમા એક દેવાલય અને નિર્મલ જલનો કુડ છે મદ્રાસના ઘણા શ્રીમતો પીવાનુ પાણી આ કુડમાથી મગાવે છે

સઇદાપેઠ— વસ્તી ૨૭૪૦૪ માણસની છે, જીલ્લાના કલેકટરનુ રહેઠાણ છે સેઇન્ટ ફોર્ટ જયોર્જથી પાચ માઇલને અગ્નિકોણ આવેલુ છે હાલમા તે ખેતીવાડીનુ એક કેન્દ્રસ્થાન થઇ પડયુ છે ત્યા ટીચર્સ કોલેજ આવેલી છે સરકારી અમલદારોનું એક ફોનાની અદ્વારના કાંઠા પર છે વણાટ અને રગાટ આ ગામનો ખાસ ઉદ્યોગ છે

ગીન્ડી— સઇદાપેઠથી દક્ષિણે દોઢ માઇલ પર આવેલુ છે મદ્રાસના ગવર્નરનો બગલો અને સુદર બાગ અહીઆ આવેલો છે કિંગ ઇન્સ્ટીટ્યુટ ફોર બેકટેરીઓલોજીકલ ઇન્વેસ્ટીગેશન્સ અને ધી મેન્યુફેકચર ઓફ વેકસીન (દરદમાના જતુ અને અણુ વિષયક પ્રયોગ શાળા અને રસી બનાવવાનું કાર્યાસ્થળ) તેમજ મદ્રાસ રેસ કોર્સનો મોરચો ગીન્ડીમા છે.

તીરૂવલ્લુર— વસ્તી ૯૮૬૧ માનનપુર અને સત્ય વેડુ નામના બે ડુગરાઓ આ ગામના પાદરમા આવેલા છે, બે ડુગરાની ઉચામા ઉચી ટોચનુ નામ કમ્મકમદુગ છે કુઅમ નદી અહીઆથી પસાર થાય છે, ગામમા વીરરાઘવારનુ દેવસ્થાન છે દરેક અમાસવારયાના દિવસે મદ્રાસથી સેકડો યાત્રીઓ અહીઆ આવે છે અહી અમાસવારયાની યાત્રા કરવાથી મહાપાતકમાથી મુકિત મળે છે એવુ માનવામા આવે છે

તીરૂવોટીયુર— મદ્રાસથી પાચ માઇલને અંતરે એક ગામડુ છે ત્યા પ્રાચીન શિવાલય છે ભગવાન આદિ શકરાચાર્યે પોતાના ભ્રમણમા જે જે સ્થળની મુલાકાત લીધેલી તેમાનુ આ એક સ્થળ છે દરેક શુક્રવારે મોટો મેળો ભરાય છે શિવાલયમા ઘણા પ્રાચીન શિલાલેખો છે સ્થળ આરોગ્યતાને હાનિ પહોચાડે તેવુ મેલરીઆ તાવના ઉપદ્રવવાળુ છે

શ્રીપેરૂમ્બુદુર— વસ્તી ૫૮૫૦, મદ્રાસની પશ્ચિમે ૧૨ માઇલ ઉપર આવેલુ છે ત્યા શ્રીમદ્ રામાનુજાચાર્યનો જન્મ થયો હતો વૈષ્ણવમાટેનુ તે એક યાત્રાનુ સ્થળ છે ત્યા એક વિશાળ મદિર છે

મદુરાન્તકમ્— વસ્તી ૭૧૩૩, મદરાસથી ગ્રેટ સધર્ન ટ્રન્ક રોડના રસ્તે ૫૦ મા માઇલસ્ટોન પર

આવેલું છે. તે એક રેલ્વે સ્ટેશન પણ છે વઇષ્ણવ બ્રાહ્મણ કોમના ધનાઢ્ય જમીનદારો વસે છે. આ સ્થળે ઘણું સુંદર વિશાળ અને નિર્મળ જલનું સરોવર છે. તે સરોવરનું નામ પણ મદુરાન્તકમ્ છે.

પુનામાલી— મદ્રાસથી ગ્રેટ ટ્રન્ક રોડના રસ્તા પર ૧૩ માઇલને અંતરે આવેલું છે. બ્રિટિશ લશ્કરીઓનું આરોગ્ય ભવન અને સ્ટેશન પર એક વિશાળ હોસ્પીટલ છે.

કાંજીવરમ્—આરકોનમથી ૧૭ માઇલને અંતરે અને ચીંગલપેડથી ૨૨ માઇલને અંતરે વચમાં આ ભવ્ય શહેર આવેલું છે. તેમાં ૬૧૩૭૬ માણસની વસ્તી છે કાંજીવરમને કાચીપુર પણ કહે છે. એ શહેરના બે વિભાગ છે છોટા કાચી અને બડા કાંચી છોટા કાંચી એટલે વિષ્ણુ કાંચી અને બડા કાંચી એટલે શિવ કાંચી, કાંચીપુરને અર્થ સુવર્ણ નગર થાય છે શાસ્ત્રમાં જે સાત મોક્ષદાયક પુરીઓ કહી છે તેમાં આ કાંચીપુરી એક છે. દક્ષિણ હિન્દુસ્થાનમાં આ એક મોટામાં મોટું યાત્રાનું ધામ છે. દક્ષિણ હિન્દની તે કાશી કહેવાય છે. કાશી અને મદુરા એ બે પ્રાચીનતમ શહેરો ગણાય છે પણ કાંચીપુરી તો તેનાથી એ પ્રાચીન છે. બ્રહ્માએ સૃષ્ટિનું નિર્માણજ આ પુરી રચીને કરવા માંડયું એમ કહેવાય છે. શહેર ૬ માઇલની લંબાઇનું છે અને રસ્તા ઘણા વિશાળ છે. રેલ્વે સ્ટેશનથી બે માઇલ દૂર શિવ કાંચી છે અરધે રસ્તે સર્વ તીર્થ નામનું વિશાળ સરોવર છે. એ સરોવરની આસપાસ ધર્મશાળાઓ આવેલી છે તેમાં ગુજરાતી ધર્મશાળા, રાજાવાસુરેડી ધર્મશાળા, પચઇપ્પા ધર્મશાળા, આર્યવઇશ્ય ધર્મશાળા, વાસબલીઆ ધર્મશાળા, વેંકન્ટ સુબઇઆચોસ્ટી, કમાલાર ધર્મશાળા, કેશમઠમ ધર્મશાળા, યાદવ ધર્મશાળા એ સર્વે શિવ કાંચીમા સવ તીર્થની પાસે આવેલી છે. શહેર નાનાં દેવાલયોથી ભરેલું છે તેમાં શિવ કાચીમા એકામ્રેશ્વર મહાદેવનુ શિવાલય, કામાક્ષી ભગવતિનું દેવી મદિર અને વિષ્ણુ કાંચીમા શ્રી વરદરાજ વિષ્ણુનું મદિર એ પ્રમુખ મદિરો છે.

શહેરમાં રેશમી અને સુતરાઉ કાપડનુ ઉમદા વણાટ કામ થાય છે. પલાર નદીને મળનારી વેગવતી નદીના પટમાં એક પાતાલ કુવો છે તેમાંથી પાણી કાઢીને આખા શહેરને પીવાનું પાણી પુરૂં પાડવામાં આવે છે.

## દક્ષિણ આરકોટ જીલ્લો.

ઉતરે ચિંગલપેડ અને ઉત્તર આરકોટ જીલ્લા, દક્ષિણે ત્રિચિનોપોલી અને તંજાવુર જીલ્લા, પૂર્વમાં બંગાલનો ઉપસાગર અને પશ્ચિમમાં સેલમ જીલ્લો આવેલા છે. તેનું ક્ષેત્રફળ ૪૨૦૭ ચોરસ માઇલ અને વસ્તી ૨૩૨૦૦૮૫ માણુસની છે. મુખ્યત્વે તામિલ ભાષા બોલાય છે.

માત્ર એક પશ્ચિમે પર્વતમાળાની હાર સિવાય જીલ્લાનો બીજો પ્રદેશ સપાટ છે. એ પર્વતમાળાને કલરાયનના ડુંગરા કહેવામાં આવે છે.

નદીઓમાં પેન્નાર, જિન્જીગડીગમ્, મલટાર, વેલ્લાર, અને કોલેરૂન મુખ્ય નદીઓ છે. પેન્નાર નદી મધ્યમાં વહીને કુડલોર પાસે સમુદ્રને મળે છે વેલાર દક્ષિણમા વહીને પોર્ટોનોવો પાસે સમુદ્રને મળે છે. કોલેરૂન નદી કાવેરીની એક શાખા છે તે ઉત્તર આરકોટ અને તજાવર જીલ્લાની મધ્યેથી વહે છે.

જીલ્લાનાં આબોહવા કિનારાની બાજુમાં આરોગ્યવાળાં અને કિનારેથી દૂર રોગીષ્ટ છે. વરસમાં સરેરાસ ૪૬ ઇંચ વરસાદ વરસે છે. તેમાં સપ્ટેમ્બરમાં વર્ષા પુષ્કળ થાય છે.

જીલ્લામાં ધાન નાગલી અને વરગુની નીપજ મુખ્ય છે. તેલીબીયાંમાં ભોંયશીંગ નીપજે છે. ગળી અને શેરડીની પેદાશ પણ સારી થાય છે.

ચિદમ્બરમ્, કુડલોર, જિન્જી કલ્લકુરિચિ, ટિન્ડીવનમ્, તીરૂકોઇલુર, વિલુપુરમ્ અને વૃદ્ધાચલમ્ એ જીલ્લાના તાલુકાઓ છે.

જીલ્લામાં પોન્દીચેરી એ ફ્રેન્ચનું મંસ્થાન આવેલું છે.

મદ્રાસના ઍગમોર સ્ટેશનેથી શરૂ થએલી સાઉથ ઇંડિઆ રેલ્વેની દક્ષિણ લાઇન ચિંગલપેઠ જીલ્લામાં થઇને આ જીલ્લામાં આવે છે તે લાઇન પર પક્કમ, આચારપક્કમ, પેરામ્બઇર, ઓલકુર, પાનચલમ્, તિન્ડીવનમ, મેઇલમ, પેરની, વિક્રવન્ડી, મુન્ડીયમ્ પક્કમ, વિલ્લુપુરમ્ શેશુ વનુર, વહીન્જીપકમ, માનરૂની, મેલપટ રપક્કમ્, નેલીકુપમ, વરકલપટુ, કુડલોર ન્યુટાઉન, કુડલોર ઓલ્ડ ટાઉન, કેપરકવેરી, અલપકમ, પુદુચટ્રીરમ, પોર્ટોનોવો કિલ્લો, ચિદમ્બરમ, વલમ્પડુગા કોલેરુન, અરસુર સ્ટેશનો આ જીલ્લામાં છે.

વિલુપુરમથી એક શાખા પોન્દીચેરી જાય છે તેના ઉપર વિલુપુરમ, કોલ્યનુર, વલવનુર, પલીનેલ્યનુર, ચિન્નાબાબુ સમુદ્રમ, વિલ્યનુર અને પોન્દીચેરી સ્ટેશનો છે.

કટપડી રેલ્વે જંકશનથી એક લાઇન વિલુપુરમ આવવાને નીકળી તે ઉત્તર આરકોટ જીલ્લામાં થઇ આ જીલ્લામાં તન્ડરાઇ આગળથી શરૂ થતાં તેના પર તિરૂકોવિલુર, મુકાઇયુર, અયન્કુર, મામ્બલપટુ. વેન્કટેશપુરમ અને વિલુપુરમ જંકશન સ્ટેશનો આ જીલ્લામાં છે.

જીલ્લામાં જાણુવા જોગ સ્થળો નીચે મુજબ છે.

અઝીઝ નગર— જીલ્લાના વૃદ્ધાચલમ તાલુકામાં આવેલું નાનું ગામડું છે ત્યાં ગુન્હેગારોની વસાહત છે

મેરકાનમ — નાનુ ગામડું છે ત્યાં નીમકનું કારખાનું છે.

પલુર — કુડલોર તાલુકામાં નાનું ગામડું છે ત્યાં સરકારી એગ્રીકલ્ચર સ્કૂલ છે. ત્યાં ખેતી વાડીની સુધારણા માટે પાશ્ચાત્ય પદ્ધતિએ અવનવા અખતરા કરવામાં આવે છે.

વલવનુર— વસ્તી ૭૬૬૯૭. ભોંયશીંગનો વેપાર ઘણો ચાલે છે.

નેલીકુપમ— માં મોટું સાકરનું કારખાનું છે.

કુડલોર— જીલ્લાનું મુખ્ય શહેર છે તેની વસ્તી ૫૦૫૨૭ માણુસની છે. શહેર સુધરાઇ ખાતાંની

ફળ ૧૩ ચોરસ માઇલમાં છે તેમાં જુનું શહેર, ફોર્ટ સેઇન્ટ ડેવીડ, વન્ડીપાલયમ, દેવનમપટનમ, મુન્જાકુપમ, પુનુપાલયમ, તીરૂપાપુલિયુર અથવા નવું કુડલુર અને બીજાં નવ ગામડાંનો સમાવેશ થઇ જાય છે. પોનીયાર અને ગડીલમ નદીઓ અહીંઆ આગળ સમુદ્રને મળે છે. નવાં કુડલોર અને તીરૂપાપુલીયરમાં બે ધર્મશાળાઓ છે. કુડલોર અને પોન્ડીચેરી વચ્ચે ૧૪ માઇલનું અંતર છે. બન્ને શહેર વચ્ચે મોટર બસ દોડે છે. ફોર્ટ સેંઇટ ડેવીડ નામનો અંગ્રેજોનો જુનો કિલ્લો અહીંઆ છે

બ્રિટિશ ઇંડિઆ સ્ટીમ નેવીગેશન કમ્પની અને એશિઆટિક સ્ટીમ નેવીગેશન કંપનીની સ્ટીમરો કલકતા અને મુંબઇ વચ્ચે દોડતી અહીંઆ નિયમિત લાંગરે છે. મદ્રાસનાં કિનારા પરનાં બંદરો અને સ્ટ્રેઇટ વચ્ચે દોડતી સ્ટીમરો પણ અહીંઆ ટેરે છે. તે દરિઆમાં દોઢ માઇલને અંતરે ઉભી રહે છે. બંદર જુનાં કુડલોરમાં છે.

વિલુપુરમ— એક મોટું રેલ્વે જંકશન છે તેની વસ્તી ૧૭૪૨૩ માણસની છે. રેલ્વે વર્કશોપ છે. પોન્ડીચેરી અને કટપડી જવાની શાખાઓ અહીંઆથી નીકળે છે. સ્ટેશનથી દોઢ માઇલને છેટે મુસાફરી બંગલો છે. સ્ટેશનની નજીકમાં ધર્મશાળા છે, તાલુકામા ધાન, રાગી, ભોયશીંગ અને ગળીની મુખ્ય નીપજ છે. વિલુપુરમમાં કાંઇ જોવા લાયક સ્થળ નથી પણ ત્યાથી એક ગાઉને છેટે તિરૂવામતુર નામનું ગામડું છે ત્યાં આદિ રામેશ્વર મહાદેવનું મંદિર છે ત્યા શ્રીરામ અને સપ્તઋષિઓએ મળીને શ્રી સદાશિવનું પૂજન કર્યું હતું એમ કહેવાય છે, વળી બીજી પણ એક લોક કથા એવી છે કે બ્રહ્માએ જ્યારે મહુથી પ્રથમ ગાય બનાવી ત્યારે શીંગડાં ન હતાં તેથી બીજાં પશુઓના હુમલા સ્હામે રક્ષણ કરવાનું કંઇ સાધન આપવા માટે તેણે સદાશિવને વિનંતિ કરી. ગાયને શીંગડાં હોવો એવુ વરદાન શ્રી સદાશિવે આ ગામડાં પાસે આપ્યું હતું, આરનુર અને કોન્ડરમ્બુળીપુરનાં જંગલો વિલુપુરમથી ૩ અને ૬ માઇલને અંતરે આવેલા છે. આર્યનુર, ઓડયનાપમ અને ગગારગ્બોળમનાં ઘાટાં જંગલો વિલુપુરમથી સાત આઠ માઇલને છેટે છે.

વિક્રવન્ડી— આ નાનુ ગામડુ વિલુપુરમ તાલુકામાં આવેલુ છે. તે નામનાં સ્ટેશનથી ગામડું એક માઇલ આઘુ છે. ગામમાં ગળી, તલ અને આબલીનો વેપાર સારો છે. ગામમાં બે ચાર ધર્મશાળાઓ છે. ગામથી અરધાક ગાઉને છેટે એક જુનું નેત્રોદ્ધારક મહાદેવનું શિવમંદિર છે ત્યાં જાન્યુઆરી અને એપ્રિલ મહીનામાં મેળાઓ ભરાય છે. મહાદેવે ભસ્માસુરને વચન આપેલું તે મુજબ ભસ્માસુર જ્યારે મહાદેવને ભસ્મ કરવા દોડયો ત્યારે મહાદેવ અહીંઆ એક ગુફા છે તેમા પેસી ગયા હતા. એવી લોક કથા છે. એ ગુફા હજુ બતાવવામાં આવે છે અને અંદર એક નાનું શિવાલય છે

તિન્ડીવનમ— વસ્તી ૧૫૧૭૭ માણસની છે તે નામના તાલુકાનો મુખ્ય કસબો છે ત્યાથી વાન્દી વાશ જવાય છે. મદ્રાસથી ૭૫ માઇલને અંતરે આવેલું છે અત્તર પકમ કન્નરી, પક, ગિડંગલ જાફરાબાદ, મુરક પટુમ, વગેરે નાનાં ગામડાંઓ એ કસબાની આસપાસ આવેલા છે તેમા ગિડંગલમાં પ્રાચીન ઇમારતોનાં ખંડેરો જોવામાં આવે છે. એજ નામનું તળાવ પણ ગામના પાદરમા આવેલું છે. તિન્ડીવનમ અને જીન્જીના વચ્ચે ૧૭ માઇલનું અંતર છે અને વાહનની સગવડતામાં મોટર બસ થોડા થોડા વખતને અંતરે મળી શકે છે.

જિન્જી— તામિલ ચેન્જી શબ્દ ઉપરથી થએલુ હોય એમ જણાય છે ચેન્જી એટલે અયોગ્ય સ્થળ તે તિન્ડીવનમથી ૧૮ માઇલને અતરે આવેલુ છ, બન્ને વચ્ચે પાકી સડક છે, મોટરથી જતા એક કલાકનો રસ્તો છે જિન્જીમા મુસાફરી બગનો છે ૨૪ કલાકનો માટે આઠ આના ભાડુ છે. પ્રાચીન શોધખોળ કરવાના ગોખ ધરાવનારાએ જિન્જીની જરૂર મુલાકાત લેવી ત્યા ત્રણ ૪૦૦ થી ૬૦૦ ફીટની ઉચાઇના ડુગરા છે અને તેના ઉપર સપાટ મેદાનો છે આ ડુગરાએ જે જગો રોકી છે એનુ ક્ષેત્રફળ લગભગ સાત ચોરસ માઇલનુ અનુમાનવામા છે. એ ત્રણ ડુગરામાના એક ડુગરાનુ ઉચામાં ઉચુ શિખર રાજગિરિ છે બીજા બે ડુગરા ક્રિસ્તગિરિ અને ચદ્રાયનદુર્ગ નામના છે, રાજગિરિ ઉપર જવુ ઘણું અઘરૂ છે, ઉતરદિશામા વાસડાનો બાધેલો એક માત્ર પુલ છે તે ઉપરથી જઇ શકાય છે રાજગિરિ ઉપર પાણીના ઝરણુ બે અતિ જુના દેવળો, પ્રાચીન રાજાનો કલ્યાણ મહેલ, કોઠાર, ઇદગાહ, બદીવાનગૃહ, ભૂતાવળ અને તળાવ વગેરે જોવા લાયક છે એક ગજ્જસી તોપ એ કિલ્લા ઉપર પડી છે તેના ઉપર ૭૫૬૦ એવા આન્ડા ધાતુના મારેલા છે. વિજય નગરના રાજાની જાહોજલાલી વખતે આ રાજગિરિ પૂર બહારમા વસાએલો હશે એવુ જોવામા આવે છે

પોર્ટો નોવો — કુડલોરથી સાડા સતર માઇલને છેટે આ જીલ્લામા બીજુ અગત્યનુ બદર છે તે ગામને ફિરગી પેઠ અથવા મહમદ બદર પણ કહે છે સીલોન, અચીનના ટાપુઓ, પિનાગ અને સીગાપોર સાથે આ બદરનો વેપાર ઘણો છે બ્રિટિશ ઇડિઆ સ્ટીમ નવીગેશન કમ્પનીની સ્ટીમરો પખવાડીએ એક વાર આવે છે અને માલની ચડગત સારી થાય છે સ્ટીમરો દરિઆમા ૨ માઇલને અતર ઉભી રહે છે ગામમા કાપડનુ વણાટ કામ સારૂ થાય છે અને જગલી અનાનસના પાતરામાથી બનાવેલી ઘણી સુવાળી ચટાઇઓ જે અચીન ટાપુઓમાથી આવે છે તેના જેવી નકલીઆત ચટાઇઓ બનાવવાનો ઉદ્યોગ એ આ શહેરનો મુખ્ય ઉદ્યોગ છ રેલ્વે સ્ટેશનથી બે માઇલને છેટે આવેલા મનમબોદીમા નામક બનાવવાનુ સરકારી કારખાનુ છે. સેલમના ડુગરાઓમાથી નીકળતી લોખડની કાચી ધાતુમાથી લોખડ મેળવવાનુ એક કારખાનુ અહીઆ ૧૮૨૪ મા સ્થાપનામા આવ્યુ હતુ જે ઘણા વરસો સુધી નુકશાનીમા ચલાવ્યુ પણ આખરે બધ કરવુ પડ્યુ અત્યારે તો આમાંના બે ભાગના તુટલા મકાનો સિવાય એ કારખાનાના કશા નામ નિશાન નથી

ચિદમ્બરમ— વસ્તી ૨૨૫૦૧ ની છે મદ્રાસથી ૧૫૧ માઇલને અતરે છે, ગામ સ્ટેશનથી અરધો ગાઉ છેટુ છે જાત્રાનુ મોટુ ધામ છે ગામમા મોટી મોટી ધર્મશાળાઓ છે નટુકોટ્ટા છત્રમમા આખુ વરસ બ્રાહ્મણોને ભોજન આપવામા આવે છે મારવાડીની ત્રણ મોટી ધર્મશાળાઓ છે તે સિવાય બીજી પણ પાચ સાત ધર્મશાળાઓ છે શહેરની વચ્ચોવચ્ચ વિશાળ દેવસ્થાન આવેલુ છે જેણે ૪૦ એકર જમીનનો વિસ્તાર રોકયો છે શિવ અને વિષ્ણુના ભવ્ય સુવર્ણ કલશ અને ગોપુર ફાટકવાળા મદિરો સાથે સાથે જ છે પચ મહાલિંગમાનુ આકાશ લિગ આ શિવાલયમા વિરાજે છે વળી ચતુરભૂજ તાડવનૃત્ય કરતા નટરાજ શિવનુ મદિર, પાર્વતિનુ મદિર અનેક અદ્ભૂત અને શિલ્પકળાના સુદર નમુનાઓના નાના નાના દેવાલયો પાષાણની ઉચ્ચ દિવાલોથી રક્ષાયેલા આ વિશાળ ક્ષેત્રમા જોવામા આવે છે. શ્રી સદાશિવનો ભીષણકાયી નદી પણ જોવા લાયક છે

જુનાઇ માસમાં અનિતીરૂમલજનમ અને ડિસેમ્બરમા આરૂદ્રદર્શનમ્ નામના બે મોટા મેળાઓ ભરાય છે જે દશ દશ દિવસ સુધી ચાલે છે અને ત્રીશથી ચાલીશ હજાર યાત્રાળુઓ એ મેળામા એકઠા થાય છે શહેરમા રેશમી અને સુતરાઉ કાપડનુ વણાટ કામે સારૂ થાય છે

## તંજાવુર જીલ્લો.

ઉત્તરમા કોલેરુન નદી આવી છે જે આ જીલ્લાને ત્રિચિનોપોલી અને દક્ષિણ આરકોટ જીલ્લાઓથી જુદો પાડે છે, પુર્વમા અને અગ્નિ કોણે બગાલનો ઉપસાગર, નઋત્ય અને પશ્ચિમે મદુરા અને ત્રિચિનોપોલી જીલ્લાઓ આવેલા છે, તેનુ ક્ષેત્રફળ ૩૭૨૭ ચોરસ માઇલ અને વસ્તી ૨૩૨૬૨૬૫ માણસની છે મુખ્ય ભાષા તામિલ છે

જીલ્લાના ઉત્તર અને પુર્વ ભાગોમા કાવેરીના કિનારા આગળનો પ્રદેશ આવેલ છે દક્ષિણનો પ્રદેશ સામાન્ય સપાટીથી ૫૦ ફીટ ઉચાણમા અને સુકો છે કાવેરી નદી જીલ્લામા અનેક ફાટાઓ રૂપે વહે છે તે ફાટાઓમા, કોલામુતિ, તારૂમાનારજન મુદીકોન્ડન, અરશાલાર, વિરસોલન અને વેન્નાર મુખ્ય છે

તંજાવુરનો મુલક દક્ષિણ હિન્દમા સહુથી વધારે ઉષ્ણ પ્રદેશ છે સરેરાસ ૪૦ ઇંચ વરસાદ વરસે છે, નાની મોટી નહેરો અને પુષ્કળ વનરાજીથી હવા ઉષ્ણ પ્રદેશ હોવા છતા પણ ઠંડી રહે છે. આખા દક્ષિણ હિન્દમા અના જેવો કોઇ ફલદ્રુપ અને રસાલ પ્રદેશ નથી ધાનના લીલાછમ ખેતરો ને નાળિએરીના ઠેર ઠેર જુમખાથી પ્રદેશની ભૂમિ હરિયાળી લાગે છે પુષ્કળ અને વિવિધ જાતની શાકભાજી, શ્રીફળ, કળા પાન શેરડી, અને તમાકુની નીપજ ઘણી થાય છે રેશમી કાપડ, શેતરંજી અને ગાલીચાનુ વણાટ કામ અને ધાતુના પાત્રો બનાવવાના ઉદ્યોગ એ આ પ્રદેશના મુખ્ય ઉદ્યોગ છે સુકા પ્રદેશમા કઠોળ, ચણા અને અડદની પેદાશ પણ થાય છે કેળવણીમા ઘણોજ આગળ પડતો જીલ્લો આના જેવો બીજો એકેય નથી રેલ્વેની મજબૂત અને વિશાળ સડકો માટે પણ આ જીલ્લો અભિમાન રાખે છે પ્રદેશના પગ રસ્તાઓ પણ ઘણા સુદર અને સુખ સગવડતાવાળા છે

એગમોરથી ચાલુ થએલી સાઉથ ઇંડિઆ રેલ્વેની દક્ષિણની મેઇન લાઇન ચિંગલપેટ અને દક્ષિણ આરકોટ જીલ્લામાથી પસારથતા આ જીલ્લામા શિયાલીથી પ્રવેશ કરે છે તે લાઇન ઉપર શિયાલી, વઇતીશ્વરન કોઇલ, આન્તાડનપુરમ, નિડુર માયાવરમ જંકશન, મન્ગનલ્લુર, કોલ્લુમગુડી, પેરલમ જંકશન પુનતોટમ, નન્નીલમ, વેટાર, કોડીકકલપાલયમ, તીરૂવલુર જંકશન માનગુડી, તીરૂનટી, વટાગુડી, તીરૂનેલી કાવલ આનટામ્બાડી, મનાલી તીરૂતુરઇપુન્ડીજંકશન, નેડુમ્બાલમ, પાન્ડી, તિલઇ વિલકમ, મુદુપેટ, તમ્બીકોટ, મરવકાડુ આદિરામપટનમ, પદુકકોટા પાલત્તલ, તિરૂચ્ચિત્રમ્બાલમ, પેરવુરૂનિ, મેરપ્પાનાયકકાડુ અગીન્ચુડી આગળની સ્ટેશનો આ જીલ્લામા આવેલા છે.

માયાવરમથી એક લાઇન ત્રિચિનોપોલી તરફ જાય છે તે લાઇન પર માયાવરમ, મલીયમ, કુત્તાલમ, નરસિંગનપેટ, આદુતુરા, તીરૂવડમરૂદુર, તીરૂનાગેશ્વરમ, કુમ્ભકોનમ, દરસુરમ, સ્વામિમાલા, સુંદર પેરૂમલ કોઇલ, પાપનાશમ, પાન્ડરવડા, અય્યમપેટ, પશુપતિ કોવિલ, તિટેવડવર, તાન્જોર જંકશન, અલકુડી, બુડલુર, અઇયનપુરમ, સોલગમપેટી સ્ટેશનો આ જીલ્લામાઆવેલા છે

પેરલમ જંકશનથી ગયેલી શાખા પર અમ્બાકરટુર, પનેકાઉડી, તીરૂનલર, પેરીઆગ રોડ અને કારીકલ સ્ટેશનો આવેલા છે



Coral Reef, Pamban

પમ્બન પાસેના પરવાળાના બેટડ.





Crystal of Corundum

ચશ્માના પેબલ બની શકે એવા તંજાવર ઇલાકામાથી
મળી આવતા સ્ફટિક જેવા પત્થર

તિરૂવેતુર જકશનથી ગયેલી એક શાખા પર આટિયકકમગગમ્ કુથુર, કિવલુર, સિકિકલ, નેગાપટમ નેગાપટમ વેલીપ્પલયમ અને નાગોર સ્ટેશનો છે

તિરૂતુરાઇ પુન્ડીથી શરૂ થએલી શાખા પર આદિરગમ, તકતુર, કાર્યપટનમ્ કુરવપ્પુલમ, ટોપ્પુતુરા વેદરણીયમ્, અને અગસ્ત્યમ્ પલી સ્ટેશનો છે અગસ્ત્ય પલી પાસે કલમીરીની ભૂશિ છે

તિરૂવેનુરથી તાન્જોર તરફ એક લાઇનજાય છે તેના ઉપર કુલીકરા, તિરૂમતી કકુવમ, કોરદાચેરી, મગગમ્ જકશન, કોળીનવેણી, અમ્માપઠ શાલીય મગલમ, કુડીકાડુ, મરીઅમ્મન્ કોવિલ અને તાન્જોર સ્ટેશનો છે

આરતગી, કુમ્ભકોનમ, મન્નારગુડી નન્નીલમ, નેગાપટમ, પાપનાશમ્ પટુકોટા, શિયાલી, તાન્જોર અને તિરૂતુરાઇપુન્ડી એ આ જીલ્લાના તાલુકાઓ છે

જીલ્લામા નીચે મુજબ જાણના જોગ સ્થળો છે,

તાન્જોર— જીલ્લાનું મુખ્ય શહેર છે તેમા ૫૯૯૧૩ માણસની વસ્તી છે ત્રણ માઇલની લબાઇમા શહેર ઘણું ભવ્ય છે શહેર બતાવવા માટે ભોમીઆઓ સ્ટેશન પર મળે છે જે એક દિવસના બે રૂપીઆ લ્યે છે, તાન્જોરથી પુદુકોટા ૩૬ માઇલ છેટે છે તે બન્ને વચ્ચે મોટર બસ દોડે છે તાન્જોર અને પટુકોટા તેમજ તાન્જોર અને તીરૂવાડી વચ્ચે પણ મોટર બસ દોડે છે

ઉતારા માટે ધર્મશાળાઓ છે પણ રાજાનું છત્રમ્ જ્યાં દોઢ રૂપીઓ ફર્સ્ટ ક્લાસ ઉતારાના દિવાનખાનાના એક દિવસનો ચાર્જ છે ત્યા સગવડતા ઘણી સારી છે

તાન્જોર એ ઘણુ પ્રાચીન અને સમૃદ્ધ શહેર છે મરાઠા રાજાઓના વખતથી તે હમણાંજ જાહોજલાલી ભોગવી ચુકું છે એનો ઇતિહાસ પણ ઘણો જાજવલ્યમાન છે

શહેરને ફરતો ગઢ છે પણ તે હવે ધીરે ધીરે નાશ પામતો જાય છે અને તેના પથરાઓ ખાચો પૂરવાના કામમા લાગે છે નાના ગઢમા શ્રી બૃહદેશ્વર સ્વામિનું વિશાળ મદિર છે. મદિરમા પાષાણનો બીલણુ કાયી નન્દિ બલિપીઠમ, પેરીયનાયકી આમલ (પાવતી) વગેરેના સ્થળ ઓળગતા નાનો પુષ્પ બાગ આવે છે અષ્ટકોડીની જગાએ ઉત્સવ વેળા નૃત્યકાઓ નૃત્ય કરે છે, રસોઇ ઘર, કોઠાર, બ્રહ્મભોજનગૃહ, દક્ષિણા મતિ, ગણપતિના મડપો આગળ થઇને સુબ્રહ્મણ્ય મદિર મહામડપમ્ જ્યા મરાઠા રાજાઓના ચિત્રો છે, સભાપતિ મડપ અને ઓમ્ કુડમ મન્ડપમ જોઇ ચક્કર પુરૂં થાય છે

દેવમદિરમાનો બીલણકાયી પોઠીયો લબાઇમાં ૧૬ ફીટ લાંબો ૧૨ ફીટ ઉચો અને સાત ફીટના ઘેરાવાનો છે ભાવિકોનું એવુ કહેવુ છે કે આ પોઠીયો દરરોજ ચોખાભાર વધતો જતો હતો એટલે એમના ઉપર બાધેલી છત્રીથી ઉપરવટ થઇને પણ કાળે કરી મહારાક્ષસી રૂપ ધારણ ન કરે એટલા માટે એના માથાંના પાછળા ભાગમા ખીલો મારવામા આવ્યો છે ત્યારથી તે આટલીજ ઉચાઇનો રહ્યો છે આ દેવસ્થાનમા બીજુ ઘણુ જોવા લાયક છે

રાજાનો પ્રાચીન પ્રાસાદ પણ જોવા લાયક છે. દરબાર હોલના એક રગમચ પર રાજા શિવાજીનું બાવલુ ઉભુ છે

પ્રાસાદમાંજ સરસ્વતિ મહાલ નામનું પુસ્તકાલય છે જેમાં પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોનો મોટો સંગ્રહ છે. એ સંગ્રહમાંથી મૂલ્યવાન ગ્રંથો લોપ થયા છે. તો પણ હજુએ કંઇક બાકી રહ્યું છે. ૧૮ હજાર સંસ્કૃત હસ્તલિખિત પ્રતોમાં ૮ હજાર પ્રતો તો તાડપત્ર પેજ લખેલી છે. મરાઠા દરબાર સભાગૃહમાંથી પ્રાચીન ગાદી કોણ જાણે ક્યાં નાશ પામી તેના સ્થાન પર અત્યારે એક ખુરસી રાખવામાં આવી છે. આ સભા ગૃહમાં પણ તાંન્જોરના છેલ્લા મહારાજા શિવાજીનું બાવલું છે. રાજમહેલમાં લડાઇ વખતના અદ્ભુત હથિયારોનો પણ સંગ્રહ છે. સોના ચાંદીની મુઠવાળી તરવારો, બંદુકો, પુરાણી રાઇફલ અને પીસ્તોલો, અંબાડી, હાથીના સોનાના ટોપ, અને બીજા અનેક વસ્ત્રાભૂષણો પણ રાજમહેલના સંગ્રહસ્થાનમાં હજુ છે.

કિલ્લાના પૂર્વ દરવાજે ટાવર આવ્યું છે. જેને તાસમોકુ કહે છે. તે ઉપર સમય બતાવનારા અજાયબ કાંટાઓ છે. ટાવર પાસે ૨૫ ફીટની લંબાઇની તોપ છે. જેમાં ૨ ફીટનું ઉંડું કાણું છે.

તાંન્જોરમાં રેશમી કાપડ, ગાલીચા, ઝવેરાત વગેરે ઉમદા પ્રકારનું બનાવવામાં આવે છે.

વલ્લમ્— તાંન્જોરથી નૈઋત્યમાં સાત માઇલને છેટે એક ગામ આવેલું છે જેને પહેલાં એક ફરતો ગઢ હતો તે પુરાણા ગઢનાં ખંડેર અને ખાય માત્ર નામ નિશાનના છે. સ્ફટિક જેવા અને ચશ્માંમાં વપરાય એવા કાચવાળા પત્થરાળા ટેકરા ગામની આસપાસ કેટલીક વાર જણાય છે જેમાંથી કાનનાં બુટીયાંમાં જડવાના ખોટાં નંગ અને ચશ્માના કાચ કાપી કાઢવામાં આવે છે.

તિરૂવાયુર— અથવા તિરૂવાડી તાંન્જોરથી સાત માઇલને અંતરે કાવેરીના ઉતર કિનારે આવેલું છે આ ગામમાં એક પ્રાચીન શિવાલય છે. જરીફ અવસ્થાએ પહોંચેલા બ્રાહ્મણો પોતાનુ શેષ આયુષ્ય શાન્તિમાં અને પ્રભુ ભજનમા ગાળવાને અહીઆ આવી વસે છે તેથી આ સ્થળે પુષ્કળ વિદ્વાન અને શાન્ત બ્રાહ્મણો વસે છે અને સાંજના કાવેરીનો તટ પવિત્ર બ્રાહ્મણોનાં ઇશ્વર ભજનથી ગાજી રહે છે.

કુંભકોનમ્— વસ્તી ૬૦૭૦૦ માણસની છે. કાવેરી નદીની બે શાખાઓની વચ્ચે ૩ માઇલની લંબાઇ અને પુર્વથી પશ્ચિમની દોઢ માઇલની પહોળાઇવાળું દક્ષિણ હિન્દનું મહા પ્રાચીન નગર આવેલું છે. ચોલાવંશના ચક્રવર્તિઓનું તે એક વાર પાટનગર હતું. બ્રાહ્મણ ધર્મ અને સાહિત્યનું એક કેન્દ્રસ્થાન છે. હજુ પણ તે ભારત વર્ષનું "ઓક્સફર્ડ" કહેવાય છે આદિ ભગવાન શંકરાચાર્યની એક શાખાનો મઠ અહીંઆ છે.

શહેરમાં ઘણી ધર્મશાળાઓ છે. જ્યાં ઉતારા અને ભોજનની સારી સગવડોઓ છે. બ્રાહ્મણને ભોજન આપવામાં આવે છે.

શહેરમાં ૧૬ શિવાલયો અને ૪ વિષ્ણુ મંદિરો છે તેમાં સહુથી અગત્યનું સુંદર શ્રી સારંગપાણી સ્વામિનું વિષ્ણુ મંદિર શહેરની વચ્ચોવચ્ચ છે. પ્રમુખ દ્વાર ૧૪૭ ફીટની ઉંચાઇવાળા ગોપુરમાંથી આ મંદિરમાં પ્રવેશાય છે. આ મંદિરમાં બે ઘણા જબરજસ્ત રથો છે. જે ઘણા જોવા લાયક છે. મંદિરના પાછળના ભાગમાં પાંચ નાનાં ગોપુરમ્ અને પોતમારનું તળાવ ઘણું સુંદર છે.

કુમ્ભેશ્વર સ્વામિનું શિવાલય પણ જોડમાં જ છે. ચાંદીના રથો આ મંદિરમા જોવા લાયક છે. જે હાર કતારમાં મંદિર સ્હામે પડેલા છે. રામસ્વામિનું મંદિર શિલ્પકળાનો સુંદરમાં સુંદર નમુનો છે. પાષાણના સ્થંભોમા કરેલું શિલ્પકામ અને સમગ્ર રામાયણમાંના બનાવોને દ્રશ્યમાન કરતા કોતરણીના ચિત્રો જોઈને છક થઇ જવાય છે.

કાવેરીના તટપર ચક્રપાણી સ્વામિનું દેવાલય યાત્રિકોને પ્રથમ દશ્યમાન થાય છે.

મહામખમનુ સરોવર જે ૨૦ એકરના વિસ્તારનું છે જેને ચારે બાજુએ પાકા પગથીઆવાળા ઘાટો છે અને કિનારાપર અસંખ્ય નાની નાની દેરીઓ છે તેમા સ્નાન કરવાનું ઘણું પૂન્ય મનાય છે. ફેબ્રુઆરી માસમા વારસીક મેળો ભરાય છે પણ બાર વરસમાં એકવાર જે સ્નાનયોગ આવે છે ત્યારે તો ચાર લાખ મનુષ્ય મુંડ સ્નાન માટે આવે છે. આ મેળો સિંહસ્થનો છે. બ્રહસ્પતિ જ્યારે સિંહના થાય અને વળી તેમા જો અમાસવાસ્યા હોય તો તો અતિ ઉત્તમ યોગકાળ કહેવાય છે. આ વખતનો સ્નાન મેળો ખરેખરો દર્શનીય છે. છેલ્લો મેળો ૧૯૨૧ ના ફેબ્રુઆરી માર્ચમા ભર્યો છે.

આ યોગકાળે ગંગા અહીઆ આ તળાવમા આવે છે એમ શ્રદ્ધાળુઓનું માનવું છે. આખા દક્ષિણ દેશમા સૂર્યનું મંદિર એકજ છે અને તે અહીઆ આવેલું છે.

તાંબા પિતળના વાસણો અને ઉત્તમ રેશમી વસ્ત્રોની બનાવટ માટે કુમ્ભકોનમ વેપારી બજારોમા પણ ઘણું પ્રખ્યાત છે.

નરસિંગન પેઠ—કુભકોનમ તાલુકામા આવેલુ છે, ત્યાની મુખ્ય પેદાશ ધાન, શ્રીફળ અને કેળાની છે. ગામથી અરધા એક ગાઉને છેટે તુળીલી નામનું ગામડું છે ત્યા ઘણું બારીક કાપડનું વણાટ કામ થાય છે. તીરૂવડુતુરા નામનું એક બીજું ગામડું અહીંઆથી ઉત્તરે એક માઈલને અંતરે આવેલુ છે ત્યા એક મોટો શિવ મઠ છે. ત્યાના મઠાધિપતિ ઘણા ધનાઢ્ય છે. જાનેવારી મહીનામા બ્રહ્મોત્સવમનો મોટો મેળો ભરાય છે તે વખતે ગુરૂજીની પાલખીમા સ્વારી નીકળે છે. રાતના દીપમાળાઓ પ્રગટાય છે. દારૂખાનું છોડવામા આવે છે અને મઠાધિપતિના ચરણમા અનુયાયીઓ તરફથી ભેટ ધરવામા આવે છે. આ મઠને રાજામહારાજાઓ તરફથી આખા ઇલાકામા ઠેર ઠેર ઘણી જમીનો ભેટ મળી છે તેથી મઠની આવક ઘણી છે.

તીરૂવડમારડુર—વસ્તી ૧૧૫૧૧ માણસની છે. કાવેરીના દક્ષિણ કાંઠે આવેલુ છે. ચોલા સામ્રાજ્યના સમયમા ચાર મોટા પવિત્ર ધામો જે ગણાતા તેની મધ્યમા આ પૂન્ય સ્થળ આવેલું છે. પશ્ચિમમા તીરૂવાડી, ઉત્તરમા ચિદમ્બરમ, પૂર્વમાં માયાવરમ અને દક્ષિણે તીરૂવલુર આવેલા છે. ગામમા કેટલીક ધર્મશાળાઓમા છે જેમાની એક એમા બ્રાહ્મણો અને વૈરાગીઓને ભોજન આપવામા આવે છે જાનેવારી માસમા પુષ્યમનો મોટો મેળો ભરાય છે જે દશ દિવસ સુધી ચાલે છે. ગામમા મોટું શિવ મંદિર છે જે શિલ્પકળાનો અદભૂત નમુનો છે. ઉત્સવ વેળા એક મોટો રથ કાઢવામા આવે છે તે રથ ઘણો મોટો છે એના રથો દેશમા ઘણાજ થોડા હશે. ચાર મોટા શણગારેલા અશ્વો (બનાવટી) એ રથને જોડેલા હોય છે અને રથને અરધા ગાઉ સુધીના લાંબા દોરડા બાંધવામા આવે છે તે સાતથી આઠ હજાર માણસો ખેંચે છે. રથની અંદર તો ખાસી વાજનવાળ બેઠેલા હોય છે રથના પૈડામા

નારિએળ વધેરવામા આવે છે અને મુરઘીઓ વગેરેના પણ ભોગ અપાય છે. મે અને જુન માસની લગભગમા તિરૂકલ્યાણમને મેળો ભરાય છે. નવેમ્બરમા નવરાત્રિનો ઉત્સવ ઉજવાય છે શિવમદિર ઘણુ રમણ્ય છે તે એક ચોલા વંશના રાજાએ બ્રહ્મહત્યા કરેલી તેના નિવારણ માટે બાધ્યુ હતુ એ શિવાલયમા તામિલ, મલયાળમ્ અને સસ્કૃત લિપિમા લખાએલા શિલા લેખો છે.

કાપડનું વણાટ કામ સારૂ થાય છે, ધાન, શ્રીફળ અને કેળા એ મુખ્ય પેદાશ છે.

માયાવરમ્—વસ્તી ૨૮૬૧૭ માણસની છે મદ્રાસથી ૧૭૪ માઇલને અંતરે કાવેરી નદીના દક્ષિણ કાંઠે આવેલું છે. બ્રાહ્મણ ધર્મનું તે એક મહાન તીર્થ સ્થળ છે પેરલમ કારીકલ રેલ્વે લાઇન, તાન્જોર ડિસ્ટ્રીકટ બોર્ડ રેલ્વે લાઈન અને નેગાપટમ્ જવા સારૂં અહીંઆ ગાડી બદલવી પડે છે.

દર વર્ષે કાવેરી સ્નાનનો તુલા મેળો અહીંઆ એક માસ સુધી અકટોબર માસની લગભગ મળે છે તે વખતે ૪૦ થી ૫૦ હજાર યાત્રિકોની ભીડ સદાય જામી રહે છે. તે માસના છેલ્લા દશ દિવસ ઘણા અગત્યના ગણાય છે તે વખતે કાવેરી સ્નાન કરવાથી મહા પુન્ય મળવાનુ કહેવાય છે. શહેરમા બે મોટી ધર્મશાળાઓ છે જ્યા ભોજન ઉતારાની ઘણી સગવડતા છે. શહેરમા ચાર પ્રસિદ્ધ દેવાલયો છે ૧ શ્રી મયુરનાથ સ્વામિ મદિર, ૨. પશ્ચિમ રગનાથ સ્વામિ, ૩. વેલાલા મંદિર અને ૪ પુષ્પકીશ્વર સ્વામિ મંદિર દેવસ્થાનમાના વસ્ત્રાભૂષણો ઘણા મૂલ્યવાન છે હીરા, મોતી, માણેકના આભૂષણો જોઇને છક થઈ જવાય કોરનાડ નામનું માયાવરમનુ એક પરૂ છે ત્યા સ્ત્રી ઉપયોગી કાપડ ઘણું ઉમદા પ્રકારનું વણવામા આવે છે. એ કાપડ સારા ઇલાકામા કોરનાડ કનોથના નામે પ્રસિદ્ધ છે.

શિયાલી—વસ્તી ૧૨૩૬૦ માણસની છે ગામમા ધર્મશાળાઓ છે પ્રાચીન શિવાલય અને વિષ્ણુ મદિરો જોવા લાયક છે. આ ગામથી સાત માઇલને અંતરે તિરૂમલ વસલ નામનુ નાનુ બદર છે જ્યાથી કોલસો ખાતે પુષ્કળ જથામા આવતની નિકાસ થાય છે શિયાલીથી આઠ માઈલને અતરે નિત્ય વસલ મીઠુ ફેકટરી છે જ્યાથી શિયાલીમા નીમકના ઢગલે ઢગલા અદરના ભાગમા મોકલવા સારૂ આવે છે શિયાલીની મુખ્ય પેદાશ ધાનની છે. કોરા નામની ઉચી જાતની ચટાઇઓ અહીંઆ ગુથવામા આવે છે શિવમન્દિરમા એપ્રિલ મે માસમા દશ દિવસનો મેળો ભરાય છે

મન્નારગુડી—માયાવરમ તાલુકામા અરસાલાર નદીના કાંઠે આવેલુ છે. ગામમા ધર્મશાળા છે અને ત્યાથી દોઢ માઇલને અતરે વરગુર નામે ગામડુ છે ત્યા પ્રાચીન શિવાલય છે. ત્યા યાત્રાએ જનારા યાત્રિકો આ સ્ટેશને ઉતરે છે.

પેરલમ્—કારીકલથી આવતા મુસાફરો પાસેના જગાતી સામાન તપાસવાને અહીંઆ એક જકાતી નાકું છે. ગામમા એક ધર્મશાળા છે આ સ્ટેશનથી એક માઇલને અતરે તીરૂમલપતુ નામનુ ગામડુ છે ત્યા પ્રાચીન શિવાલય છે, વૈશાખ માસમાં મોટો મેળો ભરાય છે.

નન્નીલમ્—રેલ્વે સ્ટેશન સેણુરમા છે ગામ ત્યાથી ૩ માઇલને છેટે છે. સ્ટેશન ઉપર અને નન્નીલમમા પણ ધર્મશાળાઓ છે એનન્દરી ખાતે એક ધનાઢ્ય જમીનદારનું છત્રમ્ છે ત્યા બ્રાહ્મણોને

ભોજન આપવામા આવે છે. નન્નીલમ્મા એક પ્રાચીન શિવાલય છે પણ તે ઉપરાત તે ગામની આસ-પાસ અનેક તીર્થસ્થળો છે. તીરૂપુકલુરમા શિવાલય છે ત્યા ચિત્રાઇ તમઝ મહિનામા મોટો મેળો ભરાય છે. તિરૂકન્નપુરમ્મા એક મોટું અને સુદર વિષ્ણુ મંદિર છે તે ત્રિચિનોપોલીના શ્રીરંગમ્ના મંદિર જેવડું છે. તિરૂચંગટાન્ગુડી અથવા રક્ત અરણ્યમ્મા પણ મેળો ભરાય છે શ્રીવંજ્ય તીર્થ સ્થળમા શ્રીવિષ્ણુ અને લક્ષ્મીજી વિખુટા પડી ગયેલા તે અહીંઆ મળ્યા એમ કહેવાય છે. ત્યા કેટલાક કુંડ છે તેમા સ્નાન કરવાથી બ્રહ્મહત્યાદિક પાપો નાશ પામે છે એમ કહેવાય છે.

તીરૂનગીયટન્ગુડી—તે પણ એક જાનાનું ધામ છે. દેવીનુ વિશાળ મદિર જોવા લાયક છે. શેખ અલાઉદીન ઓલીઆની દરગા અને એક ભવ્ય મસ્જીદ પણ ઘણા જોવા લાયક છે.

આરંતંગી—તાન્જોર ડિસ્ટ્રીકટ બોર્ડ રેલ્વેનું છેલ્લુ સ્ટેશન છે. ત્યાથી ૨૮ માઇલને અંતરે અમ્માપટન જૂનુ બદર છે સ્ટેશનથી બે ફરલાગને છેટે ડિસ્ટ્રીકટ બોર્ડ તરફથી એક ધર્મશાળા છે ત્યા ત્રણ જુદા જુદા મકાનો છે એક સાહેબલોક માટે, એક ખાસ બ્રાહ્મણ કોમ માટે અને એક સર્વ કોમો માટે. સુતરાઉ અને રેશમી ઝરીદાર કાપડના વણાટ કામ માટે આ સ્થળ ઘણુ વખણાય છે. કાયલી નામનું મુસલમાન લોક જેને વાપરે છે એ વસ્ત્ર અહીંઆથી સિલોન ખાતે બહુ નિકાસ થાય છે રગાટકામ પણ અહીંનુ ઘણુ સારૂ થાય છે. પુદુકોટા દેશી રાજ્યની રાજ્યધાની અહીંઆથી ૧૯ માઇલ થાય છે ત્યા સુધી પાકી સડક છે. મોટર બસ ચાલે છે. નટુકોટા ચેટી જે એક સાહસિક ધનાઢ્ય કોમ છે તેનું જબરૂ મથક દેવકોટા આરંતંગીથી ૨૦ માઇલને છેટે છે ત્યા જવા માટે પણ મોટર બસ દોડે છે.

અવદ્યાર કોઇલ—આરંતગીથી દક્ષિણે આઠ માઇલને અંતરે છે ત્યા એક ઘણુ પ્રાચીન દેવાલય છે શિલ્પકળામા એના જેવુ એકે દેરૂ આખા દક્ષિણ હિન્દમા નથી આરંતગીથી ત્યા જતા વેલાર નદી અને બીજા અનેક તળાવડા પર બાધેલા પૂલો ઓળગવા પડે છે. ત્યા યાત્રીઓ માટે મોટી ત્રણ ધર્મશાળાઓ છે જેમાના એકમા દરરોજ ભોજન આપવામા આવે છે ડિસેમ્બર, જાનેવારી અને જુન મહીનામા મોટા મેળાઓ ભરાય છે

વેદઅરણ્યમ્—તીરૂતુરાઇપુડી તાલુકામા એક અગત્યનુ સ્થળ છે ત્યાની વસ્તી ૧૪૪૭૫ માણસની છે ગામમા કેટલીક ધર્મશાળાઓ છે ગામમા નાના નાના શિવાલયો છે આખા વરસમા કોઇ પણ વખતે યાત્રીકો અહીંઆ સમુદ્ર સ્નાન માટે આવતાજ હોય છે રામેશ્વરમ્ની જેમ અહીંઆ પણ સ્નાનઘાટ બાધેલા છે

અગસ્ત્યપલ્લી—રેલ્વે સ્ટેશનથી થોડેકજ દૂર અગસ્ત્ય રૂષિનો આશ્રમ આવેલો છે ત્યા એક ધર્મશાળા પણ છે. સ્ટેશનથી બે માઇલને છેટે ઘનઘોર જગલ છે સરકારી નીમક બનાવવાનુ કારખાનું અહીંઆ છે કાલીમીઅરની ભૃશિર આ સ્ટેશનેથી ૬ માઇલ ઉપર આવેલી છે

કારીકલ—ફ્રેન્ચ સસ્થાન છે આબોહવા સુખાકારીવાળા છે રસ્તા પહોળા અને લાબા છે. ગામમા ત્રણ ધર્મશાળાઓ છે. ગામમા બે સ્ટેશનો છે પહેલા સ્ટેશનનુ નામ પોરીઅર રોડ છે અને

યુરોપીઅન કવાર્ટર પાસેના સ્ટેશનનું નામ કારીકલ છે ત્રાન્કુબાર અહીંઆથી સાત માઇલને છેટે છે ત્યા જનારાએ પોરીઅર રોડ ઉપર ઉતરી જવુ જોઇએ બંદરનો ધાનનો વેપાર સિલોન સાથે ઘણો છે. સોપારી, ચંદન, કપુર. તેજાના અને દારૂખાનાનો વેપાર સીંગાપોર અને પિનાંગ સાથે છે ત્યા જનારા મુસાફરો માટે પણ બ્રિટિશ ઇન્ડીઆ સ્ટીમ નેવીગેશન કમ્પનીની સ્ટીમરો દર પખવાડીએ આવે છે કારીકલમા ત્રણ મોટા મેળા ભરાય છે ૧૪ મી જુલાઇના બ્રિસ્તિઓનો "નેશનલ ફીટ"નો, અકટો-બરમા મસજીદમા અને જુનમા હિન્દુઓનો આમ્રોત્સવ

ત્રાન્કુબાર—પોરીઅર રોડથી ઉતરે ૭ માઇલ છે. સમુદ્ર કિનારાપર હવા ખાવાનું ઠેકાણુ છે મોટી સરકારી સોલ્ટ ફેકટરી પણ ત્યા આવેલી છે

નિત્ય મંગલમ્—વેન્નાર અને કોરીઆર નદીના વચ્ચે આવેલુ છે રાણી યમુનાબાઇની યાદમા રાજા પ્રતાપસિંહે બંધાવેલા છત્રમ્મા બ્રાહ્મણોને ભોજન આપવામા આવે છે શહેરની નજીકમા ત્રણ નદીઓના પાણીપર એક સુંદર બાંધકામ કરેલું છે.

મન્નારગુડી—વેન્નાર નદીના દક્ષિણ કાંઠે આવેલુ છે વસ્તી ૨૧૬૩૬ માણસની છે, તેમા બ્રાહ્મણોનું ઘણુ પ્રબલ છે જુના જમાનાના લોક આ શહેરને દક્ષિણ દ્વારકા કહે છે. ત્યા એક સ્નાન કુંડ છે જે ૧૧૫૮ ફીટ લાંબો અને ૮૩૭ ફીટ પહોળો છે તેનું નામ હરિદ્રાનદી છે. શહેરમા નવ પ્રાચીન દેવાલયો છે જેમા ચાર વિષ્ણુ અને પાંચ શિવના મંદિરો છે ગોપાલસ્વામિ મંદિરમા વસન્તોત્સવ નો બહુ મોટો મેળો ભરાય છે જે ૧૬ દિવસ સુધી ચાલે છે ઉત્સવના સાતમે દિવસે વસ્ત્રાહરણ, બન્સીનાદ અને વૃક્ષલીનાના દર્શન થાય છે તે દરય વણા રમણ્ય હોય છે શહેરમા કેટલીક ધર્મશાળાઓ છે રેશમી અને સુતરાઉ કાપડનુ વણાટકામ સારૂ થાય છે, પિત્તળ અને લોખંડનો સામાન પણ બનાવવામા આવે છે

રથજાત્રાના ઉત્સવ વેળા બહારથી અરધો લાખ જાત્રીઓ અહીંઆ આવે છે

તીરૂવરૂર—મા એક પ્રાચીન સુંદર શિવાલય આવેલું છે શિવાલયમા એક વિશાળ કુંડ છે શિવાલયની ઉત્તર દિશામા પત્થરનો એક રથ પડેલો છે શિવાલયની અંદર એક હજાર થાંભલાનો સભામંડપ છે શિવાલયમા કાષ્ટના બીજા પાંચ રથો છે જેનુ શિલ્પકામ ઘણુ અદ્ભુત છે માર્ચ અને એપ્રિલમા મોટા મેળાઓ ભરાય છે અહીંઆથી ચાર માઇલને અંતરે તિરૂન્નમગાઇ કરીને સ્થળ છે ત્યા ભક્તવત્સલ વિષ્ણુ અને અભિષેકવલ્લિ ભગવતીના ભવ્ય મંદિરો છે ત્યા એપ્રિલ અને મે માસમા મોટા મેળાઓ ભરાય છે

નેગાપટમ્—ઇલાકાનુ એક અગત્યનુ બંદર છે તેની વસ્તી ૫૪૦૧૬ માણસની છે. લોકો તેને નાગપટનમ્ પણ કહે છે પ્રજાનો સારો ભાગ લુબાયા નામની કોમથી વસેલો છે એ કોમ ભારે સાહસિક, ચતુર અને બહાદુર છે કહે છે કે એ કોમ અરધા આરબ અને અરધા હિન્દુના મિશ્રણથી બનેલી છે આ કોમે સિલોન બ્રહ્મદેશ અને સ્ટ્રેટ સેટલમેન્ટના શહેરોમા પોતાના પરગણા વસાવેલા છે. શહેર દક્ષિણમા ખરેખરૂ નેગાપટમ્, મધ્યમા વલીપ્પાલયમ્ અને ઉત્તરમા કડમ્બાડી એવી રીતે ત્રણ ભાગમા

વહેંચાએલું છે. કડુવાઇયર નદીના મુખ આગળ એ શહેર આવેલું છે. ગામમાં સારી ધર્મશાળાઓ છે. શહેરમાં નેગાપટમ્ બીચ અને વલીપ્પાલયમ્ એવાં બે રેલ્વે સ્ટેશનો છે. સિલોન, બર્મા અને સ્ટેટ સેટલમેન્ટ ખાતે ગીરમીટીઆ મજુરો અહીંઆથી પુષ્કળ ચડાવવામાં આવે છે. જાનવરોની નિકાસ પણ થાય છે. સ્ટીમરો કિનારેથી એક માઇલને છેટે ઉભી રહે છે મુસાફરો અને માલની ચડગત સારૂ લગભગ દોઢસો હોડીઓ કામે લાગે છે. બંદરપર સારી દિવાદાંડી છે અને સમુદ્રમાંથી તે ૧૪ માઇલને છેટેથી જોવામાં આવે છે. વલીપ્પાલયમ્‌માં દર રવિવારે બજાર ભરાય છે. સાત માઇલને છેટે વેલંગની નારનું સ્થળ છે ત્યાં સપ્ટેમ્બરમાં રોમન કેથોલીક લોકનો મોટો મેળો ભરાય છે તે વખતે દેશના ચારે ભાગોમાંથી અરધો લાખ ખ્રિસ્તિઓ અહીંઆ ઉતરી પડે છે.

નાગોર—નેગાપટમથી સાડાચાર માઇલને અંતરે વેટાર નદીના કાંઠે આવેલું છે. વેટાર નદી અહીંઆં ઘણી ઉંડી છે તેથી ૩૦૦ થી ૪૦૦ ટનના વજનનાં દેશી વહાણોને મરામત કરવાનું કામ ત્યાં થઇ શકે છે. પુન્નકવનમ્ નામનું હિન્દુઓનું દેવાલય છે અને મુસલમાનની એક ભવ્ય વિશાળ મસ્જીદ છે જેના ઉપર પાંચ મિનારાઓ છે જેમાનો એક ૧૨૪ ફીટ ઉંચો છે. અરબસ્તાનથી આવતા યાત્રાળુઓ માટે ત્રણસો વરસ ઉપર તાન્જોરના રાજાએ એક ફકીરના માનમાં જમીનનો મોટો વિસ્તાર મસ્જીદના બાધકામ સારૂ આપેલો તેના પર આ મસ્જીદ બાંધવામાં આવી છે. કારીકલ અહીંઆથી સાત માઇલને છેટે છે.

## રામનાદ જીલ્લો:—

આ જીલ્લાની ઉત્તરમાં ત્રિચિનોપોલી જીલ્લો, પુદુકોટાનું દેશી રાજ્ય, પૂર્વમાં તાન્જોર જીલ્લો અને બંગાલાનો સમુદ્ર દક્ષિણે તિનેવેલી જીલ્લો અને પશ્ચિમે મદુરા જીલ્લો આવેલ છે. આ જીલ્લાનો પ્રદેશ કિનારાપરનો જરા ઉંચાણમા થતો જાય છે. ધનુષ્કોડી અને મંડપમ્ પાસેના કિનારા છીછરા અને રેતીના થરવાળા છે. પશ્ચિમનો પ્રદેશ ડુંગરાળ છે.

રામેશ્વર એક ટાપુ છે. પમ્બનનો જલમાર્ગ તેને પમ્બનની ભૂમિના કિનારાથી જુદો પાડે છે. પણ એ જલમાર્ગ ઉપર રેલ્વે કમ્પની તરફથી પૂલ બાંધવામાં આવ્યો છે તે ઉપર થઇને જવાય છે. પમ્બન જલમાર્ગની ઉત્તરમા જે સમુદ્ર પ્રદેશ આવ્યો છે તેને પાલકની સામુદ્રધુની કહે છે.

ધનુષ્કોડી તે રેલ્વેનું છેલ્લામા છેલ્લુ સ્ટેશન છે તેની દક્ષિણના સમુદ્રપ્રદેશને મનારનો અખાત કહે છે. ધનુષ્કોડીની પૂર્વમાં મનારનો ટાપુ આવેલો છે. ધનુષ્કોડીથી મનારટાપુમા આવેલા સિલોનના તલાઇમનાર સ્ટેશન સુધી સ્ટીમર સરવીસ ચાલે છે તે મારફત સિલોનમાં જવાય છે. રામેશ્વરથી તલાઈ મનાર સુધી એક રેતીનો ખડક લાંબો પડયો છે તેને અંગ્રેજો આદમનો પૂલ કહે છે અને હિંદીઓ રામનો પૂલ કહે છે.

જીલ્લાનું ક્ષેત્રફળ ૪૮૩૮ ચોરસ માઇલનું અને વસ્તી ૧૭૨૧૮૩૭ માણસની છે. જીલ્લામા મુખ્ય તામિલ ભાષા બોલાય છે.

બાજરી, જુવાર એ મુખ્ય પાક છે. ભોંયશીંગ અને કઠોળ અમુક ભાગમાં થાય છે. રૂ, તમાકુ અને ચા એ પણ ખાસ નીપજ છે. નાળિએરી અને તાડનાં ઝાડોથી પ્રદેશ ઘેઘૂર ભર્યો છે. જીલ્લાનો મુખ્ય ઉદ્યોગ રૂનું જીનિંગ, પ્રેસીંગ અને વણાટ કામનો છે. રંગાટ કામ અને ભોંયશીંગનું તેલ પીલવાનું કામ પણ બહુ મોટા પાયા પર ચાલે છે.

અરૂપ્પુકોટા, મુદુકુલત્તુર પરમગુડી, સેટુર, શિવગંગા, શ્રીવિલિપુટુર, તીરૂપત્તુર, તીરૂ વડનાઇ અને રામનાદ એ આ જીલ્લાના તાલુકાઓ છે. આ જીલ્લામાં રામનાદ અને શિવગંગાની મોટી જમીનદારીઓ છે. રામનાદ જમીનદારી તો ચિંગલપેટ જીલ્લાના જેવડી છે પણ જમીનદારીની વસ્તી ૫ લાખ માણસની છે.

મદુરાથી બે રેલ્વે સડકો આ જીલ્લામાં આવે છે એક તુતીકોરીન તરફ જાય છે અને બીજી ધનુષકોડી સુધી આવે છે.

પહેલી લાઇનપર કલ્લીકુડી, કોકલસંજરી, વિરૂદુનગર, સુલકરા, તુલુકાપટી, વેપ્પીલાઇપટી, ચેટીરમ, સેટુર અને નલ્લી સ્ટેશનો આ જીલ્લામાં છે.

બીજી લાઇન ધનુષકોડીની, તેના ઉપર તીરૂપ્પુવનમ્, તીરૂપચેટી, મુટાનેન્દલ, માનમદુરા, પરતીભનુર, કામુદાકુડી, પરમકુડી, પાન્ડીકાન્ મોઇ, સટીરકુડી, રામનાદ, વલનતરવઇ, ઉચીપુલી, મન્ડપમ્ કેમ્પ, મન્ડપમ્, પમ્બન જંક્શન, રામેશ્વરમ્ રોડ, કોથન્ડરામન્ કોઇલ, ધનુષકોડી અને ધનુષકોડીપીયર એ સ્ટેશનો આવેલાં છે.

વિરૂદુનગરથી એક શાખા ત્રાવણકોર સંસ્થાનની હદ રોણકોટા તરફ જાય છે તે લાઇન ઉપર વિરૂદુનગર, શંકરલિંગપુરમ્, શિવકાશી, રામકૃષ્ણપુરમ્, શ્રિવિલપુટુર અને રાજપાલયમ સ્ટેશનો આ જીલ્લામા છે.

જીલ્લામાં વઇગઇ નદી મુખ્ય છે. વઇપ્પર, ગુન્ડર, પનાર મણીમુનર, અને વિરિધનયાર એ બીજી નદીઓ છે.

રામનાદ—આ જીલ્લાનું મુખ્ય શહેર છે. જીલ્લાના કલેક્ટર અહીંઆ રહે છે અને રામનાદ જમીનદારીના જમીનદાર જેઓ રાજા કહેવાય છે તેઓ પણ અહીંઆજ રહે છે. શહેરની વસ્તી ૧૫૨૮૧ માણસની છે. સ્ટેશનથી અરધા ગાઉને છેટે ગામમા ધર્મશાળાઓ છે જ્યા ઉતારાની સારી સગવડતા છે.

કિલકરા—રામનાદ સ્ટેશનથી ૯ માઇલને અંતરે એક બંદર છે. પાંડય રાજાઓની રાજધાની ત્યાં હતી. બંદરના સમુદ્ર કિનારા ઉપરથી રોમન, ચોલા, પાન્ડય, ડચ અને ઈન્ડોફ્રેન્ચના સિક્કાઓ હજુ મળી આવે છે. તેની વસ્તી ૧૧૦૭૮ માણસની છે અને કિનારાપરનાં બીજાં બંદરો તથા રંગુન સાથે આ બંદરનો વેપાર ઘણો સારો ચાલે છે.

દેવીપટનમ્—રામનાદ સ્ટેશનથી ઇશાને ૭ માઇલને અંતરે આ એક પવિત્ર સ્થળ છે. ત્યાંના લોક તે સ્થળને નવપાષાણમ્ કહે છે. રામેશ્વરની જાત્રા કરવા જનારા યાત્રીકો અહીંઆ પ્રથમ સમુદ્રસ્નાન કરે છે. અને નવગ્રહની પુજા કરે છે. સમુદ્રનાં જલમાં કિનારેથી સોએક વારને છેટે નવ પત્થરના સ્થંભો હારબંધ ઉભા છે તે નવગ્રહનાં નિશાન છે એમ કહેવામાં આવે છે.

તિરૂપુલની—રામનાદ સ્ટેશનથી દક્ષિણે ૫ માઇલને છેટે આવેલું ગામડું છે ત્યાં એક વિષ્ણુ-મંદિર છે. રામેશ્વરની જાત્રા કરી પાછાં વળતાં દરેક યાત્રિકે અહીંઆ આવવું જોઇએ અને પોતાની જાત્રા પૂરી થઇ છે એ માટે અહીંઆ પૂજા વિધિ કરવો જોઇએ એમ માન્યતા છે. મંદિર જે સ્થળે બાંધ્યું છે ત્યાં શ્રી રામ લંકા જવા પહેલાં ઉતર્યા હતા અને સાગરે ત્યાં આવી તેના ઉપર પાજ બાંધવા સારૂ શ્રીરામને રજા આપી હતી એમ કહેવાય છે.

ઉત્તરકોશમંગા—રામનાદ સ્ટેશનથી ૭ માઇલને છેટે બંદર છે ત્યાં એક સુંદર શિવાલય છે.

મન્ડપમ્—એક નાનું ગામડું છે. ઇગમોરથી ૪૩૪ માઇલને છેટે છે. દ્વિપકલ્પની છેવટની જમીનની અણી દોઢ માઇલને અંતરે આવેલી છે. છેક જમીનની અણી પાસે રામનાદના રાજાનું એક મંદિર, ધર્મશાળા અને ઇન્ડો સિલોન ટેલીગ્રાફ ઓફીસ તથા સિલોન આવનારા ત્રીજા વર્ગના મુસાફરોની તબીબી તપાસ થવા સારૂ સિલોન સરકાર તરફથી એક થાણું છે. મંડપમ્‌નાં આબોહવા ઘણાં સુખાકારી ભરેલા છે.

રામેશ્વર ટાપુ—૨૫ માઇલ લાંબો અને પશ્ચિમને છેડે આડ માઇલની લંબાઇમાં આશરે ૭ માઇલ પહોળો છે. બાકીનો ભાગ એક રેતીની સાંકડી પટી મનારના ટાપુ તરફ જતી હોય એવા પ્રદેશનો છે. બાવળ, આમલી, નારિએળ અને તાડના ઝાડો આ રેતાળ પટપર છાંયા કરે છે. ઉત્તરના કિનારા પર પરવાળાના કોટ છે. દક્ષિણ કિનારા પર માત્ર રેતીના થર છે પણ તે રેલ્વે લાઇન તરફ વધતા આવે છે એ એક કુદરતની ખૂબી છે. પમ્બનના જલમાર્ગ ઉપર દોઢ માઇલની લંબાઇનો ઝુલતો પૂલ સાઉથ ઇંડિઅન રેલ્વે કમ્પનીએ બાંધવાથી રામેશ્વરનો ટાપુ આ દેશના કિનારા સાથે જોડાઇ ગયો છે ને તેથી કોલંબોના મુસાફરોને મુસાફરીની મોટી સગવડતા થઇ છે. આ ઝુલતો પૂલ ૧૯૧૪ માં બંધાઇ પૂરો થયો છે. પહેલા કોલબો તુતીકોરીન થઇને જવું પડતુ.

તંગચીમદમ—પમ્બનથી અઢી માઇલને છેટે છે. તંગચીપદમ સ્ટેશનથી વેલુરિણિતીર્થમ્ દોઢ માઇલને છેટે આવેલું છે. શ્રીરામને પીવાનું મીઠું જલ અહીંઆ મળ્યું હતુ એમ કહેવાના આવે છે.

રામેશ્વર—ટાપુના ઇશાન કોણમા મનાર ટાપુની બરાબર સામે ૭૫૮૨ માણસની વસ્તીવાળું ગામ આવેલુ છે. વસ્તીનો મોટો ભાગ બ્રાહ્મણોનો જ છે. આ એક મહાન્ તીર્થસ્થળ છે. રામેશ્વરનું શિવમંદિર શહેરની વચ્ચે આવેલું છે. શ્રીરામે સ્વયં સ્વહસ્તે આ શિવાલય બાધ્યું છે એમ કહેવામા આવે છે. શિવાલયમા જતા પહેલા દરેક યાત્રીએ સ્નાન કરવું જરૂરનું છે.

શિવાલયના ગર્ભગૃહ ઘણા રમણિય છે. શ્રી પાર્વતિની સ્વારી દર શુક્રવારે સોનાની પાલખીમા પર્યટન માટે નીકળે છે. શિવલિંગ પ્રતિદિન શ્રીગંગાજલથી ન્હવરાવવામા આવે છે. મંદિરમા પુષ્કળ ઝવેરાત હીરા મોતી માણેક છે. સોના રૂપાની મૂર્તિઓ ઘણી જોવા લાયક છે.

ધનુષ કોટી—છેલ્લુ સ્ટેશન છે. રામેશ્વરથી સાડાઅગ્યાર માઇલને છેટે છે. હજારો યાત્રીઓ વરસના સઘળા વખતમા આવજાવ કરતા હોય છે તેમા પણ તામિલ, તાઇ, અદિ અને પૂરટસી મહિનાઓની અમાસવાસ્યાને દિવસે તો રેલ્વે સ્ટેશનથી દોઢ માઇલને છેટે સમુદ્ર કિનારાપર સ્નાનઘાટ છે ત્યા નાતજાતના ભેદભાવ વિના સહસ્ત્રો યાત્રીઓ ન્હાતા હોય છે.

સિલોન જવા માટે ધનુષકોડીથી તલાઇમનાર સુધીની સ્ટીમર સર્વિસ છે જે પાલ્કની સામુદ્રધુનીમા ૨૨ માઇલની સફર કરી બે કલાકમા લંકાના કિનારે ઉતારે છે.

વિરૂદુનગર—વસ્તી ૨૧૮૨૧ માણસની છે, તેને વિરૂદુપટી, વિરૂદુવની વગેરે નામથી પણ બોલાવાય છે તે રૂના વેપારનું મોટુ મથક છે. મદુરાથી ૨૭ માઇલને અંતરે આવેલું છે. વળી વિરૂદુનગરથી મરચા, ભોયશીંગનું તેલ અને ધાણા અને ગોળ પુષ્કળ નિકાસ થાય છે. રેલ્વે સ્ટેશનથી એક માઇલને અંતરે ધર્મશાળા છે.

શ્રિવિલિપુટુર—વસ્તી ૩૧૧૯૫ માણસની છે. તેમાં મેંગલોરની જાતનાં નળીઆં બનાવવાની ફેક્ટરીઓ છે.

દેવકોટાની વસ્તી ૧૬૧૪૩ માણસની અને કરઇકુડીની વસ્તી ૧૫૬૫૦ માણસની છે. બન્ને શહેરોમા નટુકોટા ચેટીની ધનાઢ્ય કોમ વસે છે

મેલુર—વસ્તી ૮૫૮૨ માણસની છે. રૂ ના વેપારનું મથક છે.

શિવગંગા—વસ્તી ૯૭૬૬ માણસની છે. દેશી રાજાની જમીનદારીનું પાટનગર છે.

પરમકુડી અને રામેશ્વર ખાતે રેશમનું વણાટકામ થાય છે. પુદુવાયલ ખાતે પિત્તળ અને કાસાના વાસણો ઘડવામા આવે છે સિંગમપુનેરીમા કાથા ગીંદરીના ધડકના બનાવવાની ફેક્ટરી છે.

શિવકાશી—એક નાનું જાત્રાનું સ્થળ છે. કાશીકાડ પરાક્રમ ઋષિ નામના એક પ્રાચીન ઋષિ અહીઆથી કાશી રોજ દર્શન માટે જતા આવતા એમ કહેવાય છે મેટુર રેલ્વે સ્ટેશનથી તે ૧૨ ગાઉને અંતરે છે ત્યા સબ કલેક્ટરની કચેરી છે રૂના વેપારનુ માટુ મથક છે. ત્યા બે ધર્મશાળાઓ છે શ્રિવિલિપુટુર જનારાને અહીઆ રાતવાસો કરવો પડે છે.

અરૂપુકોટા—વિરૂદુનગરથી ૧૨ માઇલને અંતરે છે અને તે કાપડના વણાટ કામનુ એક મોટુ મથક છે. વિરૂદુનગરથી મોટર બસમા જવાય છે અને લોકો ટ્રેનની વેળાએ આવ જાવ કરવાની સગવડના નાગી છે.

## તિનેવેલી જીલ્લો—

એની ઉત્તરમા મદુરા જીલ્લો, પૂર્વમા મનારનો અખાત, દક્ષિણમા હિન્દી મહાસાગર અને પશ્ચિમે ડુંગરાઓની હારમાળા આવેલી છે. તેનુ ક્ષેત્રફળ ૪૩૭૫ ચોરસ માઇલ અને વસ્તી ૧૯૦૧૩૯૬ માણસની છે. જીલ્લાની મુખ્ય ભાષા તામિલ છે.

આખો જીલ્લો વનરાજીથી ભર્યો છે. ડુંગરામાના જંગલોનો વિસ્તાર ૪૦૪ ચોરસ માઇલમા છે. જંગલોના ત્રીજા ભાગ ઉપર જમીનદારોની માલીકી છે. ડુંગરાઓપર વરસાદ પુષ્કળ પડે છે અને મેદાનમા ઓછો પડે છે. સરેરાસ ૨૭ ઇંચ વરસાદનું પ્રમાણ છે. આબોહવા ઘણા સુખાકારી ભરેલા છે ઉત્તર ભાગમા કાળી અને દક્ષિણ ભાગમાં લાલ માટી વાળી જમીન છે. ઇલાકાના ચાર મોટા રૂ ના મથકોમા તિનેવેલી પણ એક છે. જુવારી કડોર અને તેલી બીયાની પેદાશ પણ સારી છે. રૂ બહુ મોટા પ્રમાણમા નીપજે છે નદીવાળા ભાગમા ધાનની ખેતી થાય છે.

જીલ્લામાં તામ્રપર્ણી નદી મુખ્ય છે તે ઘણી જગોએ ઉંડી અને પહોળી છે. આઠ જગ્યાએ તેના પર બંધ બાંધ્યા છે. વર્દીપર નામની એક બીજી નાની નદી છે. કુતલ્લામ અને પાપનાશમ્‌ની જગોએ તામ્રપર્ણીના સુંદર જલ પ્રપાત છે. અંબાસમુદ્રમ્ તરફથી ૧૨ માઇલને અંતરે ભાણુતીર્થમ્ નામનો મોટો જલ ધોધ છે.

આ જીલ્લામાં દશ હજારથી વધારે વસ્તી વાળાં ૧૮ ગામો છે. જીલ્લાના નીચે મુજબ તાલુકાઓ છે—અંબા સમુદ્રમ, કોઇલપટી, તન્ગુનેરી, શંકરનારીનર કોઇલ, શ્રી વૈકુંઠમ, ટેન્કાશી, તિનેવેલી અને તિરૂ ચેન્દુર.

મદુરાથી તુતીકોરીન તરફ જતી રેલ્વે લાઇન ઉપર સેટુર પછીનાં નલ્લી, કોઇલપટી, નલાટીન પુટુર, કુમારપુરમ્, કુરમાલા, કદમ્બુર, ઇલાવેલન્ગલ, મન્યાંચી જંકશન, પાંડય પુરમ્, કૈલાસપુરમ્, તત્પરાઇમિલપટન, તુતીમેલુર અને તુતીકોરીન સ્ટેશનો આ જીલ્લામાં છે.

મન્યાંચી જંકસનથી એક શાખા રેલ્વે ત્રાવણકોરનાં સંસ્થાન ભણી જાય છે તેનાપર મન્યાચી નારઇકિનાર, ગંગાકોન્ડમ્, તલાઇઊતુ, તિનેવેલી જંકશન, તિનેવેલી ટાઉન, પેટા, મેલકલ્લુર, શેરમાદેવી, વિરવનલુર, કલીડઇકુરિચિ, અંબાસમુદ્રમ્, કીળાઅમ્બુર, અળવરકુરિચિ, રાવણુ સમુદ્રમ, કિલકડયિમ્, મંદુર, પવુરછત્રમ્, કીળપલીયુર, ટેન્કાશી જંકશન આ જીલ્લામાં સ્ટેશનો છે.

તિનેવેલીથી તિરૂચેન્દુર ગએલી લાઇન ઉપર તિનેવેલી, પાલમકોટા, સેઇદુન્ગનલુર, તટનકુલમ્, શ્રી વૈકુંઠમ્, અલવરતિરૂ નગરી, નળરેથ, કુરમ્બુર, અરૂમૂકનેરી, કાયલપટનમ્, અદઇકલપુરમ અને તિરૂચેન્દુર સ્ટેશનો આવેલાં છે.

વિરૂદુનગરથી એક નવી શાખા શેણકોટા સુધી નખાગેલી છે તે લાઇન ઉપર વિરૂદુનગર, શંકર લિંગપુરમ, શિવકાશી, રાજા કૃષ્ણપુરમ, શ્રી વિલિપુટુર, રાજપાલયમ, ચોલાપુરમ, કરીવનમ્ વન્દનલુર, શંકરનારીનરકોઇલ, પમ્બાકોવિલશન્દી, કડવનલુર, વલ્લી અમયપુરમ્, ટેન્કાશી સ્ટેશનો આવેલાં છે.

જીલ્લામાં જાણવા જોગ સ્થળો નીચે મુજબ છે.

તિનેવેલી—જીલ્લાનું મુખ્ય શહેર છે તેની વસ્તી ૫૩૭૮૩ માણસની છે. તામ્રપર્ણી નદીના ડાબા કિનારાપર તે વસેલું છે. સ્ટેશનની નજીક ધર્મશાળા છે. થોડેક દૂર મુસલમાન કોમ માટેનું મુસાફરખાનું છે. તિનેવેલીથી ૫૦ માઇલને અંતરે આવેલાં ત્રાવણકોર સંસ્થાનના વેપારી મથકનાં નાગરકોઇલ ગામ સુધી મોટર બસ સર્વિસ દોડે છે. કાપડનું વણાટકામ સારૂં થાય છે. ધાતુનાં વાસણો પણ વખણાય છે. તિનેવેલીમા ગોળ બહુ મોટા જથામાં થાય છે પણ તેનો મોટો ભાગ નેલીકુપમ ખાતે ખાંડ બનાવવાનાં કારખાનામાં ચાલ્યો જાય છે. તિનેવેલીમાં પણ ખાંડનું કારખાનું છે જે રોજ ૭ ટન જેટલો માલ નીપજાવે છે.

પાલમકોટા—વસ્તી ૪૬૬૪૩ માણસની છે. તામ્રપર્ણી નદીના જમણા કાંઠાપર આવેલું છે. તિનેવેલી અને પાલમકોટા એકજ શહેર કહેવાય પણ નદી એ શહેરના બે ભાગ પાડી નાખે છે. બંને શહેરને જોડનારો નદીના ઉપર એક વિશાળ પૂલ બાંધવામાં આવ્યો છે. જીલ્લાની મુખ્ય અદાલતો પાલમકોટામાં આવેલી છે. પાલમકોટામાં પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તિઓનું સારૂં પૂર છે.

અંબાસમુદ્રમ્-વસ્તી ૧૪૧૧૮ માણસની છે. ગામ સ્ટેશનથી દોઢ માઈલને છેટે છે. ગામમાં એક પ્રાચીન શિવાલય છે. આ ગામથી ૭ માઈલને અંતરે પાપનાશમનો જલ ધોધ છે ત્યાં તિનેવેલી સ્પીનીંગ મિલ્સ કંપનીનું કાપડનું વણાટનું કારખાનું આવેલું છે જલધોધથી ૭ માઈલને છેટે મુન્ડ-ન્દોરા ખાતે સરકારી મુસાફરી બંગલો છે ત્યાં જંગલ ખાતાનો અમલદાર રહે છે. જલધોધ પાસે શિવાલય છે અને એક પવિત્ર મત્સ્યનો કુંડ છે તેમાં પુરોહિત પાસેથી ભાત લઈને નાંખતાં સેંકડો હેરત પમાડે તેવાં ચિત્ર વિચિત્ર મત્સ્યો જલની સપાટી ઉપર તરતી આવે છે એ દેખાવ ઘણો જોવા લાયક છે. જુનથી નવેમ્બર સુધી વર્ષાઋતુમાં સૃષ્ટિની શોભા અપરમપાર જણાય છે.

ટેન્કાશી-વસ્તી ૨૨૦૭૧ની છે. કુત્તલામ જલ ધોધ અને આરોગ્ય ભવનનો લાભ લેવા જનારાને આ સ્ટેશન ઉપર ઉતરવું પડે છે. સ્ટેશન પાસે ધર્મશાળા છે. ટેન્કાશી અને પુલીવાન્ગુડી (૧૮ માઈલનું છેટું) ટેન્કાશી અને શિવગિરિ (૩૦ માઈલ છેટું) ટેન્કાશી અને કડયનલોર (૧૦ માઈલનું છેટું) વચ્ચે મોટર બસ સર્વિસ દોડે છે. ચિત્ર નદી નજીકમાંજ વહે છે. કુત્તલામ સાડાત્રણ માઈલને છેટે આવેલું છે. યુરોપીઅન અમલદારો અને ત્રાવણકોર રાજ્યના મોટા અમલદારો આ સ્થળે મોજ માણવા વરસનો થોડો વખત અહીંઆં ગાળે છે.

કોઈલપટી-વસ્તી ૮૪૪૮ માણસની છે. તિનેવેલી ટેક્સટાઈલ કમ્પનીની કાપડની મીલ છે. શેતરંજીઓ, ચેક, ઓછાડ વિગેરે સારા બનાવવામાં આવે છે. મરચાં અને ધાણાની પેદાશ ઘણી સારી છે. કાપડની મીલ અને સરકારી ખેતીવાડી ખાતાનું પ્રયોગ ક્ષેત્ર સ્ટેશનથી એક માઈલને અંતરે છે. કોઈલપટીથી સાત માઈલને છેટે કરમાળા છે ત્યાં જંગલ છે. શિકારીઓ માટે શિકાર સારો મળે છે.

એટીયપુરમ્-કોઈલપટીથી ૮ માઈલને છેટે એક દેશી દરબારી ગામ છે ત્યા એક પ્રાચીન શિવાલય છે તે શિવાલયની ભીંતમાં ત્રાંબાની તકતી લગાવેલી છે તેમાં ૧૭૯૯ના અકટોબરની તારીખ ૨૦ મીના રોજ ફરમાવેલો દરબાર સાહેબનો લેખ છે તેમાં જણાવ્યું છે કે "અંગ્રેજ સરકારની આણ માનવી અને પ્રજાના દરેક માણસે પોતાનાં હથિયારો મેજર બેનરમેનને સ્વાધીન કરી દેવા."

કલુકુમાલા-કોઈલપટીથી ૧૨ માઈલને છેટે છે ત્યાં પ્રાચીન જૈન મંદિરોનાં ખંડેરો પડયાં છે.

ટુતીકોરીન-વસ્તી ૪૪૫૨૨ માણસની છે. તિનેવેલી જીલ્લાના શ્રી વૈકુંઠમ્ તાલુકામાં આવેલું છે મદ્રાસથી ૪૩૨ માઈલને અંતરે છે. તામ્રપર્ણી અને વઈપરનાં મુખોની વચમાં અને મનારના અખાતના વાયવ્ય કિનારા પર આવેલું છે. ઇલાકાનું મ્હોટું બંદર છે. સ્ટેશનથી એક માઈલને છેટે મેલુર નામનાં સ્થળે ધર્મશાળાઓ છે. બ્રિટિશ ઇંડિઆ સ્ટીમ નેવીગેશન કંપની અહીંઆંથી કોલંબો સુધીની પેસેન્જર સ્ટીમર ચલાવે છે. કોલંબોનો રસ્તો ૧૬ કલાકની મુસાફરીનો છે. સ્ટીમર કિનારેથી ૫-૬ માઈલ દૂર ઉભી રહે છે. કિનારાપરના ડક્કાથી સ્ટીમર સુધી મુસાફરો લઈ જવાને સ્ટીમ લોંચનો ઉપયોગ કરવામાં આવે છે અને તે પોણા કલાકનો વખત લે છે. મુંબઈ અને કલકત્તાની સ્ટીમરો અઠવાડીઆમાં એકવાર આવે છે. એસીઆટીક સ્ટીમ નેવીગેશન કમ્પનીની તથા જાપાનીઝ કમ્પનીની સ્ટીમરો પણ બંદર કરે છે. ૨૦ ટનેજની મેકલીંગ બોટો સ્ટીમરો ઉપર આવ જાવ કરવાને હંમેશાં

અસંખ્ય તૈયાર હોય છે. સ્ટેશનથી દોઢ માઇલને છેટે સરકારી નીમકનું કારખાનું છે. ૨૪ વિવિંગ ફેક્ટરીઓ અને ૩ પ્રેસો તથા એક કાપડની મિલ પણ છે. અખાતમાંથી મોતી મેળવવાને સરકારી ફીશરી ડિપાર્ટમેન્ટ પણ છે. મનારનાં મોતી રંગમાં કંઇ વધારે સારાં ગણાતાં નથી.

પત્તમડા–આ ગામમાં ઘણી સુંદર સાદડીઓ બનાવવામાં આવે છે. તાડનાં પાતરાંમાંથી ટોપલા ટોપલીઓ પણ બનાવવામાં આવે છે.

---

# પ્રકરણ ૫ મું.

## દક્ષિણ સપાટ પ્રદેશના મધ્યભાગના જીલ્લાઓ.

દક્ષિણના સપાટ પ્રદેશના મધ્યભાગમાં ચિતુર, ઉત્તર આરકોટ સેલમ, કોઇમ્બતુર, ત્રિચિનોપોલી અને મદુરા જીલ્લાઓ આવેલા છે.

### ચિટુર જીલ્લોઃ—

આ જીલ્લાની ઉત્તરમા અનન્તપુર, કડપા અને નેલોર જીલ્લાઓ, પૂર્વમા નેલોર અને ચિંગલપેઠ, દક્ષિણે ઉત્તર આરકોટ જીલ્લો અને પશ્ચિમે મહીસુરનું સંસ્થાન આવેલું છે. તેનું ક્ષેત્રફળ ૫૬૧૧ ચોરસ માઇલનું અને વસ્તી ૧૨૬૯૧૫૭ માણસની છે. જીલ્લાની મુખ્યભાષા તેલુગુ છે પણ તામિલ કર્ણાટકી અને મરાઠી ભાષાઓ પણ બોલાય છે.

જીલ્લાના ઉત્તર અને પશ્ચિમ બાજુના ભાગો ડુંગરાળ છે. ઇશાને જતી ડુંગરાની હારમાળા નાગરી પહાડના નામે પ્રસિદ્ધ છે જેનું ઉંચામા ઉંચું શિખર ૨૮૦૦ ફીટની ઉંચાઇનું છે તે નાગરી નાક કહેવાય છે. સમુદ્રના પ્રવાસીઓ એ નાગરી નાકને જમીન આવ્યાની નિશાની રાખે છે. જીલ્લામા કોઇ ખાસ નદી નથી. આબોહવા ગરમ અને કેટલાક ભાગમાં તાવના રોગચાળા વાળી છે. વરસાદનું પ્રમાણ સરેરાસ ૪૦ ઇચનું છે. નાગલી અને જુવાર એ જીલ્લાની મુખ્ય અનાજની પેદાશ છે. શેરડીનો પાક મધ્યભાગમા થાય છે. પૂર્વઘાટના ડુંગરાઓમા સનઘર કરીને એક સ્થળ આ જીલ્લામા છે ત્યાં સંતરા ઘણા બહુ મોટા જથામા થાય છે અને તે ઘણાં વખણાય છે. ચિટુર ખાસ ઢોરોની ઉંચી જાતની ઓલાદ માટે પ્રસિદ્ધ છે. કરવત નગરવાળા વિભાગમા ગળીનું વાવેતર થાય છે. કાલા હસ્તી ખાતે પંચધાતુ બનાવવાના બે મોટા કારખાના છે અને તિરૂપતી ગામના પિત્તળના વાસણ દેશના બીજા સ્થળોના પાત્રો સાથે ભારે સગ્સાઇ કરે છે.

ચંદ્રગિરિ, ચિટુર, કાલાહસ્તી, મદનાપલ્લી, પાલમનેર, પુન્ગનુર, પુટુર, તિરૂટની, અને વયલપાદ આ જીલ્લાના તાલુકાઓ છે.

મદ્રાસથી શરૂ થએલી મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વેની એક લાઇન આરકોનમ તરફ આવી ત્યાથી વાલાજાપેઠ થતાં કટપડી આવે છે. ત્યાથી આ જીલ્લાની સરહદ શરૂ થાય છે તે લાઇન ઉપર

કટપડી, ખોમાસમુદ્રમ, રામપુરમ્, ચીટુર, પુતલ પટુ અને પકલ સ્ટેશનો આ જીલ્લામાં છે. પક્કલથી બે શાખા પડે છે. એક ઇશાનમાં શાખા જાય છે તેનાપર પનપકમ્, ચન્દ્રગિરિ, તીરૂપતિ વેસ્ટ, તિરૂપતિ ઇસ્ટ, ચિરતનુર, રેણીગુન્ટા, યેરપેડુ, કાલાહસ્તી, અકુર્તી અને યેલકરૂ સ્ટેશનો આ જીલ્લામાં છે. પછી કડપા જીલ્લો શરૂ થાય છે. રેણીગુન્ટાથી એક લાઇન ગુન્તકલ ગઇ તેનાપર રેણીગુન્ટા મામનદુરૂ, સેટીકુન્ટા અને કોડુરૂ સ્ટેશનો આ જીલ્લામાં છે બીજાં સ્ટેશનો કડપા જીલ્લામાં જાય છે. પક્કલથી બીજી શાખા વાયવ્યમાં ધરમાવરમ તરફ ગઇ તેનાપર પક્કલ, દમલચેરૂવુ, મંગલમ્પેઠ, પુલીચેરલા, પિલર, કલીકીરી, ચિન્તપર્ત્તી, વયલપાડ, મદનાપલીરોડ, કુરબલકોટા, તુમ્મનમગુટા અને બટુલપુરમ સ્ટેશનો આ જીલ્લામાં છે પછી અનન્તપુર જીલ્લો શરૂ થાય છે. રેણીગુન્ટાથી આરકોનમ તરફ જતી શાખા ઉપર રેણીગુન્ટા, પુડી, તડુકુ, પુટુર, વેપાગુન્ટા, નાગરી અને પોનપડી સ્ટેશનો આ જીલ્લામાં છે.

જીલ્લામાં જાણવા જોગ સ્થળો નીચે મુજબ છેઃ—

ચિટુર—જીલ્લાનું મુખ્ય શહેર છે તેની વસ્તી ૨૩૭૭૩૭ માણસની છે. મદ્રાસથી એક સો માઇલને અંતરે છે. ગામમાં બે ધર્મશાળાઓ છે. શ્રી વરદરાજ સ્વામિ અને કોનાંટરમ સ્વામિ નામના બે પ્રાચીન દેવાલયો છે. એ દેવાલયવાળા લતાને ઇંદ્રપુરી અથવા યદમારી કહેવામાં આવે છે. દર અઠ-વાડીએ એક મોટું બજાર ભરાય છે. ઇંદ્રિપુરીમાં મે મહિનામાં દશ દિવસ સુધી મોટો મેળો ભરાય છે. ગ્રેનીટ અને ભુલપુલમ્ જાતના પથરાઓ આ ગામની સીમની ધારોમાંથી ખોદીને બહાર દેશાવર ખાતે મોકલવામાં આવે છે. અહીંના આંબા ઘણા વખણાય છે.

કાલા હસ્તી—જીલ્લાનું બીજું મોટું શહેર છે. જીલ્લામાં ચાર જમીનદારીઓ છે તેમાં કાલા હસ્તીની જમીનદારી સહુથી મોટી છે તે જમીનદારીના રાજા શહેરમાંજ રહે છે. પ્રાચીન દેવાલયો માટે કાલા હસ્તી જોવા લાયક શહેર છે તેની વસ્તી ૧૦૯૩૧ માણસની છે. કાચની બંગડીઓ અને રંગીન કાપડ માટે શહેર ઘણું વખણાય છે. ગામ અને સ્ટેશનની વચ્ચે સ્વર્ણમુખી નદી વહે છે વરસાદના દહાડામાં પૂર હોય ત્યારે તે હોડીઓથી ઓળંગવી પડે છે.

મદનાપલી-વસ્તી ૧૪૧૩૧૦ માણસની છે. સ્ટેશનથી ગામ ૮ માઇલને અંતરે છે. શહેર સમુદ્રની સપાટીથી ૨૨૫૦ ફીટની ઉંચાઇએ હોવાથી તે એક સુંદર હવાખાવાનું સ્થળ છે. ઇલાકાના ઘણાખરા અમલદારો અને દેશી પરદેશી ધનાઢયો ગ્રીષ્મઋતુના દિવસો અહીંઆ ગાળે છે. દેશભરની સુંદરમાં સુંદર ઓસ્પીટલો આ શહેરમાં છે અને તેથી દેશના નિરાશ થએલા દરદીઓ અહીંઆ આવે છે. અમેરિકન પાદરીઓ તરફથી તદનજ છેલ્લી ઢબે ઉત્તમરીતે ઓસ્પીટલ ચલાવવામાં આવે છે. ક્ષય-રોગનું આશ્રમ શહેરથી સ્ટેશનના રસ્તેજ માઇલ ઉપર છે. દર મંગલવારે મોટું બજાર ભરાય છે. સાકર બનાવવાનાં નાનાં નાનાં કારખાનાંઓ શહેરમાં છે. ઉંચા શિક્ષણ માટે કોલેજ અને હાઇસ્કુલો અહીંઆ છે. આ શહેરથી ૪૭ માઇલને અંતરે પુન્ગન્કર કરીને ગામ છે તે જમીનદારીનું ગામ છે તેની વસ્તી ૧૦૯૩૯૧ માણસની છે.

તીરૂપતિ-મદ્રાસથી ૮૦ માઇલને અંતરે આવેલું અને સારા દેશમાં પ્રસિદ્ધિ પામેલું તીર્થનું

ધામ છે. ડુંગરાઓની હારમાળાની તળેટીમા ગામ આવેલુ છે તેની વસ્તી ૧૬૭૦૧ માણસની છે. ડુંગરાપર શ્રીવેન્કટેશ્વર શ્રીનિવાસ બાલાજી પ્રભુનું પ્રાચીન મદિર આવેલું છે શહેરથી ત્રણ માઇલને અતરે સ્વર્ણમુખી નદી વહે છે ઉત્તરમા એક ડુંગરપરથી જનધોધ પડે છે તેને અનતરનો ધોધ અથવા કપીલ તીર્થ કહે છે ગામની બજાર વેપારની ભારે ધમાલવાળી છે. ગામથી સાત માઇલને અતરે એક પાણીનો વહેળો છે તેના પટમા કુવાઓ ખોદીને પમ્પ મૂકી બે મોટા પાકા જલસગ્રહ બાધ્યા છે તેમાથી નળવાટે પાણી વહેવડાવી લઈ ગામને પીવાનુ પાણી પુરૂ પાડવામા આવે છે આ કામ માટે ૪ લાખ ૬૦ હજાર રૂપિઆ ખરચાયા છે. તીરૂપતિ બાલાજીનુ મન્દિર ઘણુ ભવ્ય, મઠ વિશાળ અને સ્થળ ઘણુ રમણિય છે દક્ષિણ હિન્દવાસીઓ અહીંઆની માનતા બાધાઓ રાખે છે તેથી રોજ યાત્રીઓની ભીડ જમી રહે છે. મઠના મહતજી ભારે પ્રતિષ્ઠાવાળા છે દેશભરના મઠોમા આ મઠ ઘણો માલદાર ધનાઢ્ય ગણાય છે મઠની વ્યવસ્થાના વડા મહત છે અને વ્યવસ્થા સારૂ એક મોટી કચેરી છે તીરૂપતિ ગામથી આ તીર્થસ્થળના ડાકડીમાક એક માઇલ દૂરથી શરૂ થાય છે પણ ખરેખરૂ મુખ્ય ધામતો સાત માઇલને અતરે છે જતા પહેલા યાત્રીઓ કપીલ તીર્થમા સ્નાન કરે છે રાતના વખતે આખો રસ્તો રોશનીથી ઉજમાળ વામા આવે છે અને તેનો દેખાવ દૂર દૂરના સ્થળેથી જણાય આવે છે જે ડુગર પર મુખ્ય મદિર છે તે ડુંગરનો દેખાવ સાપ જેવો હોવાથી લોકો તેને સર્પ પર્વત કહે છે તીરૂપતિ ઇસ્ટ સ્ટેશન ગામની નજીકમા છે અને નજીકમાજ "જનકર ભવનમ્" નામની ધર્મશાળા છે ઓરીસા (સુખડ ઘસવાના) ચદનના લાકડા પરની કોતરેલી મૂર્તિઓ અને પિત્તળના વાસણો બજારમા મળે છે

ચદ્રગિરિ—ઘણુ જુનુ શહેર છે તેલુગુ રાજાઓના બાધેલા રાજમહાલ અને રામમહાલ નામના પુરાણા મહેલો જોવા લાયક છે તેમા રાજમહાલ તો કેવળ પથરનોજ બાધેલો છે તેમા લાકડાનો જરી પણ ઉપયોગ કરવામા આવ્યો નથી અહીંના રાજાએ ૧૬૩૯ મા અગ્રેજોના સરદારમિ ડેને જમીનનો ટુકડો ફોર્ટ સેઇન્ટ જોર્જ (હાલનુ મદ્રાસ) બાધવાને આપ્યો આ દેશમા અગ્રેજોને પગ મૂકવા પોતાની માલીકીની જમીન મળી હોય તો તે આ જમીન છે

પકલ—એક અગત્યનુ રેલ્વે જકશન છે તેમા એક સુદર મસજીદ છે. દરેક સોમવારે બજાર ભરાય છે.

સમલ્કોટ—સાકરના ત્રણ કારખાના છે આમલી, શેરડી, ધાન, નાળીએરી અને ચણા આ સ્થળની બહુ મોટી પેદાશ છે નજીકના ખાસ સરકારી જગલોમા મહુ, હરડા બેડા, અરીઠા, વગેરે એકઠા કરવાના ઇજારા અપાય છે જુદી જુદી જાતના ઘાસોમાથી તેલ કાઢવાની ભઠીઓ આ ગામમા છે

મગનમ્ પેટ—ગોળ અને આમલીનો ઠેકાણ આ ગામ છે માર્ચ અને એપ્રિલમા તે એટલા સસ્તા મળે છે કે આખા દક્ષિણ દેશમા એટલા સસ્તા કયાંયે મળતા નથી શનિવારે બજાર ભરાય છે

પુનીચેરલા—મા ત્રણ સાકરના કારખાના છે ત્યાથી ૨૨ માઈલને છેટે એક મોટો જલ ધોધ છે અને જગલમા વધો રહે છે પિલર સ્ટેશનથી ૧૭ માઇલને અતરે કનકડ કરીને એક સ્થળ છે ત્યા એક પાણીનુ ઝરણુ છે તેમા સ્નાન કરવાથી સર્વ પાપોનો નાશ થાય છે એવી લોકોની માન્યતા છે દુમનમડુગુથી પાચ માઇલને છેટે હોર્સલીકોન્ડા નામનો ડુગર છે તેની ઉંચાઈ ૪ હજાર ફીટની છે જીલ્લાના અમલદારો ગ્રીષ્મ રૂતુ ત્યા ગાળે છે.



Miss Rukmani Bai the Indian Lady Sandow aged about 26 who belongs to North Arcot Dist who played a prominent part in the stopping at The Motor Challenging Prof Ramamoorthi, the well known Indian Sandow

કુમારી રૂકમણિબાઇ, બાતુમ ન
જેણે પ્રો રામમૂર્તિ ની ચાલતી મોટરને





Srimathi Rajaratnam Ammal a well known lady Bagavathar who gives religious discourses and Kalakshepams in aid of the Swaraj movement She is native of Cuddalore aged about 26 years

શ્રીમતી રાજરત્ન અમ્માન
' હરિકથાઓ ' કરી સ્વરાજ્ય ચળવળ સાર ફંડ ભરે

## ઉત્તર આરકોટ જીલ્લો—

ઉત્તરે ચિતુર જીલ્લો, દક્ષિણે દક્ષિણ આરકોટ, પૂર્વે ચિંગલપેઠ અને પશ્ચિમે સેલમ જીલ્લો ને મહીસુરનુ સંસ્થાન આવેલા છે. તેનુ ક્ષેત્રફળ ૪૯૫૪ ચોરસ માઇલ અને વસ્તી ૨૦૫૫૫૯૪ માણસની છે. ભાષાઓ તામિલ અને તેલુગુ બોલાય છે.

જીલ્લામા પનાર, ચેય્યાર, અને પોલાઇ મુખ્ય નદીઓ છે—જીલ્લાની જમીન જુદી જુદી તરેહની છે. હવા પાણી કેટલેક સ્થળે મેલેરીઆના ઉપદ્રવવાળા છે. કન્ગુન્દી જમીનદારી આ જીલ્લામા આવેલી છે ત્યાના હવાપાણી ઉત્તમ છે. જીલ્લામા પાણીની ખેચને પહોચી વળવા હાર હાર કુવાઓ ગાળેલા છે. આ જીલ્લામા જમીનની કીંમતમા ઘણો વધારો થતો જાય છે તેમજ ખાધા ખોરાકી અને ઘર ભાડાના ખરચા આકરા છે. આ પ્રદેશમાથી બીજા ટાપુઓમા ચા, રબર, કોફી વગેરેની ખેતી સારૂ ગીરમીટી આ મજુરોને વધારે પ્રમાણમા લઇ જવામા આવે છે. જીલ્લામા કાપડનું વણાટ કામ, સુતર કંતામણ અને રંગાટ કામ ઘણા ઉંચા પ્રકારનું થાય છે.

આરકોનમ, આરણી, ચેય્યાર, ગુડીયટમ, કન્ગુન્દી, પોલુર, તાઉપટ્ટર, તિરૂવન્નમાલા, વેલોર, વાલાજાપેઠ અને વાન્દીવાશ એ આ જીલ્લાના તાલુકા છે.

મદ્રાસથી શરૂ થયેલો અને કલીકટ સુધી જતો પગરસ્તો ટ્રંકરોડ પૂર્વથી પશ્ચિમમા આ જીલ્લામા થઇને પનાર નદી સાથે સાથે પસાર થાય છે.

સેલમ અને ઉત્તર આરકાટના વચ્ચે જાવદીટિલ્સનો ડુંગર ત્રણ હજાર ફીટની ઉંચાઇનો છે જ્યાની હવા મેલેરીઆના ઉપદ્રવવાળી છે. ત્રિનોમાલા અથવા તિરૂવન્નમાલા ડુંગર ૨૭૦૦ ફીટની ઉંચાઇનો છે ને તેના ઉપર પ્રસિદ્ધ દેવાલયો છે વરસાદ સરેરાસ ૪૦ ઇંચ જેટલો વરસે છે. મુખ્ય પેદાશ રાગીની છે તેલીબીયા કોળ અને ગળી પણ નીપજે છે લોખંડ અને તાબાની ધાતુ કેટલેક સ્થળેથી મળી આવે છે.

આખા જીલ્લામા મળી કુલીને ૨૦૪ માઇલની લબાઇની રેલ્વે સડક છે. રેલ્વે લાઇનો પણ એકથી વધારે જુદી જુદી દિશાઓમા નખાયેલી છે મદ્રાસથી શરૂ થઇને મલબાર તરફ આવતી રેલ્વે લાઇન આ જીલ્લામા આરકોનમથી પ્રવેશ કરે છે તે લાઇન ઉપર આરકોનમ, મુન્નાર, શોલીન્ધુર, તલન્ગાઇ, વાલાજારોડ, મુકુન્દરાયપુરમ, તીરૂવલમ, કટપડી, લટરી, વિરિન્ચીપુરમ, કવનુર, ગુડીયટમ, મેલાલાતુર, વલાતુર, મેઇલપટી, અમ્બુર, વિન્નમગલમ, વનીયામ્બાડી, કેગાન્ડપટી, જલારપેટ અને તીરૂપટુર સ્ટેશનો આ જીલ્લામા છે.

વાલાજારોડથી રાણીપેટ સુધીની ચાર માઇલની એક શાખા છે. વાલાજારોડ કટપડી તરફ જતી શાખા પર વાલાજારોડ, મુકુન્દરાયપુરમ, તિરૂવલમ્ અને કટપડી સ્ટેશનો આ જીલ્લામા છે

આરકોનમથી ચિંગલપેટની શાખાપર આરકોનમ્, તકકોલમ્, પત્તુર, ઇન્જામ્બાકમ્, સ્ટેશનો અને આરકોનમથી નિરૂપતી તરફ જતી લાઇન ઉપર આરકોનમ્, ઇન્ડીપટુર, તીરૂતની સ્ટેશનો આ જીલ્લામા છે.

કટપડીથી વિલુપુરમ્ જતાં કટપડી, વેલોરટાઉન, વેલોર કેન્ટોન્મેન્ટ પેન્નાતુર, કન્યાઆડી, કનમંગલમ્, અગરમ્ શિવઅન્ડી, તુરીન્જાપુરમ્, તીરૂવનમાલા અને તન્ડરા સ્ટેશનો આ જીલ્લામાં છે.

જીલ્લામાં જાણવા જોગ સ્થળો નીચે મુજબ છે.

વેલોર—જીલ્લાનું મુખ્ય શહેર છે. તેમાં ૫૦૨૧૦ માણસની વસ્તી છે. કટપડી જંકશનથી ૭ માઇલને અંતરે આવેલું છે. વેલોર નામ વેલા એટલે બાવળનાં જંગલોની વચમાં આવેલું તેથી પડેલું જણાય છે. તેમાં એક મ્હોટો કિલ્લો છે. સૈનિક સામગ્રી અને વસવાટ માટેની અત્યુત્તમ સોયવાળો આવો કિલ્લો આખા દક્ષિણ હિન્દમાં નથી એમ કહેવાય છે. શહેરની પૂર્વમાં પર્વતની હારમાળા આવેલી છે તેમાંનાં ત્રણ શિખરો મૂર્તીઘર, ગજ્જરાઉઘર અને સજ્જરાવઘર જાણીતાં છે. પનાર નદી નજીકમાંજ છે. આની હવા સખત ગરમ હોવા છતાં સુખાકારી ભરેલી છે. ગામમાં ધર્મશાળાઓ છે. ગામના સઇદાપેટપરામાં પિત્તળનાં વાસણો મોટા પ્રમાણમાં ઘડાય છે. બજારમાં ચામડાનો સામાન અને લાકડાંના રમકડાં બનાવવામાં આવે છે. ગામની સેન્ટ્રલ જેઇલના કેદીઓએ કરેલું તાંબા પિત્તળનાં વાસણોપર કોતરણી કામ, સુનારી કામ, મોચીનું કામ, વણાટ કામ વગેરેના ઉંચા નમુનાઓ જેઇલનાં સેઇલરૂમમા વેચવા માટે રાખવામા આવે છે જ્યાં શેતરંજી, ધુંસા, ઓછાડ, ટુવાલ, પડદા, ટેબલ ક્લોથ, ફરનીચર, નંબુ, પડદાઓ, ચટાઇઓ વગેરે ઘણા સુંદર અને કીફાયત ભાવે મળે છે. કિલ્લામાં એક ભવ્ય અને શિલ્પકામના સુંદર નમુનાનું દેવાલય છે. ગામમા પોલીસ ખાતાની તાલીમ આપનારી એક વખણાયેલી સ્કુલ છે.

તીરૂવનમાલા—નો અર્થ પવિત્ર રક્ત પર્વત એવો થાય છે. રેલ્વે સ્ટેશનથી પોણા માઇલને અંતરે ગામ આવેલું છે તેની વસ્તી ૨૧૬૧૨ માણસની છે. પાદરમાં પહાડ છે. પહાડની ઉંચાઈ ૨૬૬૮ ફીટની છે. પહાડની તળેટીમાં ભવ્ય શિવમંદિર છે. શિવાલયમાનું શિવલિંગ તેજો સ્વરૂપનું કહેવાય છે. શિવાલય શિલ્પકામનો અદ્ભૂત નમુનો છે. ગણેશનું ન્હાનું દેરું અને એક હજાર સ્થંભ વાળો સભા મંડપ ખરે જોવા લાયક છે. કાર્તિકી પૂર્ણીમાનો મોટો મેળો ભરાય છે તે વખતે એક લાખ યાત્રીઓની ભીડ જામે છે. મેળો દશ દિવસ ચાલે છે. પૂર્ણીમાની સમી સાંજના આરાત્રિકવેળા અરૂણચલેશ્વર મહાદેવની આરતી ઉતારી એક થાળમા કર્પુરને સળગાવી તે દાટી રાખી એજ વખતે ઘંટા, શંખ અને ભેરીના નાદ થાય છે અને પહાડપર પણ દીપમાળ પ્રગટાવવામાં આવે છે. ત્યાં એક ઘણી મોટી દીપિકા રાખેલી છે તે ઉપર સહુથી પ્રથમ દીવો પ્રગટાયેલો જોવાનું મહા ભાગ્ય મનાઇ છે તેથી એટલી ધક્કાધક્કી થાય છે કે પોલીસ ખાતાને વ્યવસ્થા જાળવવી મુશ્કીલ થઇ પડે છે. પહાડપર શિવાલય ઉપરાંત મુલઇપ્પનતીર્થમ્ નામનો કુંડ અને અસંખ્ય ગુફાઓ છે. કુંડમા સ્નાન કરવાનું ભારે મહાત્મ્ય મનાય છે.

ગુડીયટમ્—વસ્તી ૨૦૮૦૪ માણસની છે. વેપારનું સારૂ મથક છે. દર મંગળવારે મોટું બજાર ભરાય છે. રેલ્વે સ્ટેશનથી બે માઇલને અંતરે પાલીકોન્ડામાં એક પ્રાચીન મંદિર છે. મેલમટકુર ગામડાંમાં સરકારી ખેતીવાડી ખાતાંનું પ્રયોગ ક્ષેત્ર છે ત્યાં શેરડી અને કમ્બોડીઆ કપાસની નીપજના અખતરા કરવામાં આવે છે.



Characteristic Hillock of granite gneiss

સલેમ જીલ્લાના એડપડીની આસપાસ અબરખવાળા અને રંગી બેરંગી ભાતના પત્થરના ટેકરાનો દેખાવ



Beryl Crystals

કોઇમ્બતુર જીલ્લાના ધારપુરમ્ તાલુકાના પડીયુર અથવા પગલાઇ ખાતેથી મળી આવતા પન્ના

તીરૂપટુર—વસ્તી ૧૬૨૭૫ માણસની છે. આસપાસ દ્રાક્ષ નારંગી અને આંબાની મોટી વાડીઓ છે. આ ફળો તેની પેદાશ માટે ખાસ પ્રસિદ્ધ છે. બહાર દેશાવર ખાતે તે સઘળી ચીજો આ ગામથી મોટા પ્રમાણમાં ચડાવવામાં આવે છે. નાગરવેલનાં પાનની પણ સારી નીકાસ છે.

વાલાજાપેટ—વસ્તી ૧૦૮૧૩ ની. રેશમી કાપડનું વણાટ કામ સારૂં થાય છે.

આરકોટ—વસ્તી ૧૧૪૫૦. કર્ણાટક વંશના રાજાઓની જુની રાજધાનીનું શહેર હતું. અનાજના વેપારનું મોટું મથક છે. આરકોટ નવાબના વંશજો હજુ મદ્રાસમાં સારી પ્રતિષ્ઠા ભોગવે છે.

વણીયામ્બાડી—વસ્તી ૨૦૦૯૦. લબાઇ નામની સદાગિક કોમનું તે કેન્દ્રસ્થાન છે.

રાણીપેટ—પનાર નદીના કાંઠાપર આવેલું છે. વાલાજારોડથી શાખા રેલ્વે છે. ઇસ્ટ ઇન્ડીઆ ડિસ્ટીલરીઝ અને સુગર ફેક્ટરીઝ લીમીટેડ કમ્પનીનું પોટરી કામનું કારખાનું તથા પેરી એન્ડ કમ્પનીનું ફર્ટીલાઇઝરવર્ક અને એવાં બીજાં કારખાનાંઓ આવેલાં છે. રસાયનિક ખાતર બનાવવાનું એક સરકારી ખાતું પણ અહીંઆ છે. દર શુક્રવારે ઢોરોનું મોટું બજાર ભરાય છે. ગામમાં અનેક મોટાં (ટેનેરીઝ) ચામડાનાં કારખાનાં છે. જ્યાંથી દેશભરમાં ચામડાં મોકલવામાં આવે છે.

અમ્બુર—વસ્તી ૧૬૦૮૦ માણસની છે. અનાજ અને ફળપાનનો મોટો વેપાર છે. સોપારી, પાન, સંતરાંનો વેપાર ઘણો છે. અમ્બુરનું ચામડું પણ વખણાય છે.

તીરૂતની—જાત્રાનું મોટું ધામ છે. સ્ટેશનથી અરધા માઇલને અંતરે ડુંગરપર ભવ્ય દેવાલયો છે. ઓગસ્ટ અને જાન્યુઆરીમાં આદી કીર્તીકલ અને તાઇપીર્તિગલના મોટા મેળાઓ ભરાય છે. અનાજ અને કાપડનો વેપાર મોટા પાયા ઉપર ચાલે છે.

સોલીન્ગુર—સ્ટેશનથી ચાર માઇલને છેટે કાવેરીપાક નામનું મીઠાં જળનું મોટું સરોવર આવેલું છે. આખા ઇલાકામાં એના જેવું બીજું કોઇ સરોવર નથી.

કટપડી, આરકોનમ, જલારપેટ મોટાં રેલ્વે જંકશનો છે. મેલપટ્ટી-સ્ટેશનથી ૮ માઇલને છેટે મડુગદી કરીને ગામ છે ત્યાં સંતરાંની પેદાશ ઘણી થાય છે અને તે વખણાય છે.

પોલુર—ગામની વસ્તી ૯૯૦૩ માણસની છે આસપાસનો સઘળો પ્રદેશ પર્વતો અને જંગલોથી ભરેલો છે. ચેયાર નદી પશ્ચિમે એક ગાઉને છેટે વહે છે. ગામમાં નૃસિંહાવતારનું મંદિર છે. પોલુરથી પૂર્વમાં ૬ માઇલને છેટે તીરૂમાલા નામનું સ્થળ છે. ત્યાં જુના જૈન દેવળો છે જૈન કુટુંબોની વસ્તી પણ સારી છે. એક પ્રતિમાજી સવાસોળ ફીટની ઉંચાઇનાં છે.

આરણી—૧૪૨૮૬ માણસની વસ્તી છે. ગામ રેલ્વે સ્ટેશનથી સાત માઇલને અંતરે છે. મોટર બસ સરવિસ છે. વેપાર સારો છે.



Foliation of Gneiss Madakarai Coimbatore District

ડુગરનો દેખાવ જેમાથી સ્ફાટિક, અભ્રક અને પાટીઓ નીપજાવાય એવા પત્થરો મળેછે

## સેલમ જીલ્લો—

ઉત્તરમાં મહીસુરનું દેશી રાજ્ય અને ઉત્તર આરકોટ જીલ્લો, દક્ષિણે કોઇમ્બતુર અને ત્રીચિનોપોલી જીલ્લાઓના પ્રદેશ, પૂર્વમાં ત્રિચિનોપોલી જીલ્લો અને ઉત્તર, દક્ષિણ આરકોટના જીલ્લાઓ તથા પશ્ચિમે કોઇમ્બતુર જીલ્લો અને મહીસુરનું દેશી રાજ્ય આવેલ છે. તેનું ક્ષેત્રફળ ૬૯૧૨ ચોરસ માઇલ અને વસ્તી ૨૧૧૨૦૩૪ માણસની છે. તેમાં તામિલ, તેલુગુ અને કર્ણાટકી ભાષાઓ બોલાય છે.

જીલ્લાના દક્ષિણ વિભાગ સિવાય સઘળો પ્રદેશ પર્વતમાળાથી આવૃષ્ટ થએલો છે. પર્વતની હારમાળાઓની વચ્ચે રસાળ ખીણો આવેલી છે. જીલ્લાના મધ્યભાગમાં શેવરોયનો ડુંગર આવેલ છે. તેનું ઉંચામાં ઉંચું શિખર ૫૪૦૦ ફીટની ઉચાઇનું છે. ને તેનું નામ શિવરોયન છે. બ્રેઇનફેલ અને ડફહિલ નામનાં બીજાં બે શિખરો છે તેની ઉચાઇ અનુક્રમે ૫૩૦૭ અને ૫૨૩૧ ફીટની છે. નિલગિરિ જેમને વિશેષ ઠંડું લાગે તેમને માટે આ ડુંગરપર હવા ખાવાનું ઠીક છે. ડુંગરપરની સપાટીનું ક્ષેત્રફળ ૧૫૦ ચોરસ માઇલમાં છે, ડુંગરપર કોફી અને રબરના અનેક બગીચાઓ આવેલા છે. યેરકાડ નામનું સુંદર ગામડું વસાયેલું છે. ડુંગરપર દેશી ખ્રિસ્તિ અને યુરોપીઅન લોકોની મિલ્કતો અને ઇમારતો છે. તેમાં એકજ ગુજરાતી ગૃહસ્થ અને તે કચ્છી મેમણ શેઠ મહમદહુસેન જબરા મિલ્કતવાળા છે. સેલમ ટાઉન સ્ટેશનથી ડુંગર ૧૪ માઇલને અંતરે છે. તે એકજ રસ્તો સહુથી ઉત્તમ છે. બીજો રસ્તો કડીઅમ્પટી રેલ્વે સ્ટેશનથી ૧૨ માઇલનો છે. ત્રીજો રસ્તો બોમિડિ રેલ્વે સ્ટેશનથી ૧૯ માઇલનો છે. જવાને મોટર બસ, એકાગાડી વગેરેનાં સાધનો છે. ઉપર ચડવા માટે મજુરો પાલખીઓ વગેરે મળે છે, દર રવિવારે યેરકાડમાં મોટું બજાર ભરાય છે. યેરકાડથી ૪ માઇલને છેટે કોફીની મોટી વાડીઓ આવેલી છે. ડુંગરપરની વનસ્પતિમાં ભાતભાતનાં ફૂલઝાડ અને મહોટાં છાંયાળાં વૃક્ષો આવેલાં છે તેથી સૂર્યનાં કિરણોને પોતાનો પ્રતાપ જમાવતાં ભારે શ્રમ પડે છે. આ શિવરોય હિલ્સ ઉપરાંત પૂર્વમાં–કલરાયન ડુંગરાની હારમાળા, ઇશાનમા જાવડી અને અગ્નિકોણમાં પચઇમાલાના ડુંગરાઓ પડયા છે.

જીલ્લાની મુખ્ય નદી કાવેરી છે તે કોઇમ્બતુર અને આ જીલ્લાની વચ્ચે વહે છે. દક્ષિણ પનાર નદી પણ આ જીલ્લામાં થઇ દક્ષિણ આરકોટમાં જાય છે. ડુંગરાળ પ્રદેશમાં ઘાટાં જંગલો છે. વરસાદ સરેરાસ ૩૫ ઇંચ વરસે છે.

નાગલી અને જુવાર એ મુખ્ય ધાન્યની પેદાશ છે. ભોંયસીંગનો પાક પણ સારો થાય છે. તમાકુ પણ કેટલાક ભાગમાં ઉપજાવવામાં આવે છે.

કાપડનું વણાટકામ એ આ જીલ્લાનો મુખ્ય ઉદ્યોગ છે. ગોળ અને ખાંડ બનાવવાનાં કારખાનાંઓ પણ ચાલે છે. રાસીપુરમાં તાંબાપિત્તળનાં વાસણો બનાવવામાં આવે છે. તિરુ ચિન્ગોડુ તાલુકામાં પાટીના પત્થરોની ખાણો છે. સેલમ શહેરમા રેશમનું વણાટ કામ થાય છે. શેતરંજીઓ પણ ઉમદા પ્રકારની વણાય છે. સેલમ જીલ્લો આખા ઇલાકામા વણાટ કામનું ઉત્તમ મથક ગણાય છે. કુલે ૩૦ હજાર શાળો કામે લાગેલી અનુમાનવામાં છે. કુંજમાલા ડુંગરાની તળેટીમાં લોખંડ અને ક્રોમની ધાતુ મળી આવે છે. ચોક હિલ્સના ડુંગરાઓમાં મેગ્નેસીઝ અને એડપદી પાસે અબરખની ખાણો છે. નમકલ પાસેના કોલીમાલા ડુંગર અને ધરમાપુરીમાં કાવેરી કાંઠે આવેલા હોહનીક ઉપરથી સુંદર જલધોધ પડે છે, કોલી માલાના જલધોધમાંથી ત્રિચિનોપોલી સારૂ વિદ્યુતબળ મેળવવાનું કામ ચાલે છે.

સેલમ જીલ્લો પહેલા મહીસુર સંસ્થાનનો હતો અને તેનું નામ બડામહાલ હતુ, સાકરી, ત્રિચેગોડ, નમકલ, દેન્કની કોટા, રાયકોટા અને બીજી જગોએ ડુંગરાઓ ઉપર બાંધેલા મજબુત કિલ્લાઓ આવેલા છે.

આટુર, ધરમાપુરી, હોસુર, ક્રીશ્નગિરિ, નમક્લ, ઓમલુર, રાસીપુર, સેલમ, તિરૂચેગોડ, અને ઉતનકરા એ આ જીલ્લાના તાલુકાઓ છે.

મદ્રાસ સેન્ટ્રલ સ્ટેશનેથી શરૂ થએલી રેલ્વેલાઇન આરકોનમ આવી ત્યાથીજ લારપેઠ થતા તીરૂપટુર રેલ્વે સ્ટેશનથી આ જીલ્લામા પ્રવેશ કરે છે ને પાલઘાટ તરફ જાય છે તે લાઇન ઉપર કગન કરા, સામલપટી, દશનપટી, દોધામપટી, મોરપ્પુર જંકશન, બુદ્દિરેદ્દિપટી, બોમિડિ, લોકુર, દનીશપેટ, તિનાપટી, સેલમ જંકશન, વિરપન્ડી રોડ, વામ્બદીતલમ્ મેકડોનાલ્ડ ચોલ્ટ્રી, કલીપટીરોડ, સાકરીદુર્ગ, અનન્તુર, કાવેરી, એ સ્ટેશનો આ જીલ્લામા આવેલા છે. ઇરોડ જંક્શનથી કોઇમ્બતુર જીલ્લો શરૂ થાય છે

તિરૂપટુર જંકશનથી એક શાખા કૃષ્ણાગિરિ સુધી ગઇ છે તેનાપર પેરીઆગરમ્, પેરીઆ કદીલ, બટશુર, કન્ડીકુપન અને કૃષ્ણાગિરિ સ્ટેશનો છે મોરપ્પુર જંક્શનથી એક શાખા હોસુર સુધીની છે તેનાપર રાણીમુખનુર, સેમનહલ્લી, ધરમાપુરી, ઇરૂલપટી, પાલકોડ કનયહલ્લી, મારન્ડહલ્લી, રાયકોટા, નાગટુના, કેલમગલમ્ અને હોસુર સ્ટેશનો છે.

સેલમ જંકશનથી એક શાખા છે તેનાપર સેલમ માર્કેટ અને સેલમ ટાઉન સ્ટેશનો છે સેલમ મારકેટને સેવાપેટ પણ કહે છે.

જીલ્લામા જાણવાજોગ સ્થળો નીચે મુજબ છે.

સેલમ—જીલ્લાનુ મુખ્ય શહેર છે વસ્તી ૫૨૨૪૪ માણસની છે વણાટકામ માટે ઘણુ વખણાય છે. રૂ, બોયર્મીંગ તેલ, ઘી, તલ, આમા, નાગરવેલના પાન, કઠોળ અને ફુલઝાડ પાન બીજાં વેપારના મથકો ખાતે મોટા પ્રમાણમા ચડાવવામા આવે છે, શહેર સુધરાઇખાતુ ઘણુ ચડતીકળાનુ છે. શહેરને પીવાનુ સ્વચ્છ જળ શહેરથી ૮ માઇલને અંતરે પાનમારટ પટિ નામનું સ્થળ છે ત્યાથી નળ વાટે લાવવામા આવે છે. નિજ હસ્તકની શાળાઓમા પ્રાથમિક શિક્ષણ મફત છે કાંતણ અને વણાટનુ શિક્ષણ શાળામા દાખલ કર્યુ છે તે ઉપરાંત ઉદ્યોગશાળા અને બાળાભવન ચલાવવામા આવે છે. શાળામા રાષ્ટ્રીયગીતો શીખવવામા આવે છે

સેલમ ટાઉનમાજ આપણા ગુજરાતીઓ રહે છે. સેલમ મારકેટમા કોકની માત્ર દુકાનો જ છે સેલમ જંકશનમા કોઇ ગુજરાતી વસવાટ નથી. સેલમની આસપાસ શિવરોય હિલ્સ, યેરકાડ, પાન મારટુપટિ વોટર વર્કસ, ચોક હિલ્સ, કેલ્સ સ્ટેશકેગ, હોહાનીકનો જલધોધ, અયોધ્યાપટનમ, તન્મંગલમના દેવાલય, હનુમાનતીર્થ, અને તીર્થમાલા નામના સ્થળો જોવા લાયક છે.

નીચે મુજબની મોટરબસ સર્વિસ દોડે છે

૧. સેલમ-નમક્લ, ૨. સેલમ-કોમારપાલયમ, ૩ સેલમ-ત્રિચેગોડ, ૪. સેલમ—આટુર, ૫ સેલમ-રાસીપુર, ૬. નમક્લ-ત્રિચેગોડ, ૭ નમક્લ-ત્રિચી, ૮. નમક્લ-મોહનુર, ૯. નમક્લ-પરમતી, ૧૦. ધરમાપુરી-પેન નગરમ્, ૧૧. ધરમાપુરી-કૃષ્ણાગિરિ કાવેરી પટનમ્ થઇને, ૧૨. ક્રીશ્નાગિરિ-હોસુર, ૧૩ હોસુર-બેંગલોર.



Foliation of Gneiss Madakarai Coimbatore District

ડુંગરનો દેખાવ જેમાંથી સ્ફટિક, અભ્રક અને પાણીઆ નીપજાવાય એવા પથ્થરો મળેછે

ધર્મપુરી—વસ્તી ૧૪૩૯૩ માણસની છે. ગામમા મલિકાર્જુન સ્વામિનુ શિવાલય અને પર-વાસુદેવ પેરૂમાલનુ કૃષ્ણમદિર જોવા લાયક છે. રવિવારે બજાર ભરાય છે ગામની દક્ષિણે ૫ માઇલ ઉપર આનમનકોટા ગામ છે ત્યા માર્ચ-એપ્રીલના અરસામા અને પશ્ચિમે સાત માઇલને છેટે ઇન્દૂર કરીને ગામ છે ત્યા એપ્રીલ-મેના અરસામા ઢોરોના મોટા બજારો ભરાય છે જે દશ દિવસ સુધી ચાલે છે.

હોસુર—બેગલોરથી ૨૫ માઇલને છેટે છે. મોટર રસ્તો છે. હવા શિતલ છે. દેશની મોટામા મોટી લશ્કરી રિમાઉન્ટ ડિપો અહીંઆ આવેલી છે

બગુર—ની દ્રાક્ષ ઘણી વખણાય છે. રામીપુરમ્-વસ્તી ૧૩૯૭૮ મેન્ડમગલમ્-વસ્તી ૧૨૯૭૭ નિરુચેગોડુ-વસ્તી ૧૦૫૧૩ વગેરે બીજા ગામો વેપારના સાર મથક છે,

## કોઇમ્બટુર જીલ્લો;—

મેનમની પશ્ચિમે આ જીલ્લો આવેલો છે તેનુ ક્ષેત્રફળ ૭૨૨૫ ચોરસ માઇલનુ અને વસ્તી ૨૨૧૯૮૧૮ માણસની છે તેમા તામિલ અને કર્ણાટકી મુખ્ય ભાષાઓ છે.

જીલ્લાનો ઉત્તર પ્રદેશ મેદાનનો છે. મહીસુરના સસ્થાનથી બિલિગિરિ રગમ્ અને બીજા પહાડોની આડશથી જુદો પડે છે નિલગિરિના પહાડો વાયવ્યમા અને અનમના નૈરૂત્યમા આવેલા છે કાવેરી નદી મુખ્ય નદી છે તથા ભવાની, નોયીલ અને અમરાવતી નાની નદીઓ આ જીલ્લામા છે તે નદીઓ કાવેરીને મળે છે. જીલ્લાનો ૩ હજાર ચોરસ માઇલના વિભાગનો પ્રદેશ જગલોથી ઘેરાએલો છે. એ જગલોમા દેશના સર્વ જાતના મોટા વનચર પશુઓ જેવા કે, હાથી, સિહ, દીપડા, વાઘ, રીંછ ચિત્તા, વરૂઓ વસે છે બિલિગિરિ પહાડોની દુપટ હારોની વચમા સુદર ખીણો આવેલી છે જીલ્લાની આબોહવા સુખાકારી ભરેલી અને પહાડોની તળેટીમા જરા આરોગ્યવાળી છે. વરસાદનુ પ્રમાણ પણ એકસરખુ નથી ૨૦ માઇલથી લઇને ૩૮ ઇચ સુધી વરસાદ વરસે છે.

બાજરી, જુવાર, નાગલી, ચણા આ જીલ્લાની ખેતીની પેદાશ છે. ચોખા ઘણુ થોડા થાય છે. જીલ્લામા મોટે ભાગે જમીનદારીઓ છે જમીનદારો સરકારને વાર્ષીક ભરણુ ભરે છે અને પોતાના ખેડૂતોને જમીન આપી વારસીક વેણુગી લે છે. કાપડના વણાટ કામ સારૂ જીલ્લામા અઢાર હજાર શાળા કામે લાગ્યાનુ અનુમાન છે રેશમનુ વણાટ કામ થાય છે રૂ એ આ જીલ્લાની મુખ્ય નિકાસ છે

અવનાશી, ભવાની, કોઇમ્બટુર, ધારપુરમ, ઇરોડ, ગોપીચેટીપાલયમ્, કોલેગલ, પલ્લડમ, પોલાચી અને ઉડ્મલપેઠ એ આ જીલ્લાના તાલુકાઓ છે

ઇરોડથી પ્રવેશેલી અને પાલઘાટ તરફ જતી રેલ્વે લાઇન ઉપર ઇરોડ જંકશન, તોતીય પાલયમ્, પેરુન્દુરાઈ, ઉન્ગુર, તિરુપ્પુર મંગલમ્, ઉદુકુલિ, કુલિપાલયમ્, તીરૂપુર, વન્જીપાલયમ્, સોમનુર, સુલુર, સિગનલુર, પોદનુર જંકશન, મદુકરાઇ, વલયાર, કાંજીકોડ અને ઓલવકોટ જંકશન સ્ટેશનો આ જીલ્લામા આવેલા છે

ઇરોડ જંક્શનથી એક શાખા ત્રિચિનોપોલી તરફ ગઇ તેના પર ઇરોડ જંક્શન, ચાવડી પાલયમ, પસુર, કોનનકી, ઉન્જલુર સ્ટેશનો આ જીલ્લામાં છે

પોદનુરથી મેટુપાલયમ જતી લાઇન ઉપર, પોદનુર, કોઇમ્બતુર, તુડીયલુર, પેરીયાનાયકન પાલયમ, કરાઇમડા અને મેટુપાલયમ સ્ટેશનો અને પોદનુરથી પોલાચી તરફ જતી લાઇન ઉપર પોદનુર, ચેટી પાલયમ, કિનતુકડાવુ, કોવિલ પાલયમ અને પોલાચી સ્ટેશનો આ જીલ્લામાં છે

જીલ્લામાં જાણવાજોગ સ્થળોની વિગત નીચે મુજબ છે.

કોઇમ્બતુર—જીલ્લાનું મુખ્ય સ્થળ છે તેની વસ્તી ૬૫૭૮૮ માણસની છે તેમાં બે સ્પીનિંગ મિલ, એક વિવિંગ મિલ, એક ટાઇલ ફેક્ટરી અને કેટલાક કોટન પ્રેસ આવેલા છે ખેતીવાડી ખાતાની સરકારી કોલેજ અને ઇન્ડસ્ટ્રીઅલ સ્કુલ છે વેપારનું મથક ઠીક છે.

પોલાચી—વસ્તી ૧૧૮૬૯ માણસની છે અનમલા હિલ્સ સ્ટેશનથી ૮ માઇલને અંતરે છે તે હિલ્સ ઉપર [illegible] અને ચાના બગીચાઓ છે ત્યાં જનારાઓએ પોલાચીથી જવું જોઇએ. બગીચાઓ માટે જોઇતા સરસામાન માલ મોટાના વેપારનું મોટું મથક પોલાચી છે દર ગુરૂવારે મોટું બજાર ભરાય છે આ બજાર આખા દક્ષિણમાં મોટામાં મોટું ગણાય છે

પાલની હિલ્સ અને ઉદમલપેટ જનારાઓ સારૂ પણ પોલાચી જ સ્ટેશન છે મોટર બસો ઉદમલપેટ (૧૮ માઇલનું છેટું) અને પાલની (૪૨ માઇલનું છેટું) માટે દોડે છે કોઇમ્બતુર, પાલઘાટ, તિરૂપુર, પાલની, ઉદમલપેટ અને અનમલા હિલ્સના મથકોના વેપારનું પોલાચી કેન્દ્રસ્થાન છે

તિરૂપુર—વસ્તી ૧૦૭૫૧ માણસની છે રૂનું મોટું મથક છે રૂની મોસમમાં મુંબઇ, બા[illegible], પલ્લડમના રૂના વેપારીઓના આડતીઆઓથી ગામ ઉભરાઇ જાય છે તીરૂપુર અને ધારાપુરમ (૩૦ માઇલનું છેટું) વચ્ચે મોટરબસ સર્વિસ છે પ્રદેશની પેદાશમાં મરચાં, કરડી, અને લસણ મુખ્ય છે તીરૂપુર અને ચેટી પાલયમમાં બે રૂ પીંજવાની મિલો છે ચેટી પાલયમની સીમમાંથી પેમન-ચરમાના કાચ જેવા સ્ફટિક પથ્થર મળી આવે છે તીરૂપુરથી ૫ માઇલને અંતરે અવનાશી નામનું સ્થળ જોવા લાયક છે દર મંગળવારે તીરૂપુરમાં મોટું બજાર ભરાય છે વરસમાં એકવાર પશુ પ્રદર્શન ભરાય છે

ઉદમલપેટનો ગોળ વખણાય છે અને કોલેગલમાં રેશમનો ઉદ્યોગ સારો છે

## ત્રિચિનોપોલી જીલ્લો—

આ જીલ્લાની ઉત્તરમાં સેલમ પૂર્વમાં દક્ષિણ આરકોટ, દક્ષિણે તાંજોર જીલ્લો અને પુદુકોટા દેશી રાજ્ય તથા મદુરા જીલ્લો અને પશ્ચિમમાં કોઇમ્બતુર જીલ્લો આવેલો છે જીલ્લાનું ક્ષેત્રફળ ૪૩૧[illegible] ચોરસ માઇલ અને વસ્તી ૧૫૦૨૮૩૮ માણસની છે. જીલ્લાની મુખ્ય ભાષા તામિલ છે

પ્રદેશ સાધારણ રીતે સપાટ છે પણ ક્યાંક ક્યાંક ટેકરાઓ છે કોલીમાલા અને પચઇમાલા એ મોટા ડુંગરો છે પચઇમાલા આ જીલ્લાને સેલમથી જુદો પાડે છે ત્રિચિનોપોલીની પશ્ચિમે ૧૧ માઇલ ઉપર કાવેરી નદીના બે ફાંટા પડી જાય છે તેમાંના એક ફાંટાનું નામ કોલેરૂન છે એવી રીતે

શાખાંઓ વહીને ત્રિચિનોપોલીની પૂર્વમાં ૧૦ માઇલને છેટે પાછી મળી જાય છે. કોલેરૂન નદીવાળી શાખા આ જીલ્લાને તાંજોર જીલ્લાથી જુદો પાડે છે. આ જીલ્લા અને દક્ષિણ આરકોટના વચ્ચે વેલ્લાર નામની બીજી એક નદી વહે છે. આનમલા અને પાલનીના ડુંગરામાંથી નીકળી ૧૪૦ માઇલ સુધી વહી અમરાવતી નામની નદી આ જીલ્લામાં કરૂર પાસે કાવેરીને મળી જાય છે.

સારા ઇલાકામાં આ જીલ્લો ગરમમાં ગરમ છે પણ આબોહવા સુખાકારી ભર્યા છે. વરસાદનું પ્રમાણ સરેરાસ ૩૫ ઇંચનું છે. ચાવલ એ જીલ્લાનો મુખ્ય પાક છે તોપણ જુવારી, બાજરી, નાગલી અને વરગ નામનાં એક ધાન્યની પેદાશ પણ થાય છે. ચણા, રૂ, શેરડી, તમાકુ ગળી વગેરે પણ નીપજાવવામાં આવે છે. જીલ્લામાં કાપડનું વણાટકામ, ઝવેરાત કીંમતી નંગોનું દાગીનામાં જડતર કામ અને ચીરૂટ બનાવવાનું કામ સારા પાયા પર છે ને તે જીલ્લાના ખાસ ઉદ્યોગો છે. જીલ્લામાં દશ હજાર શાળો કામે લાગ્યાનું અનુમાન છે.

કરૂર, કુલીતલાઇ, લાલગુડી, મસુરી, પેરામ્બલુર, ત્રિચિનોપોલી અને ઉદયાર પાલયમ્ એ આ જીલ્લાના તાલુકાઓ છે.

ઇરોડથી આવેલી રેલ્વે લાઇન ઉપર ઉન્જલુર પછી કોડુમુડી, નોયલ, પુગલુર, કરૂર, સનપીરટી, પુઇલયુર, કતલા સીતાનવર્ઈ, મહાધનપુરમ્, લાલપેઠ, તીમચીપુરમ, કુલીતલા, મરૂડુર, પેટાઇવયતલા, પેરૂકમણી, એલમનુર, જિયાપુરમ્, મેકુડી, મુરૂન્ગપેટા, શ્રીરંગમરોડ, ત્રિચિનોપોલીફોર્ટ, ત્રિચીપલકરા, ત્રિચિનોપોલી જંકશન સ્ટેશનો આ જીલ્લામાં છે પછીથી તાંજોર જીલ્લો શરૂ થાય છે.

માયાવરમ જંકશનથી આવેલી અને ત્રિચિનોપોલી જંકશનથી મદુરા જતી રેલ્વેલાઇન ઉપર ત્રિચિનોપોલી જંકશન, પુન્ગુડી, સત્રાશીપટી, કોલતુર, સમુદ્રમ્, માનપરા, ચેટીયપટી, એલંગકુરિચિ, વઇયમ્પટી સ્ટેશનો આ જીલ્લામાં છે. પછી મદુરા જીલ્લો શરૂ થાય છે.

જીલ્લામાં જાણવાજોગ સ્થળોની વિગત નીચે મુજબ છે.

ત્રિચિનોપોલી—જીલ્લાનું મુખ્ય સ્થળ છે તેની વસ્તી ૧૨૦૪૨૨ માણસની છે. શહેરના કેન્ટોન્મેન્ટ અને ફોર્ટ એવા બે વિભાગ છે. કેન્ટોન્મેન્ટમાં યુરોપીઅન, દેશીખ્રિસ્તી અને લશ્કરી અમલદારો રહે છે. ફોર્ટમાં ગીચ પ્રજાની વસ્તી છે. આ શહેરમાં ચાર રેલ્વે સ્ટેશનો છે. ત્રિચિનોપોલી જંકશન, ત્રિચિનોપોલી ફોર્ટ, ત્રિચિપલકરા અને ગોલ્ડન રોક શહેરની મધ્યમાં જવા માટે ત્રિચિનોપોલી ફોર્ટનું સ્ટેશન અનુકુળ પડતું છે. સાઉથ ઇંડીઅન રેલ્વે કમ્પનીની વડી ઓફીસો કેન્ટોન્મેન્ટમાં છે. જનરલ ઓફિસ જંકશન સ્ટેશનની નજીકમાં છે. ફોર્ટ સ્ટેશનથી ૭ એક ફરલાંગને છેટે કાવેરી નદીના કાંઠે ધર્મશાળાઓ છે' જંકશન સ્ટેશનપર શહેર બતાવવાને ભોમીઆઓ મળે છે જે સાથે આવીને શહેર બતાવવાના એક રોજના ત્રણ રૂપીઆનો ચાર્જ લે છે. ત્રિચિનોપોલી જંકશનથી પુદુકોટા દેશી રાજ્યધાની જે ૩૩ માઇલને અંતરે છે ત્યાં જવાને રોજ મોટર સર્વિસ મળે છે. ત્રિચિ ફોર્ટથી ૭૨ માઇલને છેટે આવેલ નમકલ સુધીની મોટર સર્વિસ પણ છે. શહેરનો મુખ્ય ઉદ્યોગ સીગારેટ બનાવવાનો છે તે માટે ત્રિચિનોપોલી ખાસ પ્રખ્યાત છે. સોના ચાંદીનાં નકસીદાર વાસણો પણ સારાં બને છે. હાર્ડવેર અને બુટની બનાવટ પણ વખણાય છે. માણેક વગેરે કીંમતી નંગો માટે દુનિઆમાં ત્રિચિનોપોલી એક

મોટામાં મોટું વેપારનું મથક છે. ધાન, કેળાં, નાળિએર અને આંબાની નીપજ પુષ્કળ છે. ફોર્ટ સ્ટેશનથી અરધા ગાઉને છેટે ગામની વચ્ચોવચ રોજ મોટું બજાર ભરાય છે. ડિસેમ્બર, જાન્યુઆરી અને માર્ચ માસમાં વરસો વરસ સમયપૂરમ્ નામનાં પરાંમાં ઢોરોનાં મોટાં બજાર ભરાય છે.

કાવેરી નદીમાં શ્રીરંગમ્નો ટાપુ આવેલો છે તે ટાપુપર ૨૩૧૫૦ માણસની વસ્તી છે. શ્રીરંગનાથ સ્વામિનું વિષ્ણુનું મંદિર એ ટાપુપર આવેલું છે. ત્યાં જવા માટે પુલ બાંધવામાં આવ્યો છે. દક્ષિણ હિન્દમાં આ દેવાલય વિશાળ અને ધનાઢ્ય છે. એ જ ટાપુ પર શ્રીરંગનાથ વિષ્ણુ મંદિરથી અરધોક માઇલ છેટે જંબુકેશ્વરનું શિવાલય છે. બન્ને મંદિરો જોવા લાયક છે. ટેપકુલમ્ તળાવ, નવાબનો રાજમહેલ, ચંદા સાહેબનો મુકરબો, સેન્ટ્રલ જેઇલ, ગોલ્ડન રોકપર રેલ્વેની વર્કશોપ વગેરે સ્થળોની મુલાકાત પણ લેવી જોઇએ.

ચેટીકોલમ, સીરૂવચુર, કુલીતલાઇ, કોટ્ટુપુરી વગેરે નાનાં ગામો છે અને ત્યાં દરેક સ્થળે પ્રાચીન દેવાલયો આવેલાં છે.

કરૂર—વસ્તી ૧૮૨૪૯ માણસની છે. વેપારનું સારૂં મથક છે ગામથી એક માઇલને છેટે તનતોની માલાના ડુંગરપર એક વિષ્ણુ મંદિર છે ત્યાં વાર્ષિક મોટો મેળો ભરાય છે.

તુરયતુર—એક વેપારી મથક છે. વસ્તી ૧૩૪૫૬ માણસની છે. ચેન્દમંગલમ્ નામનાં ગામમાં લોખંડ ગાળવાની દેશી ભઠ્ઠીઓ છે.

## મદુરા જીલ્લોઃ—

ઉત્તરે કોઇમ્બતુર, ત્રિચિનોપોલી અને તાંજોર જીલ્લાઓ પૂર્વમાં રામનાદ, દક્ષિણમાં તિનેવેલી અને પશ્ચિમે ત્રાવણકોરનું દેશીરાજ્ય આવેલ છે. તેનું ક્ષેત્રફળ ૪૯૦૭ ચોરસ માઇલ અને વસ્તી ૨૦૦૭૦૮૨ માણસની છે. જીલ્લામાં તામિલ, તેલગુ અને હિન્દુસ્થાની ભાષાઓ બોલાય છે.

જીલ્લાના પ્રદેશમા નાના મોટા પર્વતો આવેલા છે જેમાં પાલનીનો પર્વત ઘણો પ્રસિદ્ધ છે તેની ઉંચાઇ ૮૦૦૦ ફીટની છે. તેને વરક પર્વત પણ કહે છે. એજ પર્વત ઢોળાવમા નીચે થતાં જતા સિરૂમાલા, કરન્ત માલા, અને અલગરના ડુંગરાઓ બને છે. સિરૂમાલા ડુંગરની હારમાળા તો ૨૦ માઇલની લંબાઇની છે તેની ઉંચાઈ ૩ હજાર ફીટ જેટલી છે. જીલ્લામાં વાઇગઇ મુખ્ય નદી છે. ત્રાવણકોર સંસ્થાનમાંની પેરીયાર નદીના જલસમુદ્રને એકબંધ બાંધી આ જીલ્લાના ઉપયોગ સારૂ વાળી લેવામાં આવ્યો છે. વરસાદનું પ્રમાણ સરેરાસ ૩૨ ઇંચનું છે. હવા અનારોગ્યતા વાળી છે.

જીલ્લાની ખેતીવાડીમાં, ધાન, જુવારી, બાજરી, નાગલી, વરગ વગેરેની નીપજ છે. ફળફૂલના વૃક્ષો ઘણાં છે. ડિંડિગાલ અને કોડાઇકનલ તાલુકાઓમાં કેળાં, એલાયેચી અને કોફીની વાડીઓ પુષ્કળ છે. જીલ્લાની બીજી મુખ્ય પેદાશ કપાસની છે. ૧૮૦૫૪૫ એકરમાં કપાસનું વાવેતર થાય છે. તમાકુ અને તેલીબીયાંની પણ ખેતી થાય છે. મદુરા શહેરમાં કાપડનું વણાટ અને રંગાટકામ ઘણું સુંદર થાય છે. તાંબાં પિત્તળનાં વાસણો પણ બનાવવામાં આવે છે. ડિંડિગાલમાં સિગારેટ, અને પંચ ધાતુ બનાવવાનાં કારખાનાં છે. કાપડની મિલો પણ છે. જીલ્લામાં ૮૯૪૮ શાળો કામે લાગ્યાની છેલ્લી ગણત્રી થઈ છે, જેમાંની ૩૫૮૩ માત્ર મદુરામાંજ અને ૨૨૨૯ ડિંડિગાલમાં છે.

ડિંડિગલ, કોડાઈકનલ, મદુરા, મેલુર, નિલકોટા, પાલની, પેરીયકુલમ્, અને તીરૂ મંગલમ્ એ આ જીલ્લાના તાલુકાઓ છે.

ત્રિચિનોપોલીથી આવતી રેલ્વે લાઇન ઉપર વઈયામ્પતિ પછી કલપટીછત્રમ, અયલુર, વડમદુરા, તમરાઈપટી, ડિંડિગલ, વેલોડુ, અમ્બાતુરાઇ, કોડાઇકનલ રોડ, વડીપટી, કરૂપટી, શોલ વન્દન, સમયનલુર મદુરાબ્રીજ, મદુરા જંકશન, મદુરા ઇસ્ટ, સીલઇમન, વગેરે સ્ટેશનો આ જીલ્લામાં છે પછી રામનાડ જીલ્લો શરૂ થાય છે. મદુરા જંકશનથી વિરૂદુનગર તરફ જતી લાઇન ઉપર પણ માલા, તીરૂપરન્કુન્ડરમ્ કપ્પલુર વગેરે સ્ટેશનો આ જીલ્લામાં છે પછી રામનાડ જીલ્લો શરૂ થાય છે.

જીલ્લામાં જાણવાજોગ સ્થળો નીચે મુજબ છે.

મદુરા—૧૩૮૮૯૪ માણસની વસ્તીવાળું વાઇગઇ નદીના કાંઠે આવેલું જીલ્લાનું મુખ્ય શહેર છે. ઈશુની બીજી સદીમાં વંશ શેખર નામના નાયકે તામિલ ભાષાની વિદ્યાપીઠ સ્થાપી હતી. ગ્રીક અને રોમન લોકને પણ આ શહેરનો પરિચય હોવો જોઇએ કેમકે એનાં સાહિત્યમાં કેટલેક સ્થળે આ શહેરનું વર્ણન છે. વળી વાઇગઇ નદીના પટમાંથી રોમન અને ગ્રીકના જુના સિક્કાઓ કેટલીકવાર મળી આવે છે. મદુરા અને તીરૂપટુર ૩૮ માઇલ, દેવકોટા ૬૦ માઇલ, કરઈકુડી ૫૨ માઇલ, અલન્ગનુર ૮ માઇલ, મેલુર ૧૯ માઇલ, ઉતમપાલયમ ૬૫ માઇલ વચ્ચે મોટરબસ સર્વિસો છે, ગામમાં ઘણીએ ધર્મશાળાઓ છે. જરીદાર બારીક મઝલીનનું કાપડ મદુરાનું ઘણું વખણાય છે, સાડીઓ ઓઢણીઓ, પાઘડીઓ, વગેરે ઘણા સુંદર બને છે. રંગાટકામ એ મદુરાની ખાસ વિશેષતા છે. કાષ્ટ અને ધાતુપરનાં શિલ્પકામ પણ અદ્દભૂત ચાતુરીવાળાં છે. કાપડ અને ધાનનાં ઘણાં કારખાનાં શહેરમાં આવેલાં છે. દર ગુરૂવારે અને રવિવારે મોટાં બજારો ભરાય છે. કારતીક અને ચૈત્ર માસમાં બે મ્હોટા મેળાઓ ઉજવાય છે. શહેરના મધ્ય ભાગમાં મીનાક્ષીદેવી અને સુન્દરેશ્વર મહાદેવનાં સુંદર વિશાલ શિલ્પકળાના અદ્દભૂત નમુનાનાં દેવાલયો આવેલાં છે. એ દેવાલયનું મુખ પ્રદેશદ્વાર વિટવસલ સ્ટ્રીટમાં મિનાક્ષી દેવીનાં મંદિરવાળા ભાગમાં આવેલું છે. પ્રવેશ કરતાંજ અષ્ટલક્ષ્મી જેમાં આઠ લક્ષ્મીઓની મૂર્તિઓ છે એવો મંડપ નજરે પડે છે. તે ઉપરાંત મીનાક્ષી દેવીના જીવન પ્રસંગના કેટલાંક દશ્યોની પ્રતિમાઓ જોવાય છે. બાદમાં શ્રી ગણેશનું મંદિર આવે છે. જમણા હાથપર પટ્સુખા કાર્તિક સ્વામિ જેને સુબ્રહ્મણ્ય સ્વામિ કહે છે તેનું દહેરૂં છે. વળી અંદર જતાં શિવ શિકારી રૂપે અને શિવા સિકારિણી રૂપે હોય એવી પ્રતિમાઓ જોવામાં આવે છે. પછી શિવગંગા જમીનદારનાં સમર્પેલા પિત્તળનાં કમાડવાળા અંતર ભાગમાં પ્રવેશાય છે. અંધાર મંડપમાંથી પસાર થતાં સુવર્ણ કમલના સરોવર આગળ અવાય છે. ત્યાં શિલ્પ કામનાં કેટલાક નમુના સુવર્ણ વિમાન સુંદરેશ્વર પરનો સુવર્ણ મંડપ, પાંચપાંડવો, હરિશ્ચંદ્ર તારામતિ વગેરેનાં દશ્ય જોતાં સુન્દરેશ્વર મંદિરમાં જતાં યશઃ સ્થંભોપર દેવાલયનો ઇતિહાસ આપતા તામિલ અને સંસ્કૃત શિલાલેખો છે. પછી શત સ્થંભનો સભામંડપ આવેલ છે જેમાં સૂર્ય મધ્યભાગે હોય એવા નવ ગ્રહની પ્રતિમાઓ છે. શિવના ૨૫ સ્વરૂપો, નંદી, સુવર્ણધ્વજ સ્થંભ, શિવ અને કાલિનું નૃત્ય વગેરે પ્રતિમાઓ જોતાં પાછળના ભાગમાં ધાતુનાં વાહનો પાસે અવાય છે. વિશાળ મંદિરમાં અનેક રમણ્ય સ્થાનો જોવાલાયક છે. મિનાક્ષીનું ભવ્ય મંદિર જોતાં ધરાતાં નથી. તિરૂમલ નાયકનો રાજમહેલ દોઢ માઇલને છેટે છે તે ઘણો ભવ્ય અને અક્કલ કામ ન કરે તેવી કારીગરીવાળો છે. પાલયમપતિ

જમીનદારના બગીચામાં વિશાળ પ્રાચીન વડ છે. મદુરાથી પાંચ માઇલ ડુંગર છે તેનો આકાર હાથીના જેવો હોવાથી તે હસ્તિગિરિ કુંજરમાલા અથવા એલીફન્ટ રોકના નામથી પ્રસિદ્ધ છે. તે બે માઇલની લંબાઇનો, ૨ ફરલાગમાં પહોળાઇનો અને માત્ર ૨૫૦ ફીટની ઉંચાઇનો છે. બીજના દિવસે હજારો વણકરો ત્યા જઇ પુજા કરે છે.

દક્ષિણ હિન્દનું સુન્દરમા સુંદર શહેર મદુરા છે. અમેરિકા અને યુરોપના પ્રવાસીઓ હિન્દમા આવે છે તો મદુરાની મુલાકાત લેવાને ચુકતા નથી. મદુરામા ગુજરાતીઓની વસ્તી પણ છે. પણ જુનાગઢના મોમપરા બ્રાહ્મણો જેઓ હાલ સોરાષ્ટ્રીઓ કહેવાય છે તેઓ અહીંઆ ૪૦ હજારની સંખ્યામા વસેલા છે તેમાના મોટા ભાગનો ઉદ્યોગ વણાટ અને રંગાટ કામનો છે.

ડિંડિગાલ—૩૦૯૨૨ માણુસની વસ્તી છે. સિરૂમાલા અને પાલની ડુંગરોની વચ્ચેના મેદાનમા આવેલું હોવાથી શિતળ હવાવાળું શહેર છે. ડિંડિગાલ અને પાલની વચ્ચે ૩૮ માઇલના અંતર સુધી મોટર બસ સર્વિસ છે. ગામનો મુખ્ય ઉદ્યોગ સીગારેટ તથા તેજુરી, તાળા, પંચધાતુના વાસણો બનાવવાનો છે. આસપાસના ડુંગરાઓ ઉપરથી કોફી અને એલાયચી ગામની બજારમા વેચાણ માટે જથાબંધ આવે છે. ગામમા એક પુરાણો કિલ્લો છે. મેસર્સ સ્પેન્સર એન્ડ કંપનીની સીગારેટ ફેક્ટરીનું કામ જોવા લાયક છે.

કોડાઇકનલ રોડ—વસ્તી ૪૭૮૩ માણુસની છે. પાલની હિલ્સપરના કોડાઇકનલ હવાખાવાના સ્થળે જનારાએ આ સ્ટેશનપર ઉતરવુ પડે છે. બન્ને સ્થળો વચ્ચે વાહનોની સગવડતા સારી છે. કોડાઇકનલ ડુંગરપર સાત હજાર ફીટની ઉંચાઇએ આવેલું છે. ફેબ્રુઆરીથી અક્ટોબર સુધી યુરોપિઅન અને અમેરિકન લોકની ભારે આવજાવ રહે છે. આબોહવા શિતલ અને સુખાકારી ભરેલા છે. ત્રણ માઇલના ઘેરાવાવાળા તળાવની આસપાસ ગામ વસાયેલુ છે. વરસમા સરેરાસ ૬૦ ઇંચ વરસાદ વરસે છે. દુનિઆમા ઉત્તમોત્તમ હવાના ત્રણ સ્થળો છે તેમાનું આ એક છે એમ કહેવાય છે. ડુંગર પર સિલવર કેસ્કેડ, પમ્બર, ફેરી વોટર ફોલ્સ અને પિલર રોક્સ જોવા લાયક સ્થળો છે. ડુંગરના ઉંચામા ઉંચા શિખર પર સરકારી વેધશાળા છે રેલ્વે સ્ટેશનથી ૬૫ માઇલને અંતરે પેરીઆર ઈરિગેશન વર્કસ આવેલું છે. આ રાક્ષસી કામ પણ જોવાલાયક છે. પેરીઆર નદીના પટ ઉપર ૧૩૬ ફીટ અને ૬ ઇંચની તળીએ પહોળાઈનો અને ૧૪૪ ફીટ ઉંચાઇનો એક જબરો બંધ બાંધી ૧૭૬ ફીટની ઉંડાઈનો ૮ હજાર એકરના ક્ષેત્રફળવાળો એક જલ સમુદ્ર બનાવવામા આવ્યો છે તેમાથી ૫૩૪૨ ફીટ લંબાઇની એક ખુલ્લી નહેર વાટે પાણી વહાવી લઇ જવામા આવે છે પછી આગળ જતા એક વિશાળ ધુનાના રૂપમા તે જલસમુહ બને છે અને ત્યાથી નાની નાની નીકો વાટે ચોદિશામા પાણી પુરૂં પાડવાની શરૂઆત થાય છે. આ કામ ૧૮૮૭ ના સપ્ટેમ્બરમા શરૂ કર્યું હતું અને ૧૮૯૫ ના ઓક્ટોબરમા પુરૂં થયું હતું.

પાલની હિલ્સની લંબાઈ ૫૪ માઇલની અને પહોળાઇ ૧૫ માઇલની છે રલ્વે સ્ટેશનથી પહાડની તળેટી ૩૨ માઇલને અંતરે છે અને તળેટીથી ઉપર ૨૬, પાલખી મોટરકાર કે સાઇકલના વાહનથી જવાય છે.

## પ્રકરણ ૬ હું.

### ઇલાકાના પશ્ચિમ કાંઠાના જીલ્લાઓ.

આ વિભાગમા નીલગિરિ, દક્ષિણ કર્ણાટક, અને મલબાર જીલ્લાઓ આવેલા છે. કોચીન અને ત્રાવણકોરનાં દેશી રાજ્યો પણ આજ વિભાગમાં આવેલ છે.

## નિલગિરિ જીલ્લો—

ઉત્તરે મહીસુરનું દેશી રાજ્ય, દક્ષિણમાં મલબાર અને કોઇમ્બટુર જીલ્લાઓ, પૂર્વમા કોઇમ્બટુર અને પશ્ચિમે મલબાર આવેલ છે. જીલ્લાનું ક્ષેત્રફળ ૧૦૦૯ ચોરસ માઇલનું અને વસ્તી ૧૧૮૬૧૮ માણસની છે. આ જીલ્લો ઈલાકામાં મદ્રાસને છોડી નાનામાં નાના વિસ્તારવાળો છે. ટોડા, કોટા અને બડગા નામની જંગલી ભાષાઓ ત્યાંના મૂળ વતનીઓ બોલે છે બાકી કર્ણાટકી, તામિલ અને મલયાળમ્ ભાષાઓ સાધારણ રીતે સઘળે બોલાય છે.

જીલ્લામાં મુખ્યત્વે નિલગિરિ પહાડ વ્યાપેલો છે. અને તેમાથી છુટા થએલા કેટલાક ભાગો જૂદા જૂદા નામથી ઓળખાય છે તેમાંના કુંડા, નિડુમેલ, કોટાગિરિ, દોદાબેટા મુખ્ય છે.

પ્રદેશમાં જલધોધ ઠાર ઠાર છે પણ તે એટલા ઉંડા કે પ્રબલ પ્રવાહના કે બહુ ઉંચેથી પડતા નથી. છતા પ્રદેશના સૌદર્યમા તો તે અનુપમ સ્થાને છે. કોલકામ્બે ૪૦૦ ફીટની ઉંચાઇએથી, મેઇન્ટ કેથેરીન ૨૫૦ ફીટ, પાઇકરા ૨૦૦ ફીટ, અને કલહત્તી ૧૭૦ ફીટની ઉંચાઇએથી પડે છે. કોઇ ખાસ મોટું તળાવ નથી પરંતુ ઉટાકામંડનું એક સાંકડું તળાવ અઢી માઇલની લંબાઇનું અને ચારસોવારની પહોળાઇનું છે. તેના આસપાસ પરિક્રમણ કરવુ વણું આનન્દદાયક છે. ઉટાકામંડની પશ્ચિમે સાડાસતર માઇલ ઉપર મુકુરતી શેખર ઉપરથી નિઃસર્ગની શોભા જોવા જેવી છે. મોયાર, પાઇકરા, ભવાની અને બઇપોર એ નદીઓ આ જીલ્લામાથી વહે છે

કોફી, ચા અને સીંકોના એ આ જીલ્લાની ખાસ પેદાસ છે. નિલગિરિ પહાડપર આ ત્રણે વસ્તુની કીંમતી મિલ્કતો આવેલી છે. બટાટાની પેદાશ પુષ્કળ થાય છે. ચોખા, ઘઉં અને નાગલીની ખેતી પણ થાય છે. ટોડા જાતના લોક ઘણા બહાદુર છે, તેઓ ઢોર ઉછેરનો, ઘી અને માખણ વેચવાનો ધંધો કરે છે. કુરુમ્બાર જાતના લોક લુગડા પહેરવાનું ઓછું સમજે છે પણ ઝાડપાન અને ધાતુના આભૂષણો સજવાનો ભારે શોખ રાખે છે. ઈરૂલ જાતના લોક શિકારીઓ છે.

પોદનુર તરફથી મેટુપાલયમ આવેલી રેલ્વે લાઇન ઉપર કલાર, એડરલી, હિલગ્રુવ, રનીમીડી કટરીરોડ, કુન્નુર, વેલિંગ્ટન, અરવનકાડુ, કેટી, લવડેલ, ફર્નહિલ અને ઉટાકામંડ સ્ટેશનો આ જીલ્લામાં છે.

કુન્નુર, ગુડલુર અને ઉટાકામંડ એ આ જીલ્લાના તાલુકાઓ છે. જાણવાજોગ સ્થળો નીચે મુજબ છે.

ઉટાકામંડ—૧૯૪૬૭ માણસની વસ્તીવાળુ જીલ્લાનું મુખ્ય શહેર છે. મદ્રાસના ગવર્નર પોતાની કચેરી સાથે ગ્રીષ્મઋતુ અહીંઆ ગાળે છે. આ ગામ દોદા બેટાની સપાટીપર વસાયેલું છે. તેની આસ-

પાસ એલ્કહીલ અને કલબહિલનાં શીખરો છે. ઉટાકામંડ ટુંકામાં ઉટીના નામથી જાણીતું થએલું છે. હિન્દુસ્થાનમાં હવા ખાવાનાં ઠેકાણાંઓમાં તે પ્રથમ પંક્તિનું છે. નિલગીરી ઉપર સઘળા મળીને લગભગ ૨૭૨ ચાના બગીચાઓ છે જેમાંના ૩૩ બગીચાઓ ઉટીની હદમાં છે. ઉટાકામંડથી નાડુવટમ ૨૧ માઇલ, ગુડલુર ૩૨ માઇલ દેવોલા ૪૩ માઇલ, મેરૂમ્બાડી ૫૪ માઇલ, કલહતી ૮ માઇલ, મસીનગુડી ૧૮ માઇલ નેલકોટા ૪૩ માઇલ અને અવલાન્ચે ૧૫ માઇલને અંતરે આવેલાં છે. સ્ટોનહાઉસ હિલ ઉપરનું સ્ટોનહાઉસ, એસેમ્બ્લી રૂમ્સમાં થતા સાપ્તાહિક જલસા, સરકારી બગીચો વગેરે સ્થળોની મુલાકાત લેવા જેવું છે. મહીસુર અને વડોદરાના મહારાજાઓના મહેલો તથા હૈદરાબાદના નિઝામના મહેલ ફર્નહિલ ખાતે આવેલા છે.

કુન્નુર—૧૨૨૧૫ માણસની વસ્તી છે. મેટુપાલયમથી રેલ્વે રસ્તે આવતાં ચા, કોફી અને રબરના પુષ્કળ બગીચાઓ, ઘાટાં જંગલો, સુંદર જલનાં ઝરણો અને ધોધ ઓળંગવા પડે છે.

કુન્નુર અને કોટાગિરિનાં ૧૪ માઇલના અંતર સુધી મોટર બસ સર્વિસ છે. કુન્નુરમાં અનેક તરેહનાં ગુલાબ થાય છે. કુલકમ્બી નામનું સ્થળ છે જ્યાં ચાના બગીચાઓ વસાવવાનું હજી શરૂ થાય છે તે અહીંઆથી દશ માઇલને છેટે છે.

કોટાગિરિ—ની કોફી અને ચા વખણાય છે. સંતરાં પણ ઘણી ઉમદા જાતનાં પેદા થાય છે. જુલાઇ, ઓગસ્ટ અને સપ્ટેમ્બર માસ દરમ્યાન બટાટા પુષ્કળ જથામાં પેદા થાય છે ને ઘણાં સસ્તાં મળે છે.

વેલિંગ્ટન—૫૮૦૦ માણસની વસ્તીવાળું ગામ છે. અંગ્રેજી લશ્કરની છાવણી ત્યાં રહે છે.

કેટી—યુરોપિઅન અને દેશી ખ્રિસ્તિના ગરીબ કે નિરાધાર બાળકોને ઉછેરનારી ઓર્ફનેજની સુંદર સંસ્થા અહીંઆ આવેલી છે.

## દક્ષિણ કર્ણાટક જીલ્લો:—

એ જીલ્લાની ઉત્તરે મુંબાઇ ઇલાકાનો ઉત્તર કર્ણાટક જીલ્લો, દક્ષિણે મલબાર, પૂર્વમાં મહીસુર અને કૂર્ગ, પશ્ચિમે અરબી સમુદ્ર આવેલાં છે. તેનું ક્ષેત્રફળ ૪૦૨૧ ચોરસ માઇલ અને વસ્તી ૧૨૪૭૩૬૮ માણસની છે. જીલ્લામાં તુલુ, કર્ણાટકી, મલયાલમ, કોકણી, મરાઠી અને હિન્દુસ્થાની ભાષાઓ બોલાય છે.

જીલ્લાનો પ્રદેશ પશ્ચિમ ઘાટ અને અરબી સમુદ્ર વચ્ચેનો સપાટ સાંકડી પટીવાળો છે. નેત્રાવતી નદી એ જીલ્લાની મુખ્ય નદી છે. વરસાદ પુષ્કળ વરસે છે. આબોહવા સુખાકારી ભરેલાં છે. ચોખા એ જીલ્લાની મુખ્ય પેદાશ છે. કિનારાપર નાળિએરીઓનાં ઝુંડ આવેલાં છે. સોપારીની મિલ્કતો અંદરના ભાગમાં ઘણી છે. મરી અને એલાયેચીની નીપજ પણ છે. જંગલોમાં કીંમતી ઇમારતી લાકડું નીપજે છે. કોફી, ચોખા, સોપારી અને નાગરવેલનાં પાન એ આ જીલ્લાની મુખ્ય નિકાસ છે. ઇટો અને નળીઆંનો, કોફી ક્યોરીંગ અને કાપડનું વણાટ કામ એ આ જીલ્લાના મુખ્ય ઉદ્યોગો છે. ઉતરના લક્ષદ્વીપ ટાપુઓ આ જીલ્લાના કલેક્ટરની હકુમતમાં છે. આમિનદિવિ ટાપુઓ, કુન્દાપુર, કારકલ, કાસરગોડ, મેંગલોર, ઉડિપિ અને ઉપિનન્ગાડી એ આ જીલ્લાના તાલુકાઓ છે.

પશ્ચિમ કિનારા પર સાઉથઇંડીઅન રેલ્વેનું ટરમીનસ મેંગલોર છે. ત્યાંથી શરૂ થતાં મેંગલોર, ઉલ્લાલ, મન્જેશ્વર કુરિચિપલ્લ, કુમ્બલા, કાસરગોડ, ત્રિકકરાડ, પલીકીરી, કન્હનગડ, નિલેશ્વર, ચિરવટુર, ત્રિકરપુર, પય્યનુર, એલીમલા, પલયન્ગાડી, કન્નપુરમ્ તલીપરમ્બારોડ અને અળીક્કલ એ સ્ટેશનો આ જીલ્લામાં આવેલાં છે. જીલ્લાનાં જાણવા જોગ સ્થળો નીચે મુજબ છે.

મેંગલોર—૫૩૮૭૭ માણસની વસ્તી વાળું, ઇલાકાનું અગત્યનું બંદર અને જીલ્લાનું મુખ્ય શહેર છે. પાદરમાં નેત્રાવતી નદી વહે છે. નેત્રાવતી અને ગુરપુર નદીઓનો સંગમ પણ નજીકમાંજ થાય છે. મેંગલોરનાં બારાંમાં સ્ટીમરો આવી શક્તી નથી પણ કોટીઆ ફતેમારીઓ અને દેશી વહાણો કિનારાપર આવે છે. વેપારનું ઘણું સારૂં સ્થળ છે. મેંગલોરી નળીઆંએ દુનિઆમાં નામ કાઢ્યું છે. મહીસુર અને કૂર્ગમાંથી આવેલાં કોફી અને ચંદન અહીંઆથી પરદેશ ખાતે ચડાવવામાં આવે છે. ધાન ચોખા, સોપારી, સીંદરી, માછલી અને એલાયેચી પણ સારા પ્રમાણમાં નીકાસ થાય છે. પાનમાં ખાવાનો કાથો અને મેવાના કાજુનો ઉદ્યોગ ખીલવવાને હજુ ઘણો અવકાશ છે. શહેર સુધરાઈ ખાતું ઘણું સારૂં છે. રસ્તાઓ વિશાળ અને સ્વચ્છ છે. કેળવણી ખાતાંની સંસ્થાઓથી શહેર ભર્યું છે. મેંગલોર અને નીચે જણાવ્યાં સ્થળો વચ્ચે મોટર સર્વિસ છેઃ-બુન્ટવલ ૧૬ માઇલનું અંતર, ઉડિપિ ૩૭ માઇલ, પુતુર ૩૪ માઇલ, કુવેડપુર ૮૦ માઇલ, બેલતન્ગાડી ૩૭ માઇલ, મરકરા ૭૦ માઇલ. મેંગલોરની આસપાસ જૈન મંદિરોનાં ખંડીએરો પુષ્કળ પડ્યાં છે તેમાંના કેટલાંક જોવા લાયક અને સમરાવીને સારી હાલતમાં રક્ષાએલાં છે. તેમાં કારકલ, મૂળબદ્રી અને યેનુર ખાતેનાં જૈન સ્થળો ખાસ મુલાકાત લેવા જોગ છે. મેંગલોર શહેરની ગ્રામ દેવી મંગળા દેવીનું દહેરૂં ઘણું પ્રાચીન ગણાય છે ત્યાં વાર્ષિક મેળો ભરાય છે. મેંગલોરથી બે માઇલને **અંતરે** કાદિરિમાં વિશાળ શિવાલય છે. ઉડિપિના વૈષ્ણવ મંદિર પણ યાત્રા કરવા યોગ્ય છે.

કાસરગોડ—વસ્તી ૭૩૧૪ માણસની છે. ઇક્કારીના રાજાનો બાંધેલો જુનો કિલ્લો જોવા લાયક છે. ત્યાથી ૬ માઇલને છેટે બિનાર્ગી નામનું સ્થળ છે ત્યાં એક જલ ધોધ છે તેમાં વાત રોગથી પીડાતા માણસો ન્હાય તો તેનો વાતરોગ મટી જાય છે એમ કહેવાય છે. આ ગામમાં મસજીદો ઘણી જુની અને જોવા લાયક છે.

ધર્મસ્થલ—ઉપિનન્ગાડી તાલુકામાં તીર્થ સ્થળ છે. કાર્તિકી પુર્ણીમાના સહસ્ત્ર દીપમાળના ઉત્સવમાં મોટો મેળો ભરાય છે.

સુબ્રહ્મણ્ય—પણ કાર્તિક સ્વામિનું જુનું દેવળ હોવાથી મોટું તીર્થ સ્થળ ગણાય છે ત્યાં વાર્ષિક પશુ પ્રદર્શન ભરાય છે.

ઇરિદે—પુટુરથી ૭ માઇલને છેટે છે ત્યા ઉનાપાણીનો કુંડ છે તેના તળીઆમાં ગંધકની ખાણ હોવાનું મનાય છે. વૈદકીય દૃષ્ટિએ આ કુંડનું જલ ઘણું ઔપચારિક ગણાય છે.

જમાલાબાદ—ટીપુ સુલ્તાનનો બંધાવેલો મજબુત કિલ્લો જોવા લાયક છે.

અળીક્કલ—વલીઆપટમ નદીના કાંઠે આવેલું છે ત્યાંથી અરધા ગાઉને અંતરે ચેરક્કલ નામનું ગામ છે ત્યાં એક વિશાળ દેવમંદિર છે. પાસેનું મોટું તળાવ ઘણું પવિત્ર મનાય છે. ચેરક્કલમાં રાજાની ધર્મશાળા છે અને બ્રાહ્મણોને ભોજન આપવામાં આવે છે.

## * મલબાર જીલ્લો:—

આ જીલ્લાની ઉત્તરમાં દક્ષિણ કર્ણાટક, દક્ષિણે કોચીન અને ત્રાવણકોરનાં દેશી રાજ્ય, પૂર્વમાં મહીસુર, કોઇમ્બતુર અને નિલગીરી જીલ્લાઓ અને પશ્ચિમમાં અરબી સમુદ્ર આવેલો છે. તેનું ક્ષેત્રફળ ૫૭૯૨ ચોરસ માઈલ અને વસ્તી ૩૦૬૯૮૭૧ માણસની છે. જીલ્લાની મુખ્ય ભાષા મલયાલમ છે.

જીલ્લાની સમુદ્ર કાંઠાની લંબાઈ ૧૫૦ માઇલની છે અને સમુદ્ર તથા પશ્ચિમ ઘાટના ડુંગરા વચ્ચેના જીલ્લાના પ્રદેશની પહોળાઇ વધારેમાં વધારે પોનાનીથી વાલયાર સુધી ૮૦ માઇલની છે. જીલ્લામાં ઘણાં જંગલો, ખાડીના ફાંટાઓ અને નાની નાની નદીઓ આવેલી છે તેમાં પોનાની નદી સહુથી વધારે અગત્યની છે. આબોહવા આરોગ્યવાળાં નથી, વરસાદમાં સરેરાસ ૧૨૦ ઈંચ વરસાદ વરસવાનું પ્રમાણ છે. કોપરેલ જીલ્લાનો મુખ્ય ઉદ્યોગ છે. કોપરેલ, માછલીનું તેલ, કોપરાં, ખોળ, સીંદરી દોરડાં, સીંદરીનાં ઘડકલાં પરદેશ ખાતે પુષ્કળ જથ્થામાં ચડાવવામાં આવે છે. ચા, કોરી, મરી અને રબર પણ કલીકટ અને તેલી ચેરીના બંદરોથી નિકાસ થાય છે. ખેતીમાં ધાનની ખેતી મુખ્ય છે. તલીપરમ્બા ગામમાં મરી અને શેરડીના બાબમાં અખતરા કરવાનું સરકારી ખાતું છે. મલબારનું લાકડું ઇમારતી કામમાં પુષ્કળ વપરાય છે દેશભરમાં તેની સારી ચલગત થાય છે.

મેંગલોરથી શરૂ થયેલી અને અળીક્કલથી આવેલી રેલ્વે લાઇન પર કાનાનોર, એડકોટ, ધરમડમ, તેલીચેરી, માહે, નડપુરમ રોડ, બડગરા, તિક્કોડી, પન્તલયિનિ, ચેમનચેરી, એલતુર, વેસ્ટ હિલ, કલીકટ, કલાઇ, ફીરોક, કડલુન્ડી, વલ્લીકુન્દુ, પરપનન્ગાડી, ટાનુર, તિરૂર, એડક્કોલમ્, કુટીપુરમ્ પલીપ્પુરમ્, પટામ્બી, શોરનુર, ઓટાપાલમ્, લક્કી, માનકરા, પારલી, ઓલવકોટ, કાંજીકોડ અને વાલયાર સ્ટેશનો આ જીલ્લામાં આવેલાં છે.

ઓલવકોટથી પાલ ઘાટ સુધી બે માઇલની લંબાઇની એક રેલ્વે શાખા છે. શોરનુરથી એક રેલ્વે લાઇન કોચીન રાજ્યમાં જાય છે અને એક નિલામ્બુર તરફ જાય છે. નિલામ્બુર લાઇનપર શોરનુર, વલ્લપુલા, ચેરૂકરા, અન્ગાડીપુરમ્, મેલતુર, તુનુર, વન્યામ્બલમ્ અને નિલામ્બુર રોડ સ્ટેશનો આવેલાં છે.

કલીકટ, ચિરક્કલ, કોચીન, એરનાડ, કોટાયમ, કુરૂમ્બ્રનાડ, પાલઘાટ, પોનાની, વળ્વનાડ અને વાઇનાડ એ આ જીલ્લાના તાલુકાઓ છે.

ફ્રેન્ચનું માહે સંસ્થાન આ જીલ્લામા આવેલું છે અને લક્ષદ્વિપનો દક્ષિણ વિભાગ મલબારના કલેકટરની હકુમત નીચે છે.

જીલ્લામાં જાણવા જોગ સ્થળો નીચે મુજબ છે.

કલીકટ—૮૨૩૩૪ માણસની વસ્તી વાળું, ઇલાકાનું મોટું બંદર અને વેપારનું સારૂં મથક આ જીલ્લાનું મુખ્ય શહેર છે. કલીકટ અને મંજેરી ( ૩૦ માઇલનું છેટું ), પુદુપદી ( ૨૭ માઈલનું

* આ જીલ્લાનું સવિસ્તર વર્ણન આ પત્રની પહેલા વર્ષની ભેટનાં પુસ્તકમાં આપ્યું છે. તેનું નામ " મલબાર પ્રદેશની રૂપરેખા " છે. કિંમત રૂ. ૩-૦-૦ ટપાલ ખર્ચ જુદું.

છેટું ), મેપ્પાડી ( ૫૦ માઇલનું છેટું ) અને નિલામ્બુર ( ૪૫ માઇલનું છેટું ) વચ્ચે રોજ મોટર બસ સર્વિસની આવજાવ છે. શહેરમાં ઝામોરિન મહારાજાનો રાજમહેલ અને કોમન વેલ્થ વિવિંગ ફેક્ટરી જોવા લાયક છે. વણાટ કામ અને નાળીઆં બનાવવાનો ગામનો મુખ્ય ઉદ્યોગ છે. મરી, સુંઠ, લાકડું, ચા કાફી, રબર, સીંદરી, નરિએળ અને કોપરાંનો નિકાસનો વેપાર મોટા પાયા ઉપર છે. શહેરમાં ગુજરાતી સ્ટ્રીટ નામના લતામાં ગુજરાતી વસ્તી છે. ગુજરાતી સમાજ પાસે પોતાની શાળા, હવેલી, દેરાસર, વહોરા મસ્જીદ, મહાદેવનું મંદિર, અગીઆરી, પારસી ધર્મશાળા એ સંસ્થાઓ છે. જગમશહુર નાગજી પરસોતમની કમ્પની અને ઇબ્રાહીમ કરીમ એન્ડ સન્સનાં છત્રીનાં કારખાનાંઓની ઓફીસો સ્ટેશનની નજીકમાં છે. ગુજરાતી વેપારીઓ પાસે ધાન ચોખા, ઇમારતી લાકડું, મરી સુંઠ અને કોપરાંનો વેપાર મુખ્યત્વે છે.

તેલીચેરી--૨૭૫૭૬ માણસની વસ્તી છે. તેલીચેરી અને ઇરિટિ વચ્ચે મોટર બસ સર્વિસ છે. કોફી, રબર, એલાયેચીના નિકાસનો વેપાર મુખ્ય છે. ધોળાં તીખાં અહીંઆ બનાવવામાં આવે છે. આ ગામમાં દોઢ સદી પહેલાં મહીસુરના સખી પારસી ગૃહસ્થે બંધાવી આપેલી હાઇસ્કુલ છે. હાલમાં જેનો લાભ સઘળી કોમના વિદ્યાર્થીઓ લ્યે છે.

કાનાનોર—વસ્તી ૨૭૬૦૫ માણસની છે. તેના બે ભાગ છે. કાનાનોર જુનું અને કાનાનોર કેન્ટોન્મેન્ટ. કાનાનોર અને બલીઆપટમ (પાંચ માઇલનું અંતર) વચ્ચે મોટર બસ સર્વિસ છે. કાનાનોરની સેન્ટ્રલ જેઇલ વખણાય છે. ગામમાં જુદા જુદા નંબરનું સુતરનું કાંતણકામ સારૂ થાય છે. મરી, કોપરાં અને સીંદરીની નિકાસનો વેપાર છે.

કલાયી—કલાયી નદીને કાંઠે આવેલું છે. કિનારા પરજ સરકારી ટિમ્બર ડીપો છે જ્યાં નિલામ્બુરના જંગલોમાંથી આણેલા સાગનો જથ્થો રાખવામાં આવે છે. કોલોની કેનલ કલાઈ નદીને એલટુર નદી સાથે જોડે છે અને તેથી બઇપુરથી બડગરા સુધીનો ૩૭ માઇલની લંબાઈનો જલ માર્ગ બને છે તે વાટે જંગલની પેદાશ લાવવા કારવવાની ભારે સુગમતા થાય છે. કોવિલકમ્માં ઝામોરિન રાજાનો રાજમહેલ છે તે આ સ્ટેશનેથી ૨ માઇલને છેટે છે.

ફીરોક—નળીઆં બનાવવાની ફેક્ટરીઓ છે. બે માઇલને અંતરે ચટમપરમ્બા કરીને એક પથરાળ ધાર છે તેમાં ભૂતકાળની પ્રજાનાં ચિન્હરૂપ અનેક અવશેષો પડેલાં છે.

કડલુન્ડી--બંદર છે. રેલ્વે સ્ટેશન નજીકમાં કડલુન્ડી નદી પર સુંદર પુલ છે. સીંદરીનાં દોરડાં બનાવવાનો ઉદ્યોગ ગામમાં સારા પાયા પર છે.

તાનુર—૮૧૯૧ માણસની વસ્તી છે. ચાર મોટી મસ્જીદો છે તેમાંની એક મસ્જીદ ૧૮૬ ફીટ લાંબી અને ૯૩ ફીટ પહોળી છે અને આ ઉપર ત્રાંબાનાં પતરાં મઢ્યાં છે. માછલીઓ સાફ કરવાનું સરકારી ખાતું છે. નાળિએર અને માછલીનું ખાતર એ આ ગામની ખાસ પેદાશ છે. ફેબ્રુઆરીમાં મોપલાનો મોટો મેળો ભરાય છે.

તીરૂર—દોરડાં વણવાનો ઉદ્યોગ મોટા પાયા ઉપર ચાલે છે. મરી, સુંઠ, ધાન, રબર અને શ્રીફળની પેદાશ મુખ્ય છે. મુલ્લપુરમ્ તીરૂરથી ૧૪ માઇલ થાય છે ત્યાં લશ્કરી થાણું છે.

એડક્કોલમ—પોનાની જવા માટે આ સ્ટેશને ઉતરવુ પડે છે અહીંઆથી પોનાની આઠ માઇલ થાય છે સ્ટેશનથી થોડે છેટે ગુરૂવાયુરનું પ્રસિદ્ધ વિષ્ણુ મદિર છે પોષ, માઘ, અષાડ અને શ્રાવણ સુદ બીજના મોટા મેળાઓ ભરાય છે ઝામોરિન રાજાની ધર્મશાળા છે ત્યા બ્રાહ્મણોને ભોજન આપવામા આવે છે

ઓલવકોટ—સ્ટેશનથી પાલઘાટ જવાય છે સ્ટેશન પાસે સરકારી લાકડા વેરવાનુ મોટું કાર ખાનુ છે દોઢ માઇલને છેટે એક નાના ગામડામા જૈન મદિરોના જુના ખડેરો પડ્યા છે લક્ષ્મીનુ રામજી મદિર શિલ્પકળાનો અચ્છો નમુનો છે કલ્પાથીના શિવમંદિરમા વાર્ષિક રથોત્સવનો મેળો ભરાય છે

વાલયાર—સરકારી અનામત જગલોની ચોકીનુ સ્થળ છે વાઘ, હાથી દીપડા વારવાર આ ગામની મુલાકાત લે છે

પાલઘાટ—૪૫૪૮૭ માણસની વસ્તી છે સ્ટેશન પાસે ધર્મશાળા છે તામિલ બ્રાહ્મણોનુ તે મથક છે કલ્પાતી નદીના કિનારા પર એ બ્રાહ્મણોની ખાસ શેરીઓ—અગ્રાહારમ્ આવેલા છે જે ઘણા સ્વચ્છ, સુઘડ અને મનોરમ્ય છે પાલઘાટ અને નેમારા (૨૪ માઇલ છેટું), કોલંગોડ (૧૪ માઇલને છેટે), વડક્કાનચેરી (૨૧ માઇલ છેટું), આલતુર (૧૫ માઇલનુ છેટું) વચ્ચે મોટર બસ સર્વિસ છે ટીપુ સુલતાનનો પુરાણો કિલ્લો જોવા લાયક છે પિત્તળના વાસણો ઘણા વખણાય છે સીંદરીના ઘડકલા, નળીઆ, કાપડના વણાટ કામનો ઉદ્યોગ એ મુખ્ય ઉદ્યોગ છે ધાન અને ઇમારતી લાકડુ એ ખાસ પેદાશ છે નેલીઆમ્પતિના ચાના બગીચાઓ અહીંઆથી ૧૫ માઇલને છેટે આવેલા છે પાલ ઘાટની કોલેજ અને હોસ્પીટલ ઘણી વખણાય છે મલબારમા પ્રચારકાર્ય કરવા માટે આર્ય સમાજનુ મુખ્ય મથક આ ગામમા છે

કોચીન—(બ્રિટિશ) વસ્તી ૨૦૬૩૭ માણસની છે એરનાકોલમ રેલ્વે સ્ટેશનથી ૨ માઇલનો ખાડીનો પટ બોટમા બેસીને ઓળગી કિનારા પર જવાય છે કોચીનના બે ભાગ છે દેશી રાજ્યનુ કોચીન અને બ્રિટિશ સરહદનુ દેશી રાજ્યના કોચીનની વસ્તી ૨૧ હજાર માણસની છે તેનો પ્રખ્યાત વેપારી લત્તો મટાનચેરીના નામથી ઓળખાય છે જ્યા ગુજરાતી, હાલાઇ, કચ્છી મેમણ અને કચ્છી, કાઠીઆવાડી વણીકોની વેપારીની મોટી પેઢીઓ આવેલી છે

બ્રિટિશ કોચીનના દરિઆ કિનારાનો ભાગ ઘણો સુદર છે કિનારા પર દિવાદાંડી છે મરી સુંઠ, કોપરેલ, ખોળ, રબર ચાના નિકાસનો વેપાર ગુજરાતીઓ, મોપલાઓ અને કોકણી વેપારીઓના હાથમા છે પરદેશી વેપારીઓની ઓફીસો બ્રિટિશ કોચીનમા છે તેઓ દેશી વેપારીઓ પાસેથી માલ ખરીદી પરદેશ ચડાવે છે ચીન યુરોપ, અમેરિકા સાથે કોચીનને વેપારનો સીધો સબધ છે કોચીન હારબરનુ કામ ચાલુ છે તે પુરૂ થતા મોટી મોટી સ્ટીમરો જે હાલ દરિયામા ત્રણ માઇલને અતરે ઉભી રહે છે તે કિનારે આવી લાગવાથી વેપાર વધુ ખીલવાની દરેક આશા રખાય છે

# મદ્રાસ ઈલાકાનું દિગ્દર્શન.

[ પ્રથમ ભાગ. ]

દ્વિતીય ખંડ.

વેપાર હુન્નર ઉદ્યોગ.

# વેપાર ઉદ્યોગ હુન્નર.

## પ્રકરણ ૧ લું.

### નિકાસ.

આ ઈલાકામાં ૩૪ બંદરો જાણવા જોગ છે. તેમાંનાં ખાસ અગત્યના બંદરોનો વેપાર આ દેશના બીજા ઈલાકાના બંદરો સાથે છે અને પરદેશનાં બંદરો સાથે પણ છે. કેટલાંક બંદરોનો વેપાર માત્ર ઇલાકાનાજ બંદરો સાથે પરસ્પર જ છે. તે બંદરોનાં નામ નીચે મુજબ છે.

(૧) ફોર્ટ સેઇન્ટ જ્યોર્જ–મદ્રાસ. (૨) ગોપાલપુર (૩) બરૂવા (૪) બિમલીપટમ્ (૫) વિઝાગપટમ્ (૬) કોકનાડા (૭) મચ્છલીપટમ્ (૮) કુડલોર (૯) પોર્ટોનોવો (૧૦) તીરૂમનવાસલ (૧૧) નેગાપટમ્ (૧૨) આદીરામપટમ્ (૧૩) ટોન્ડી (૧૪) દેવીપટમ્ (૧૫) પમ્બન. (૧૬) કીલકરા (૧૭) તુતીકોરીન (૧૮) કાયલપટમ્ (૧૯) કુલશેખરપટમ્ (૨૦) કોચીન (૨૧) પોનાની (૨૨) કલીકટ (૨૩) કોઈલન્ડી (૨૪) બડગરા (૨૫) કલાઇ (૨૬) તેલીચેરી (૨૭) કાનાનોર (૨૮) અઝીકલ (૨૯) કાસરગોડ (૩૦) મેંગલોર (૩૧) મુલ્કી (૩૨) માલ્પે (૩૩) હંગરકટા (૩૪) કુન્ડપુર.

આ ગણતીમા ફ્રેન્ચ સંસ્થાન અને દેશી રાજ્યોના તેમજ જેની આયાત નિકાસનો વાર્ષિક વેપાર બે લાખ રૂપીઆથી ઓછો છે એવા બંદરો લીધાં નથી. કયા કયા બંદરેથી કેટકેટલી કીમતનો કયો કયો માલ આયાત અને નિકાસ થાય છે તે જાણવા સારૂ ખાસ ખાસ અગત્યનાં આઠ બંદરો કે જ્યા આ દેશના ઇતર વિભાગના બંદરો સાથે આયાત નિકાસનો વેપાર વિપુલપણે ચાલે છે તે તથા બીજાં ખાસ ૨૧ બંદરો કે જ્યા વિદેશની સ્ટીમરો મારફત પરદેશો સાથે આયાત નિકાસનો વેપાર ચાલે છે તે બંદરોના આયાત નિકાસના વેપારના આકડા અહીં આપવામા આવે છે. આ હિસાબ આ ઈલાકાના કસ્ટમ ખાતા તરફથી પ્રગટ થએલા ૧૯૨૪–૨૫ ના વરસના The annual statement of the sea-born trade and Navigation of the Madras Presidencyના હેવાલ ઉપરથી લેવામાં આવ્યો છે. આ આકડામા સરકારી ખાતાઓ માટે આયાત નિકાસ થએલી જણસોનો હિસાબ લીધો નથી. માત્ર બીન સરકારી વેપારનાજ આકડા આપવામા આવ્યા છે.

પ્રથમ આ ઇલાકાના આઠ મુખ્ય બંદરોએથી આ દેશના બીજાં બંદરો સાથે થએલા સ્થાનિક પેદાશની નિકાશના આકડા આપ્યા છે પછી પરદેશી બનાવટની વસ્તુઓ દેશના બીજાં બંદરોએ મોકલાવેલી હોય તેનો હિસાબ આપ્યો છે અને પછી સ્થાનિક પેદાશની ચીજો વિદેશ ચડાવી હોય તેનો હિસાબ આપ્યો છે.

## સ્થાનિક પેદાશની નિકાસ. ( દેશી કિનારાપર. )

### (૧)

કેટલા રૂપિયાની કિંમતની, કયાં કયાં બંદરોએથી.

| વસ્તુનું નામ. | મદ્રાસ. | કોચાન. | કલીકટ. | તુતીકોરીન. |
|---|---|---|---|---|
| પોશાકી સામાન | ૧૮૭૦૭૪ | ... | ... | ... |
| છાપેલું સાહિત્ય | ૧૫૫૬૩૮ | ... | ... | ... |
| કાફી | ૮૯૫૬૩૭ | ... | ... | ૩૨૬૫૫૭ |
| દવા | ૧૦૪૨૫૨ | ... | ... | ૧૭૪૦૧૭ |
| રંગાટનો સામાન | ૬૦૫૧૬૩ | ૩૫૯૦૫ | ... | ... |
| માછલી | ૧૨૭૭૮ | ૧૦૦૦ | ... | ... |
| ફળ મેવો શાકપાન | ૬૫૧૩૫૮૮ | ૭૯૬૬૬ | ... | ... |
| અનાજ | ૪૨૪૦૦ | ૩૭૮૦૮૭ | ૧૦૦૩૦૦ | ૫૬૩૭૫૭ |
| હાર્ડવેર કટલેરી | ૪૨૮૦૨૦ | ... | ... | ... |
| ચામડાં | ૮૪૬૫૦૦ | ... | ... | ... |
| ધાતુ | ૨૦૨૦૫ | ... | ... | ... |
| તેલ | ૩૫૭૧૭૮ | ૧૦૧૧૭૪૯૬ | ૪૧૪૫૯૩ | ૨૬૦૨૦ |
| ખોરાકીની વસ્તુ | ૬૮૩૬૦૪ | ... | ... | ... |
| બીયાં | ૫૭૯૩૯૮ | ... | ૨૧૮૬૨૯૯ | ૪૦૯૯૫ |
| ગરમ મસાલા | ૬૧૮૭૦ | ૧૩૦૪૧૦૮ | ૭૧૪૧૬ | ૧૪૪૩૨૦૫ |
| ચરબી | ૨૧૯૬૩૧ | ... | .. | ... |
| રૂ, સુતર, કાપડ | ૬૫૮૮૧૭૧૫ | ૪૪૭૯૯૦ | ૪૯૭૫૪૩૭ | ૮૦૬૨૨૬૩ |
| તમાકુ | ૫૬૩૭૭૨૭ | ... | ... | ... |
| લાકડું | ૨૨૧૭૩ | ૨૭૬૫૪૭ | ૬૮૫૮૮૭ | ... |
| કાથો (સીંદરી) | ... | ૧૫૯૭૨૧૩ | .. | ... |
| દોરડાં ,, | ... | ૬૦૫૯૦૧ | ... | ... |
| ચટાઇ ધડકલા (સીંદરી) | ... | ૧૭૪૬૨૯ | ... | ... |
| ખોળ | .. | ૨૭૦૪૨૭૦ | ૩૯૮૬૩ | ... |
| ચા | .. | ૫૬૨૮૬૭ | ૨૫૫૩૬૪ | ૧૮૨૨૧૯ |
| ખાતર | ... | ... | ૬૬૧૩૫૭ | ... |
| નીમક | ... | ... | ૧૧૧૮૩૨ | ૭૨૬૯૭ |
| ખાંડ | ... | ... | ૫૦૬૩૨ | ૫૧૨૮૦ |
| કોલસો અને બીજું બળતણ | ... | ... | ... | ૧૨૯૯ |
| છીપની, કોડી, કોડા | ... | ... | ... | ૧૧૬૧૩૯ |
| શણ શણી | ... | ... | ... | ૧૮૦૬૬૨ |
| ઇમારતી સામાન | ... | ... | ... | ... |
| શરાબ | ... | ... | ... | ... |
| પરચુરણ વસ્તુઓ | ૪૩૪૪૦૮ | ૭૬૨૨૦૧ | ૪૫૮૦૫૯ | ૧૯૧૩૫૦ |
| કુલ સરવાળો... | ૨૮૨૮૮૭૨૯ | ૧૮૯૩૮૮૯૦ | ૧૩૫૯૪૨૩૪ | ૧૧૫૧૬૪૭૦ |

( ૨ )

| વસ્તુનું નામ. | મેંગલોર | કોકનાડા | કુડલોર | નેગાપટમ |
|---|---|---|---|---|
| પોશાકી સામાન | ... | ... | ... | ... |
| છાપેલું સાહિત્ય | ૨૫૨૦૫૭ | ... | ... | ... |
| કોરી | ૬૨૩૦૦૫ | ... | ... | ... |
| દવા | ... | ... | ... | ... |
| રંગાટનો સામાન | ... | ૧૯૮૨ | ... | ... |
| માછલી | ૧૨૦૧૪૬ | ૨૨૮૦૩૦ | ... | ... |
| ફળ મેવો શાક પાન | ૭૪૨૯૩ | ૫૦૯૯૫ | .. | ૨૨૦૪૫ |
| અનાજ | ૪૮૯૦૭૯ | ૪૩૫૮૩૧૭ | ૧૬૯૨૬ | ૩૨૭૯૭ |
| હાર્ડવેર કટલેરી | ... | ૧૯૪૯૩૦ | ... | ... |
| ચામડા | ... | ... | ... | ... |
| ધાતુ | ... | ... | ... | .. |
| તેલ | ૩૧૮૯૪૩ | ૨૩૪૨૩૬ | ૭૬૪૬૬૩ | ... |
| ખોરાકની વસ્તુ | ... | ૧૨૦૯૪૨ | ૩૬૫૬૨૯ | ... |
| બીયા | ૪૦૪૭૬૯ | ૧૪૭૯૨૪૫ | ૫૨૫૬૦ | ... |
| ગરમ મસાલા | ૪૯૯૦૭૭૬ | ૯૭૦ | .. | ... |
| ચરબી | .. | ૧૪૨૯૮૪ | . | ... |
| રૂ સુતર કાપડ | ૩૯૦૫૭૧ | ૮૮૬૯૬૫ | | ... |
| તમાકુ | ૧૫૬૯૬૭ | ૨૧૧૮૦૪ | | ... |
| લાકડું | ૧૧૭૯૮૨ | ... | ... | ૨૦૦૯૫ |
| કાથો (ગીદરી) | ૧૩૫૨૩૭ | .. | .. | ... |
| દોરડા | .. | .. | . | ... |
| ચટાઈ ધડકલા (સીંદરીના) | ... | .. | . | ... |
| ખોળ | . | . | . | ... |
| ચા | | . | . | ... |
| ખાતર | ૧૧૬૧૩૩ | ૨૫૧ | . | ... |
| નીમક | | .. | .. | .. |
| ખાડ | . | .. | ૬૩૭૯૪૦ | ... |
| કોલસો અને બીજું બળતણ | ... | .. | | ... |
| છીપની કોડી કોડા | . | | . | ... |
| શણ ગુણી | ૯૦૨૦૩ | . | .. | ... |
| ઈમારતી સામાન | ૧૬૩૫૨૬૬ | ... | . | ... |
| શરાબ | ૨૫૩૧૩ | ... | ... | ... |
| પરચુરણ વસ્તુઓ | ૪૩૨૧૩૯ | ૮૫૧૭ | ૨૩૬૬૯ | ૭૧૫૬૮ |
| કુલ સરવાળો... | ૧૦૩૬૨૭૭૯ | ૭૯૯૭૦૨૩ | ૧૧૭૨૩૩૭ | ૧૪૬૫૦૫ |

## વિદેશી વસ્તુઓની નિકાસ (કિનારાપર)

( ૧ )

| વસ્તુનું નામ. | મદ્રાસ | કોચીન | કલીકટ | તુતીકોરીન |
|---|---|---|---|---|
| ગાડી ગાડા વગેરે | ૯૮૧૧૧ | ... | . | ... |
| રંગ અને રંગારનો સામાન | ૧૫૯૨૯૨ | ... | ... | ૭૪૮૨૯ |
| સાંચા કામ | ૧૨૫૨૯૩ | ... | ... | ૩૭૯ |
| ધાતુઓ | ૩૩૦૨૩૦ | ... | ... | ... |
| તેલ | ૮૦૯૬૧ | ... | ... | ૧૧૬૨૧ |
| ખાંડ | ૫૩૪૩૪ | ૨૦૦૬૫૧ | ... | ... |
| સુતર કાપડ દોરા | ૮૭૩૮૦૯ | ... | ... | ... |
| તમાકુ | ૧૦૧૪૪૭ | ... | ... | ... |
| ફળ મેવા | ... | ... | ૧૯૯૬૪ | ... |
| પરચુરણ વસ્તુ | ૮૫૨૭૧૦ | ૯૯૦૬૪ | ૩૦૨૩૦ | ૬૬૨૯૫ |
| કુલ સરવાળો... | ૨૨૮૩૨૮૭ | ૨૯૯૭૧૫ | ૫૦૨૩૪ | ૧૫૩૧૨૫ |

( ૨ )

| વસ્તુનું નામ. | મેંગલોર | કોકનાડા | કડલોર | નેગાપટમ્ |
|---|---|---|---|---|
| તેલ | ૧૫૯૧૨૩ | ... | ... | ... |
| પરચુરણ વસ્તુ | ૧૦૦૪૭૬ | ૧૮૬૧૬ | ... | ૫૦૩ |
| સરવાળો... | ૨૫૯૫૯૯ | ૧૮૬૧૬ | ... | ૫૦૩ |

## પરદેશ ખાતે નિકાસ.

( ૧ )

| વસ્તુનું નામ. | મદ્રાસ | બિમલીપટમ્ | વિઝાગપટમ્ | કોકનાડા |
|---|---|---|---|---|
| પશુ જીવજંતુ | ૬૨૭૫ | ... | .. | ... |
| પોશાકી સામાન | ૭૭૦૯૮ | ... | ... | ... |
| છાપેલું સાહિત્ય | ૧૦૨૬૧૧ | ... | ... | ... |
| વાળ | ૩૨૦૦ | ... | ... | ૫૪ |
| ઇમારતી સામાન | ૧૨૩૮૪૦૧ | ... | ... | ... |
| રસાયનિક પદાર્થો | ૨૦૩૭૪૧ | ... | ... | ... |

| વસ્તુનું નામ. | મદ્રાસ. | બિમલીપટમ. | વિઝાગપટમ. | કોકનાડા |
|---|---|---|---|---|
| કોફી | ૧૧૫૦૨૩ | ... | ... | ... |
| કાચાની સીંદરી | ૧૦૫ | ... | ... | ૧૦૪૭૦૯ |
| ઢોરડાં | ૧૨૫૦ | ... | ... | ... |
| દવા | ૯૯૨૨૪ | ... | ૩૦૦૩ | ૨૯૬૧૧ |
| રંગાટ કામની વસ્તુ | ૪૮૫૮૬૦ | ૧૧૭૬૮૧ | ૩૮૮૪૮ | ૧૯૭૬૯૯ |
| રેસા | ૨૪૪૭૮૩ | ૨૦૬૦૬ | ... | ૧૨૦૫૧૨૦ |
| માછલી | ૭૬૦૨૪ | ... | ૪૩૦૦ | ... |
| ગુંદ | ૭૬ | ... | ૧૭૪૨૨ | ૧૮૧૯૯૫ |
| ફળ શાક પાન | ૬૧૮૨૦૭ | ... | ... | ૨૧૪૨૫ |
| ફરનીચર | ૩૫૬૫૮ | ... | ... | ... |
| અનાજ | ૬૩૫૧ | ... | ... | ૨૫૯૮૧૯૫ |
| હાર્ડવેર કટલેરી | ૫૦૫૭૯ | ... | .. | ૧ |
| ચામડાં અને એનો સામાન | ૫૯૩૯૯૪૨૬ | ... | ૨૧૬ | ૨૨૯૨૧૯ |
| ખાતર | ૩૫૮૫૨૭ | .. | ... | ૧૫૬૮૯૮ |
| ધાતુ | ૬૦૧૨૬૪ | ... | ૨૭૫૦૨૦ | ... |
| અબરખ | ૧૨૬૬૬૮૨ | ... | ... | ... |
| તેલ | ૨૯૯૧૩૩ | ... | ૫૭૧ | ૯૪૪૬૬૦ |
| ખોળ | ૮૬૭૦૩૪ | ૭૬૮૯૪ | ૨૧૫૬૭૪ | ૪૮૪૫૨૨ |
| ખોરાકીની ચીજો | ૫૭૪૩૯૧ | ... | ... | ૧૦૫૫૮૪ |
| રબર | ... | ... | ... | ... |
| તેલીબીયાં | ૩૯૬૫૪૯૧૮ | ૧૦૧૦૩૭૯ | ૧૮૦૩૮૫૦૮ | ૧૨૬૧૨૫૧૮ |
| ગરમ મશાલા | ૮૫૭૯૨ | ... | ... | ૭૧૦૮ |
| ખાંડ | ૨૧૦૨૫૪૦ | ૩૧૬૭૧૧ | ૯૨૪૨૮૧ | ૫૫૩૪૧૯ |
| ચા | ૨૪૦૫૯૧૨ | ... | ... | ... |
| રૂ, સુતર, કાપડ | ૩૯૨૭૫૦૯૪ | ... | ... | ૨૬૩૪૦ |
| શણ-ગુણી | ... | ૧૨૧૪૮૮૪ | ૮૦૪૪૦૩ | ... |
| રેશમ અને રેશમી કાપડ | ૫૯૪૨૧૪ | ... | ... | ... |
| ઉન અને ગરમ કાપડ | ૧૧૨૯૩૧૮ | ૮૫૭૨ | ૧૮૦ | ૧૪૮૨૯૦ |
| તંબાકુ | ૧૯૫૪૩૯૯ | ... | ... | ૧૧૮૭૩૧ |
| લાકડું ઇન્ધન અને ઇમારતી | ૬૯૪૩૯ | ... | ... | ... |
| ટપાલખાતાંની ચીજો | ૬૩૪૨૮૩ | ... | ... | ... |
| પરચુરણ ચીજો | ૨૧૯૮૧૩ | .. | ... | ૧૬૧૪૦ |
| કેટલોક તૈયાર સામાન | ૧૮૭૧૧૭ | ... | ... | ૫૧૦ |
| કુલ સરવાળો... | ૧૬૦૨૦૩૪૦૪ | ૩૮૨૧૯૭૨ | ૧૬૨૯૪૮૧૬ | ૨૧૬૬૪૬૮૦ |

(૨)

| વસ્તુનું નામ. | મચ્છલીપટમ. | કુડલોર. | આદિરામપટમ | કારીકલ. |
|---|---|---|---|---|
| પશુ જીવજંતુ | ... | ... | ૫૩૫૧૦ | ... |
| પોશાકી સામાન | ... | ... | ... | ... |
| છાપેલું સાહિત્ય | ... | ... | ૫૦ | ... |
| વાળ | ... | ... | ... | ... |
| ઇમારતી સામાન | ... | ... | ... | ... |
| રસાયનિક પદાર્થો | ... | ૨૬૫૨ | ... | ... |
| કોરી | ... | ... | ... | ... |
| કાથાની ચીંદરી | ... | ... | ... | ... |
| કોરડાં | ... | ... | ... | ... |
| દવા | .. | ... | ૮૮૫ | ... |
| રંગાટ કામની વસ્તુ | ... | ... | ... | ... |
| રૈસા | ... | ... | ... | ... |
| માછલી | ... | ૫૦૨૭ | ... | ... |
| બુંસ | ૬૩૯ | ... | ૧૧૧૭૮ | ... |
| ફળ શાક પાન | .. | ૭૧૬૩ | ૫૬૬૩૯ | ... |
| ફરનીચર | ... | ... | ... | ... |
| અનાજ | ૧૪૧૪૦૨ | ૧૬૩૦ | ૪૭૬૩૯૩ | ૮૧૦૪૪૧ |
| હાર્ડવેર કટલેરી | .. | ૧૪૦૬ | ૫૧૨ | ... |
| ચામડાં અને તેનો સામાન | ... | ૫૦ | ... | ... |
| ખાતર | ... | ... | ... | ... |
| ધાતુ | ... | ... | ૩૦ | ... |
| ચાબરખ | ... | ... | ... | ... |
| તેલ | ૩૨૪૦ | ૨૮૩૭૨ | ... | ... |
| ખોળ | ૩૨૩૫૮ | ૧૧૮૫૧૯ | ૨૮૮૦ | ... |
| ખોરાકીની ચીજો | ૨૫ | ૪૮૨૫ | ૨૧૬૦ | ... |
| રબર | .. | ... | ... | ... |
| તેલી બીયા | ૬૯૦૯૦ | ૧૬૨૪૩૪૫૬ | ૫૯૩૨ | ... |
| ગરમ મસાલા | ૧૨૦૨ | ... | ૨૪ | ... |
| ખાંડ | ... | ૧૦૪૮૭૫ | ૪૭૮૯૪ | ... |
| ચા | ... | ... | ... | ... |
| રૂ સુતર કાપડ | .. | ૧૩૬૭૧૧૨ | ૧૨૩૮ | ... |
| શણ. | ... | ... | ... | ... |
| રેશમ અને રેશમી કાપ. | ... | ... | ... | ... |

| વસ્તુનું નામ. | મછલીપટ્ટમ્ | કુડ્ડોર | આદિરામપટમ્ | કારીકલ |
|---|---|---|---|---|
| ઊન અને ગરમ કાપડ | ... | ... | ... | ... |
| તંબાકુ | ... | ૪૦ | ૧૨૭ | ... |
| લાકડું ઇન્ધન અને ઇમારતી | ... | ૧૨૦ | ૧૦ | ... |
| ટપાલ ખાતાની ચીજો | ... | ... | ... | ... |
| પરચુરણ વસ્તુ | ૩૫૦ | ... | ૧૨૫૪૮ | ... |
| તૈયાર સામાન | ... | ૮૩૦ | ૧૪૮૭ | ... |
| કુલ સરવાળો... | ૨૪૮૩૧૨ | ૧૭૮૮૫૯૭૯ | ૬૭૩૪૯૩ | ૮૧૦૪૧ |

( ૩ )

| વસ્તુનું નામ. | ધનુષકોડી | તૂતીકોરીન | કુલશેખરપટનમ્ | કોચીન |
|---|---|---|---|---|
| પશુ જીવજંતુ | ૧૯૬૫૫ | ૧૭૩૭૧૨૧ | ... | ... |
| પોશાકી સામાન | ૪૨૫૯૬ | ૩૦૧ | . | ૩૭૫ |
| છાપેલું સાહિત્ય | ૪૩૦૯૧ | ૧૧૯૫ | .. | ૩૦ |
| વાળ | ... | ... | ... | ... |
| ઇમારતી સામાન | ૮ | ૫૮૫૩૩ | | ૮૭૩૦ |
| રસાયનિક પદાર્થો | ... | ૫૫૩૮ | | ... |
| કોથી | ૩૪૧૨૭ | ૫૦૦ | .. | ૨૦ |
| કાચાની ગાંદરી | ૧૬ | ૧૬૭૦ | .. | ૯૧૯૯૯૦૯ |
| દોરડા | ... | ૮૭ | ... | ૫૮૭૫૩ |
| દવા | ૮૫૫૦ | ૧૧૧૭૩૭૮ | ૧૫ | ૮૪૦૩૦ |
| રંગાટ કામની વસ્તુ | ૧૩૨૯૧૨ | ૧૪૮૦૮૪ | ... | ૧૧૨૦૪૪ |
| રેસા | ... | ૮૮૪૫૮૯ | .. | ૪૯૫૭૬ |
| માછલી | ૧૦૭૦૪૭ | ૧૪૯૦૦૯૮ | ૨૧૧૦ | ૨૮૩૧૧ |
| ફળું | ૫૫૩૮ | ૧૦૨૨૬૨ | . | ... |
| ફળ શાક પાન | ૭૦૪૪૦૯ | ૧૧૯૮૩૬૭ | ૮૦૮ | ૫૩૬ |
| ફરનીચર | ૩૧૬૨ | ૧૨૯ | ... | ૧૯૦૦ |
| અનાજ | ૦૨૯૩૮૦ | ૧૧૧૩૦૮ | ૩૫ | ૧૫૯૪ |
| હાર્ડવેર કટલેરી | ૧૦૮૧૦૧ | ૪૦૭૮૦૩ | ૫૧ | ૧૪૪૩૪ |
| ચામડાં અને તેનો સામાન | ૬૫૩૪૪ | ૧૭૬૧૫ | ... | ૩૦ |
| ખાતર | ૧૪૬૦૫ | ૧૫૭૨૯૫ | . | ૧૧૦૪૨૧ |
| ધાતુ | ૧૪૬ | ૪૪૨૭ | ... | ... |
| અબરખ | ... | ... | ... | ... |
| તેલ | ૮૫૯૯ | ૪૧૧૨૦ | ૨૪૩ | ૧૫૮૪૭૫૩ |
| બીજા | ૧૦૯૫૬૦૭ | ૩૩૦૩૩૨૯૫ | ૬૩૯૫ | ૪૦૯૫૯ |

| વસ્તુનું નામ | ધનુષકોડી | તુતીકોરીન | કુલશેખરપટનમ્ | કોચીન |
|---|---|---|---|---|
| ખોરાકીની ચીજો | ૧૭૨૨૯૮ | ૧૩૭૧૯૦ | ૬૯૯૬ | ૨૯૧૬૧ |
| રબર | ૧૨૯૧૨૨ | ૧૨૧૪૬૦૬ | ... | ૮૬૬૩૭૬૧ |
| તેલી બીયા | ૧૭૮૨૮ | ૮૭૭૧૩ | ... | ૪૭૭૬૨ |
| ગરમ મસાલા | ૨૭૧૦૦ | ૧૧૧૧૪૪૮ | ... | ૪૯૦૭૨૨ |
| ખાંડ | ૧૦૩૮૩૬ | ૨૨૦૯૦૬ | ૨૧૫૦૩૩ | ... |
| ચા | ૧૬૮૨૧૯ | ૫૬૮૭૩ | ... | ૯૫૭૬૦૫૨ |
| ૨ સુતર કાપડ | ૩૫૯૦૦૫૨ | ૪૭૨૧૯૧૧૦ | ૧૮૦ | ... |
| શણ | ૧૫૪૯૧ | ૯૮૨ | ... | ૫૬૭૫૮ |
| રેશમ અને રેશમી કાપડ | ૯૦૦૨ | ૩૪૩૮ | ... | ... |
| ઊન અને ગરમ કાપડ | ૩૬૮૨૧ | ૧૮૩૩૬૪ | ... | ૭૦૬૦૮ |
| તમાકુ | ૧૧૫૦૯૫ | ૬૧૪૯૮ | ... | ૧૩૯ |
| લાકડું ચન્દન અને ઇમારતી | ૨૭૭૦ | ૫૩૨૫ | ૨ | ૨૩૮૮૮૫ |
| ટપાલ ખાતાની ચીજ | ૧૨૮૦૮૮૩ | ... | ... | ... |
| બીજી પરચુરણ વસ્તુ | ૯૬૨૯ | ૮૮૩૦૬ | ૭૮૪ | ૧૦૪૯૨ |
| કેટલોક તૈયાર સામાન | ૭૦૬૨૦ | ૧૨૨૬૧૧ | ૧૦૫૭૦ | ૭૧૫૧ |
| સરવાળો... | ૨૦૩૯૨૫૭૭ | ૭૦૧૩૧૧૭૧ | ૨૪૯૩૪૩ | ૨૬૮૨૮૯૫૪૬ |

(૪)

| વસ્તુનું નામ | પોનાની | કલીકટ | બડગરા | તેલીચેરી |
|---|---|---|---|---|
| પશુ જીવ જંતુ | ... | | .. | ... |
| પોશાકીનો સામાન | | ૩૭૯૮ | ... | ૫૦૦ |
| છાપેલું સાહિત્ય | .. | ૩૦૭૫ | .. | ... |
| વાળ | . | .. | .. | ... |
| ઇમારતી સામાન | ૨૧૨૭૧ | ૮૩૧૯૭ | ... | ... |
| રસાયનિક પદાર્થો | ... | ૧૫૦ | .. | ... |
| કોરી | . | ૨૨૩૪૫૩૮ | ... | ૩૭૯૬૯૯૯ |
| કાથાની મીંદરી | . | ૨૩૬૯૫૩૦ | ... | ૨૫૨૦ |
| દોરડા | .. | ૧૦૩૪૪૧ | ... | ... |
| દવા | . | ૨૪૦૧૨૫ | ... | ... |
| રંગાટ કામની વસ્તુ | .. | ૩૪૧૨૬ | ... | ૫૭૭ |
| રેસા | ... | ૨૨૨૪૭૦ | ... | ૪૦ |
| માછલી | ... | ૨૪૩૪૪૨ | ... | ૧૧૨૫૭૭ |
| ઘુસું | ... | ... | ... | ... |
| ફળ શાક પાન | ૭૦૦ | ૯૦૨૪૮ | ૧૬ | ૧૫૮૫૦ |

| વસ્તુનું નામ | પોનાની | કલીકટ | બડગડા | તેલીચેરી |
|---|---|---|---|---|
| ફરનીચર | ... | ૧૦૫૮૪ | ... | ૪૭૦૦ |
| અનાજ | ... | ૫૯૦૬ | ... | ... |
| હાર્ડવેર કટલેરી | ૧૬ | ૩૯૧૫ | ... | ૧૦૬ |
| ચામડાં અને તેનો સામાન | ... | ૧૫૦ | ... | ... |
| ખાતર | ... | ૧૩૧૩૧૭૬ | ૧૧૦૬૬૪ | ૮૮૬૮૫ |
| ધાતુ . | ... | ૫૦ | ... | ... |
| ખાણરૂપ | ... | ... | ... | ... |
| તેલ | ... | ૬૭૧૯૯ | ... | ૬૬૦૦૦ |
| ખોળ | ... | ... | ... | ... |
| ખોરાકીની ચીજો | ... | ૧૭૨૨ | ૧૬૪૧ | ૨૯૪૪ |
| રંગ | ... | ૧૧૭૨૩૭૦ | ... | ૧૧૭૫૦૩. |
| તેલી બીઆં | ૫૫૯૪૪૨ | ૨૭૭૨૩૪૮ | ... | ૩૦૦૦૨ |
| ગરમ મશાલા | ... | ૧૦૭૬૩૪૯ | ૧૬૭૪૫૦ | ૧૨૭૨૦૮૨ |
| ખાંડ | ... | ૮૬૬૧૯ | ... | ... |
| ચા | ... | ૭૯૮૯૩૬૩ | ... | ૫૭૩૮૩૭ |
| રૂ સુતર કાપડ | ... | ૧૦૧૧૫૪૧ | ... | ૬૭૫૯ |
| શણ | .. | ૧૨૫૦ | ... | ... |
| રેશમ અને રેશમી કાપડ | ... | ... | ... | ... |
| ઉન અને ગરમ કાપડ | ... | ૧૫૦ | ... | ... |
| તંબાકુ | ... | ૧૮૦૮ | ... | ૩૫૪૪ |
| લાકડું ઇન્ધન અને ઇમારતી | .. | ૫૬૯૭૯૨ | ... | ૨૦૪૫૪૦ |
| ટપાલ ખાતાંની ચીજ | ... | ... | ... | ... |
| પરચુરણ વસ્તુ | ... | ૩૬૪૧૦ | ... | ૨૫૨૧૮ |
| તૈયાર સામાન | ૫૮ | ૨૩૬૬૮ | ... | ૨૧૭૫ |
| કુલ સરવાળો... | ૬૨૧૪૮૩ | ૨૧૮૦૭૩૮૨ | ૨૭૯૭૫૫ | ૬૮૫૮૫૫૭ |

( ૫ )

| વસ્તુનું નામ | કાનાનોર | મેંગલોર | પોરટોનોવો | નેગાપટમ |
|---|---|---|---|---|
| પશુ જીવ જંતુ | ... | ... | ... | ૪૨૪૯૨૭ |
| પોશાકીનો સામાન | ... | ૬૩૦ | ૧૦૦૦ | ૨૪૯૫ |
| છાપેલું સાહિત્ય | ... | ૩૪૭૦ | ... | ૮૧૭૨ |
| વાળ | ... | ... | ... | ... |
| ઇમારતી સામાન | ... | ૭૭૭૨૪ | ... | ૩૭૨૬ |
| રસાયનિક પદાર્થો | ... | ... | ... | ... |

| વસ્તુનું નામ | કાનાનોર | મેંગલોર | પાર્ટોનોવો | નેગાપટમ |
|---|---|---|---|---|
| કોરી | ... | ૧૪૦૮૦૩૫૦ | ... | ... |
| કાથાની સીંદરી | ... | ૩૧૨૦ | ૬૭૦ | ૭૯૮૫ |
| દોરડાં | ... | ... | ... | ૨૫ |
| દવા | ... | ૨૩૪૨૭ | ... | ૮૪૨૭ |
| રંગાટ કામની વસ્તુ | ... | ૬૪૨૫ | ... | ૧૨૨૮૬૦ |
| રેસા | ... | ... | ... | ... |
| માછલી | ૧૨૩૧૩૮ | ૧૭૧૧૧૯ | ૫૩૪૦ | ૧૬૫૯૬૮ |
| ચુરું | ... | ... | ... | ૬૫૧ |
| ફળ શાક પાન | ... | ૪૯૭૨૯૨ | ૪૦૪૬૩ | ૩૬૦૬૧૫ |
| ફરનીચર | ... | ૭૫૦ | ... | ૧૧૦ |
| અનાજ | ... | ૧૦૦૨૧ | ૫૨૨૬૬ | ૧૦૪૭૫૦૫ |
| હાર્ડવેર કટલેરી | ... | ૧૦૨૦ | ૯૫૬ | ૨૦૩૭૧ |
| ચામડા અને તેનો સામાન | ... | ... | ૨૩૪૦ | ૧૪૨૫૦ |
| ખાતર | ૧૪૯૨૪૨ | ૨૨૩૫૩૭ | ... | ૪૭૨ |
| ધાતુ | ... | ... | ... | ... |
| આભરણ | ... | ... | ... | ... |
| તેલ | ... | ૩૩૯૬ | ૭૦ | ૬૪૦૮ |
| ખોળ | ... | ... | ... | ૧૯૩૬૯ |
| ખોરાકીની ચીજો | ... | ... | ૪૩૮૫ | ૨૪૭૦૯૦ |
| રબર | ... | ... | ... | ... |
| તેલ બીયાં | ... | ૬૨૩૭ | ૪૮૧૪૬૧૬ | ૮૦૪૦૬૯૯ |
| ગરમ મશાલા | ૫૫૦૦ | ૬૨૮૧૫ | ૨૪૦ | ૪૮૨૫૯ |
| ખાંડ | ... | ... | ૯૫૦૪ | ૫૬૮૦૬ |
| ચા | ... | ... | ... | ... |
| રૂ સુતર કાપડ | ૨૯૯૯ | ૧૩૬૦ | ૮૭૩૯૦૦ | ૫૪૯૫૩૨ |
| શણ | .. | ... | ... | ૨૬૦ |
| રેશમ અને રેશમી કાપડ | ... | ... | ... | ૨૪૦ |
| ઉન અને ગરમ કાપડ | ... | ... | ... | ... |
| તંબાકુ | ૨૧૭૪૦ | ૧૦૬૦૦ | ૯૧૮૧ | ૧૧૪૦૮૭૨ |
| લાકડું ઇન્ધન અને ઇમારતી | ... | ૧૨૧૫ | ૨૮૨ | ૭૪૮૯ |
| ટપાલ ખાતાંની ચીજ | ... | ... | ... | ૧૧૨૬૯૪૩ |
| પરચુરણ વસ્તુ | ... | ૪૪૧૮૪ | ૧૦ | ૬૭૩૮ |
| તૈયાર સામાન | ... | ૧૭૯૨ | ૨૧૨૬ | ૪૩૧૫૩ |
| કુલ સરવાળો... | ૩૦૪૦૬૪ | ૧૫૪૦૧૦૨૩ | ૫૮૨૦૬૫૦ | ૧૩૪૬૮૫૯૩ |

(૬)

| વસ્તુનું નામ. | ટાપુતુરા. | બીજાં બધાં બંદર. | કુલ સરવાળો. |
|---|---|---|---|
| પશુ જીવજંતુ | ... | ૪૩૦ | ૨૨૪૧૯૧૪ |
| પોશાકીનો સામાન | ... | ૧૫૦ | ૧૨૮૯૨૧ |
| છાપેલું સાહિત્ય | ... | ૧૦ | ૧૬૧૦૦૪ |
| વાળ | ... | ... | ૩૨૫૪ |
| ઈમારતી સામાન | ... | ... | ૧૪૮૭૫૯૩ |
| રસાયનિક પદાર્થો | ... | ૬૦૦ | ૨૧૨૯૮૪ |
| કોફી | ... | ૧૫ | ૨૦૨૬૧૫૬૭ |
| કાથાની સીંદરી | ... | ૩ | ૧૨૧૧૦૨૩૫ |
| દોરડાં | ... | ... | ૧૬૩૫૪૬ |
| દવા | ... | ૧૩૭૨ | ૧૬૩૮૪૮૮ |
| રંગાટ કામની વસ્તુ | ... | ... | ૧૩૯૪૧૧૪ |
| રેસા | ... | ... | ૨૬૨૭૧૭૯ |
| માછલી | ... | ૧૫૬૨૫ | ૪૫૨૦૩૬૦ |
| ફુંસું | ૪૫ | ૨ | ૩૧૯૮૦૮ |
| ફળ શાક ગાન | ૧૭૫ | ૯૨ | ૪૦૧૫૦૪૯ |
| ફરનીચર | ... | ૧૭ | ૫૮૫૧૧ |
| અનાજ | ૧૩૪૭૦૦ | ૧૫૮૮૦ | ૧૧૬૩૬૪૨૭ |
| હાર્ડવેર કટલેરી | ... | ૫૦૪ | ૬૧૯૪૬૬ |
| ચામડાં અને તેનો સામાન | ... | ... | ૫૯૫૦૦૩૭૧ |
| ખાતર | ... | ૭૬૫ | ૨૮૯૪૨૮૩ |
| ધાતુ | ... | ... | ૮૮૦૯૩૭ |
| અબરખ | ... | ... | ૧૩૬૬૬૮૨ |
| તેલ | ... | ૧૭ | ૩૦૫૬૭૩૮ |
| ખોળ | ... | ૧૫૭ | ૫૧૬૩૫૧૫ |
| ખોરાકીની ચીજો | .. | ૨૩૮ | ૧૩૦૦૩૫૦ |
| રબર | ... | ... | ૭૪૮૪૦૯૦ |
| તેલીબીયાં | ... | ... | ૧૦૦૦૩૬૪૫૦ |
| ગરમ મશાલા | ... | ૬૫ | ૪૩૨૬૧૪૪ |
| ખાંડ | ... | ૫૩૨૫ | ૪૭૪૭૮૦૩ |
| ચા | ... | ૮૭ | ૩૦૧૦૩૩૪૩ |
| રૂ સુતર કાપડ | ... | ... | ૯૪૨૬૨૨૪૧ |
| શણુ | ... | ... | ૨૦૨૨૪૦૫ |
| રેશમ અને રેશમી કાપડ | ... | ... | ૬૦૬૮૯૪ |
| ઉન અને ગરમ કાપડ | ... | ... | ૧૫૩૬૮૭૫ |

| વસ્તુનું નામ. | ટાપુતરફ. | બીજાં બધાં બંદર. | કુલ સરવાળો. |
|---|---|---|---|
| તંબાકુ | ... | . | ૪૫૦૬૮૭૦ |
| લાકડું ઇન્ધન અને ઇમારતી | ... | ૬૪૬૫ | ૧૧૦૨૨૮૩ |
| છાપખાનાની ચીજ | ... | . | ૭૦૧૦૨૦૯ |
| પરચુરણ વસ્તુ | . | ૨૩૭૬૦ | ૪૮૪૪૪૬ |
| તૈયાર સામાન | ... | ૧૮૭૮૬ | ૪૯૬૬૫૧ |
| કુલ સરવાળો... | ૧૩૪૯૨૦ | ૨૩૮૦૦૮ | ૪૦૨૭૩૮૬૨૫ |

## પ્રકરણ ૨ જું.

### નિકાસની ખાસ વિગત.

દેશના સિંધ, કાઠીઆવાડ, મુંબઈ, બંગાલ અને બ્રહ્મદેશ પ્રાંતના બંદરો સાથે આ ઇલાકાના મુખ્ય આઠ બંદરોએથી થએલા નિકાસના વેપારનો કુલ હિસાબ પાછલા પ્રકરણમા જણાવ્યો છે તે પછી દરિઆ પારના પરદેશોના બંદરો સાથે આ ઇલાકાના ખાસ ૨૧ બંદરોએથી થએલા નિકાસના વેપારનો કુલ હિસાબ આપ્યો છે. આ પ્રકરણમા એ નિકાસ થએલા માલમા ખાસ કયી કયી ચીજ આ ઇલાકાના કયા કયા બંદરેથી પરદેશના કયા કયા મુલકમા કેટલા રૂપીઆની કીંમતની ચડગત થઇ છે તેની સંક્ષિપ્ત વિગત આપી પછી આ ઇલાકાના કુલ બંદરોએથી આ દેશના કયા કયા પ્રાંતમા ખાસ કયી કયી ચીજ કેટકેટલા રૂપીઆની કીંમતની ચડગત થઇ છે તેની એક સંક્ષિપ્ત તાલિકા આપવામા આવે છે જેથી વેપારીઓને આ ઇલાકાના બંદરોના વેપારનો ઝાંખો ખ્યાલ આવી શકશે

આ ઇલાકામાથી બહાર દેશાવર ખાતે ૯૨૪૧૯૧૪ રૂપીઆની કિંમતના પશુઓ વગેરે દરમ્યાન મોકલવામા આવ્યા છે તે પશુઓમા ઢોર–ગાય, ભેંસ, બેલ અને ઘોડા તથા ઘેટા બકરાનો સમાવેશ થાય છે. નિકાસ કરનારા બંદરોમા મદ્રાસ, નેગાપટમ અને તુતીકોરીન મુખ્ય છે નેગાપટમથી કુલ ૨૫૨૭ અને તુતીકોરીનથી ૬૨૯૯ ઢોર સીલોન, સીંગાપુર અને પિનાંગ તથા ગ્રેટબ્રિટન અને જર્મનિ ખાતે ચડયા છે. તુતીકોરીનથી ૭૨૫૫૬ ઘેટા તથા બકરા સીંગાપુર તરફ મોકલવામા આવ્યા છે કુલે ૨૧૫૮૫૬ પ્રાણી પરદેશ ચડયા છે.

પોશાકીના સામાનમા લશ્કરીઓને પહેરવાના યુનિફોર્મ ડ્રેસ હોઝીઅરીનો સામાન અને બુટ શુઝનો સમાવેશ થાય છે છાપેલા સાહિત્યમા ચોપડી ચોપાનીઆ નકશાઓ વગેરે દરિઆપારના જુદા જુદા દેશોમા ગયેલ છે. વાળ કે પીછા જે થોડી રકમના નિકાસ થયા છે તે મદ્રાસના બંદરેથી બેલ્જીઅમ ખાતે ગયેલા છે.

ઇમારતી સામાનમા મુખ્ય ઇંટો, નળીઆં, ચોક અને ચુનો ગણવામા આવે છે, મોટે ભાગે મેંગલોરના નળીઆની નિકાસ પરદેશ ખાતે થઇ છે, કુલે ૩૫૨૨૩૩૫ નળીઆ પરદેશ ચડાવવામા આવ્યા છે તેમા ૮૨૮૪૩૦ નળીઆ પોનાનીથી ૬૯૫૯૩૯ નળીઆ કાલીકટથી અને ૧૩૨૭૭૫૧ નળીઆ મેંગલોરથી સિલોન ચડાવવામા આવ્યા છે

કોપરીના મોટા બંદર કાલીકટ, તેલીચેરી અને મેંગલોર છે તેના મોટા ભાગના ઘરાક ગ્રેટબ્રિટન અને ફ્રાન્સ છે કાલીકટથી ૨૬૫૦૭૨૫ રૂપીઆની, તેલીચેરીથી ૧૭૫૩૧૯૭ રૂપીઆની અને મેંગલોરથી ૩૬૦૦૪૬૧ રૂપીઆની કોપરી ગ્રેટબ્રિટન ખાતે ગઇ છે, તેલીચેરીથી ૮૧૧૫૮૭ રૂપીઆની અને મેંગલોરથી

૪૩૭૫૭૮૮ રૂપીઆની કોરી ફ્રાન્સ ખાતે ચડી છે. જર્મનિ, નેધરલેન્ડ અને બેલ્જીઅમના દેશોએ પણ મેગનોગ્નો અનુક્રમે ૧૦૭૦૩૭૨, ૯૭૪૯૫૧ અને ૧૦૪૪૦૪૨ રૂપીઆની કોરી લઇ ખરીદ્યુ છે

કાથો એટલે સીંદરીના વેપાર પર તો કોચીન અને કલીકટનું જ સાર્વભૌમપણુ છે. એ વેપારમા આ ઇલાકામા તો શુ પણ સારા દેશમા આ બે જ બદરો સર્વોપરીપણુ ભોગવે છે, તેમા પણ કોચીનની તોલે કોઇ આવે તેમ નથી કોચીનમાથી ૨૪૬૫૨૦૭ રૂપીઆની સીંદરી ગ્રેટબ્રિટન ખાતે ૨૮૧૯૩૭૭ રૂપીઆની ડેનમાર્ક ખાતે અને ૧૪૨૯૭૬૮ રૂપીઆની સીંદરી જર્મનિ ખાતે ચડી છે કલીકટમાથી ૭૫૫૮૩૧ રૂપીઆની સીંદરી ડેન્માર્ક અને ૪૨૮૫૦૭ રૂપીઆની સીંદરી ગ્રેટબ્રિટન ખાતે ચડી છે.

દવાઓની ચીજોમા કુંવાર, કપુર, સિકોના, ઉગ્રકોચના સોનામુખી વગેરે મુખ્ય છે. ઉગ્રકોચના મદ્રાસથી ૧૭૭૧૮ રૂપીઆના નેધરલાડ ખાતે અને ૭૩૯૪૭ રૂપીઆના અમેરિકાના સયુક્ત રાજ્યો ખાતે અને કોચીનથી ૪૩૫૬૫ રૂપીઆના ગ્રેટબ્રિટન ખાતે ચડ્યા છે

સિકોના ગ્રેટબ્રિટન ખાતે તુતીકોરીનથી ૩૮૬૮૭ રૂપીઆનુ અને કલીકટથી ૨૩૪૪૦૬ રૂપીઆનુ ગયુ છે સોનામુખી મદ્રાસના બદરેથી ગ્રેટબ્રિટન ખાતે ૧૮૨૮૬૫ રૂપીઆની, જર્મનિ ખાતે ૧૮૪૨૫૪ રૂપીઆની, ફ્રાન્સમા ૧૦૦૮૬૯ રૂપીઆની અને અમેરિકાના સયુક્ત રાજ્યોમા ૪૭૩૮૩૧ રૂપીઆની ગઈ છે.

રગાટ કામના સામાનમા કાથો, (પાનમા ખાવાનો) ગળી, આવળ, હરડાં, અને હળદર વગેરેનો સમાવેશ થાય છે. મદ્રાસથી ગળી કુલ ૨૪૪૭૭૦ રૂપીઆની નિકાસ થઇ છે તેમા ૧૫૪૭૭૬ રૂપીઆની ઇજીપ્ત ખાતે ચડી છે. હરડાં ને આવળ સિમલી પટમથી ગ્રેટબ્રિટન ખાતે ૧૦૩૧૦૯ રૂપીઆના અને કોકનાડાથી ૧૮૧૮૩ રૂપીઆના ચડ્યા છે વિઝાગાપટમથી ૩૦૦૦૮ રૂપીઆના અમેરિકા ખાતે નિકાસ થયા છે. હળદરની કુલે નિકાશ મદ્રાસથી ૨૭૭૬૪૮ રૂપીઆની કોકનાડાથી ૧૮૦૦૦ રૂપીઆની, નેગાપટમથી ૧૭૧૮૯૫ રૂપીઆની, કોચીનથી ૧૧૧૮૯૪ રૂપીઆની થઇ છે તેમા મદ્રાસથી સિંગાપુર અને પિનાગ ખાતે ૪૧૨૭૩ રૂપીઆની, નેગાપટમથી ૧૧૫૯૩૬ રૂપીઆની, તુતીકોરીનથી સિલોન ખાતે ૧૪૬૭૦૮ રૂપીઆની, કોકનાડાથી અમેરિકાના સયુક્ત રાજ્યોમા ૩૧૭૩૭ રૂપીઆની, મદ્રાસથી ફ્રાન્સ ખાતે ૩૮૭૦૦ રૂપીઆની અને કોચીનથી અમેરિકાના સયુક્ત રાજ્યો ખાતે ૭૯૮૮૬ રૂપીઆની ચડી છે

રેસાની અદર ઝાડુ અને બ્રશ બનાવવાના કામમા આવે એવા વનસ્પતિના છોડના રેસાને ગણવામા આવેલ છે. તે કોકનાડાથી ગ્રેટબ્રિટન ખાતે ૧૬૦૪૩૩ રૂપીઆના, નેધરલેન્ડ ખાતે ૧૫૮૪૦૦ રૂપીઆના, બેલ્જીઅમ ખાતે ૧૮૧૯૨૧ રૂપીઆના, ફ્રાન્સ ખાતે ૩૯૪૦૮૫ રૂપીઆના અને જાપાન ખાતે ૧૭૯૫૦૫ રૂપીઆના ચડાવવામા આવ્યા છે તુતીકોરીનથી ગ્રેટબ્રિટન ખાતે ૭૧૭૭૬૮ રૂપીઆના, બેલ્જીઅમ ખાતે ૭૦૬૭૮૫ રૂપીઆના અને જર્મનિ ખાતે ૧૮૨૨૮૮ રૂપીઆના ચડાવવામા આવ્યા છે

માછલીના વેપારમા સુકી, ખારી અને મીઠામા ભરેલી એમ ત્રણ જાતની માછલીઓ પરદેશ ખાતે ચડાવવામા આવી છે. એ જાતનો વેપાર નેગાપટમથી ૧૩૩૮૨૩ રૂપીઆનો સીંગાપુર અને પિનાગ સાથે થયો છે તુતીકોરીનથી સિલોન ખાતે લગભગ ૧૪૦૦૦૦ રૂપીઆની માછલી નિકાશ થઇ છે

ભુસાની અદર ધાનનું પરાળ ગણવામા આવ્યુ છે કોકનાડાથી વિલાયત ખાતે ૧૫૫૦૪૩ રૂપીઆનું અને તુતીકોરીનથી ૧૦૨૨૬૨ રૂપીઆનું સિલોન મોકલવામા આવ્યુ છે

ફળ-મેવામાં ખાસ કરીને નારિએળ અને કાજુ તથા શાકપાનમાં કુંધણીનો મુખ્ય સમાવેશ થાય છે. મદ્રાસથી કુંધણી પિનાંગ સિંગાપુર ખાતે ૫૭૪૦૫૩ રૂપીઆની, નેગાપટમથી ૨૭૭૬૪૭ રૂપીઆની, તુતીકોરીનથી સિલોન ખાતે ૧૩૭૦૬૭૪ રૂપીઆની નિકાસ થઇ છે. નારિએળ લગભગ ૩૪૦૦૦ ની સંખ્યામાં કલીકટથી પરદેશ ચડાવ્યાં છે. તેમાં ૧૮૦૦૦ તો ખાસ અરબસ્તાન ખાતે ગયાં છે. મેંગલોરથી ફ્રાન્સ ખાતે ૨૬૮૫૪૬ રૂપીઆના કાજુ નિકાસ થયા છે.

અનાજના વેપારમાં આ ઈલાકાના પૂર્વ કીનારા પરનાં કોકનાડા, મચ્છલીપટમ, નેગાપટમ, કારીકલ અને ધનુષકોટી બંદરોને સિલોન ખાતે પાકા ચોખાનો વેપાર ચાલ્યો છે. ઉક્ત બંદરોએથી અનુક્રમે ૨૩૮૭૯૫૦, ૧૦૫૫૪૬, ૭૮૮૭૭૨, ૬૭૬૨૫૨ અને ૬૦૧૬૦૭ રૂપીઆના ચોખા સિલોન ખાતે ચડયા છે. જુવાર, બાજરો, ઘઉં, ચણા વગેરેનો વેપાર કાંઇ જાણવા જોગ નથી.

હાર્ડવેર અને કટલેરીના વેપારમાં તુતીકોરીનથી સિલોન ખાતે ૪૦૦૬૫૩ રૂપીઆનો માલ નિકાસ થયો છે. આ એકજ રકમ જાણવાજોગ છે. આ માલ દેશી બનાવટનોજ છે.

ચામડાંના વેપારમાં, ગાય, ભેંસ, વાછરડાં, બકરાં, અને ઘેટાંનાં ચામડાં તથા શીંગડાનો સમાવેશ થાય છે. મદ્રાસના બંદરેથી બકરાંનાં ચામડાં ગ્રેટબ્રિટન ખાતે ૫૨૪૯૩૨ રૂપીઆનાં, ન્યુસાઉથવેલ્સ ખાતે ૫૨૪૦૩૨ રૂપીઆનાં, નેધરલેન્ડ ખાતે ૮૪૦૫૯૨ રૂપીઆનાં, ફ્રાન્સ ખાતે ૪૩૫૪૨૬ રૂપીઆનાં અને અમેરિકાનાં સંયુક્ત રાજ્યો ખાતે ૧૩૬૬૫૧૫ રૂપિઆનાં નિકાસ થયાં છે. મદ્રાસનાં બંદરેથી ગ્રેટબ્રિટન ખાતે વાછરડાંનાં ચામડાં ૨૧૮૯૭૯ અને પાડાંનાં ચામડાં ૫૧૩૬૦૪ રૂપીઆનાં નિકાશ થયાં છે. મદ્રાસથી કુલ મળીને ગ્રેટબ્રિટન ખાતે ૨૪૦૮૭૪૯ રૂપિઆનાં, અમેરિકા ખાતે ૨૪૦૮૭૪૯ રૂપીઆનાં અને જાપાન ખાતે ૩૯૩૦૮૪૭ રૂપીઆનાં ચામડાં નિકાશ થયાં છે. મદ્રાસથી ગ્રેટબ્રિટન ખાતે ગાયોનાં ચામડાં ૨૧૨૬૫૬૫૦ રૂપિઆનાં ગયાં છે. ખાતરમાં ખાસ કરીને હાડકાં અને માછલીનો સમાવેશ થાય છે. મદ્રાસનાં બંદરેથી ૧૨૫૪૦ રૂપિઆનાં હાડકાં સિલોન ખાતે ૬૧૧૧૪ રૂપિઆનાં બેલજીઅમ ખાતે અને ૫૧૪૮૬ રૂપિઆનાં ફ્રાન્સ ખાતે નિકાસ થયાં છે. કોકનાડાથી બેલજીઅમ ખાતે ૧૬૪૮૪૨ રૂપીઆનાં, તુતીકોરીનથી સિલોન ખાતે ૧૫૫૩૩૪ રૂપીઆનાં નિકાશ થયાં છે. સિલોન ખાતે માછલી કાલીકટ, કાનાનોર અને મેંગલોરથી અનુક્રમે ૧૦૬૮૬૨૧, ૧૩૯૧૫૪, તથા ૨૨૭૯૩૭ રૂપીઆની નિકાસ થઇ છે.

ધાતુમાં લોખંડ, પિત્તળ, કાંસું અને મેન્ગેનીઝ માત્ર વિદેશ ખાતે થોડી ઘણી ચડી છે. લોખંડ મદ્રાસના બંદરેથી અમેરિકાનાં સંયુક્ત રાજ્યો ખાતે ૨૬૪૭૮૦ રૂપીઆનું નિકાસ થયું છે. મેન્ગેનીઝ ધાતુ વિઝાગપટમથી બેલજીઅમ ખાતે ૧૮૮૨૫૦ રૂપીઆની, અને ફ્રાન્સ ખાતે ૮૨૨૦૦ રૂપીઆની નિકાશ થઇ છે. અબરખ મદ્રાસથી ગ્રેટબ્રિટન ખાતે ૧૩૪૨૧૭૩ રૂપીઆનું ચડયું છે.

તેલના વેપારમાં સુંઠ, ચા, ચંદન, માછલી, એરંડી, કોપરાં, ભોંયશીંગ, રાઇ અને તલનાં તેલને મુખ્ય ગણવામાં આવ્યાં છે. ચંદનનું તેલ ગ્રેટબ્રિટન ખાતે મદ્રાસથી ૬૩૦૦૦ રૂપીઆનું, સિલોન ખાતે ૧૨૯૩૭૫ રૂપીઆનું અને જાપાન ખાતે ૧૦૮૦૦ રૂપીઆનું નિકાસ થયું છે. માછલીનું તેલ કોચીનથી ગ્રેટબ્રિટન ખાતે ૧૭૨૭૮૪ રૂપીઆનું, નેધરલેન્ડ ખાતે ૫૮૧૭૦ રૂપીઆનું અને જર્મનીમાં ૬૪૦૫૪ રૂપીઆનું તથા કલીકટથી જુદા જુદા દેશો ખાતે માછલીનું તેલ ૨૦૭૩૩ રૂપીઆનું નિકાસ થયું છે. કલીકટથી ચંદનનું તેલ પણ છુટક છુટક ૨૦૬૬૦ રૂપીઆનું ચડયું છે. તેમજ તેલીચેરીએ પણ પરચુરણ ૬૬૦૦૦ રૂપીઆનું ચંદનનું તેલ પરદેશ ચડાવ્યું છે, એરંડીઆંનું ઘર કોકનાડા છે અને તેણે ૯૩૫૬૩૨ રૂપીઆનું એરંડીઉં વિદેશ મોકલ્યું છે. તેમાં ૬૩૯૦૧૫ રૂપીઆનું ગ્રેટબ્રિટન અને ૨૩૫૯૨૦ રૂપીઆનું જર્મની લઇ ગયું છે. કોપરેલ કોચીનથીજ પરદેશ ચડયું છે. તેની કુલ કીંમત ૨૫૯૪૦૭ રૂપીઆની છે તેમાં ૧૫૮૨૬૩ રૂપીઆનું ગ્રેટબ્રિટને ખાધું છે.

ખોળમાં એરંડી, કોપરાં, ભોંયસીંગ અને તલનો મુખ્ય છે. મદ્રાસનાં બંદરેથી ભોંયશીંગનો ખોળ કુલે ૭૫૧૦૪૪ રૂપીઆનો નિકાસ થયો છે તેમાં ખાસ કરીને ગ્રેટબ્રિટન ખાતે ૨૯૩૧૭૦ રૂપીઆનો અને જર્મનિખાતે ૨૬૭૬૫૫ રૂપિઆનો ચડયો છે.

વિઝાગાપટમ અને કોકનાડાથી સિલોન ખાતે ૧૬૨૬૦૨ રૂપીઆનો અને ૨૪૯૮૨૪ રૂપીઆનો ચડયો છે. તુતીકોરીનથી સિલોનખાતે ૧૭૦૬૭૪ રૂપીઆનો નિકાસ થયો છે. ધનુષકોડિથી ૮૨૯૦૫૬ રૂપીઆનો માલ સિલોન માટે ગયો છે અને તલનો ખોળ કોકનાડાથી ૧૪૭૬૪૯ અને ધનુષકોડીથી ૨૫૨૬૭૧ રૂપીઆનો ખોળ સિલોન ખાતે ગયો છે.

ખોરાકીની ચીજોમાં મુખ્ય મલાઇ, ઘી, ચટણી અને મશાલો ગણવામાં આવ્યો છે. મદ્રાસ બંદરેથી ઘી સિંગાપુર ને પિનાંગ ખાતે ૧૫૦૦૦૫ રૂપિઆનું, કોકનાડાથી સિલોનખાતે ૧૦૫૫૬૯ રૂપીઆનું, નેગાપટમથી સિંગાપુર ખાતે ૧૭૩૬૩૯ રૂપીઆનું ધનુષકોડિથી સિલોનખાતે ૧૩૮૨૮૦ રૂપિઆનું નિકાસ થયું છે. ચટણી અને મશાલામાં જાણવાજોગ એકજ રકમ છે અને તે ૧૭૪૫૯૮ રૂપીઆનો મશાલો મદ્રાસથી ગ્રેટબ્રિટન ખાતે ગયો છે તે છે. બીજી નાની રકમોમાં વિકટોરીઆ ખાતે ૫૮૯૦૨ રૂપીઆની ચટણી, ન્યુસાઉથ વેલ્સખાતે ૪૩૬૯૫ રૂપીઆની અને ક્વીન્સલેન્ડ ખાતે ૪૭૪૪૧ રૂપીઆની ચટણી ગઈ છે.

રૂનો કાચો માલ ગ્રેટબ્રિટન ખાતે તુતીકોરીનથી ૨૬૧૭૭૫ રૂપિઆનો, કોચીનથી ૨૩૧૬૪૪૨ રૂપિઆનો, કલીકટથી ૬૮૪૯૩૩ રૂપીઆનો અને તેલીચેરીથી ૧૧૭૩૫૧ રૂપિઆનો નિકાસ થયો છે. સિલોનખાતે તુતીકોરીનથી ૯૦૮૦૪૧ રૂપીઆનો, કોચીનથી ૧૫૪૯૮૯૯ રૂપીઆનો, કલીકટથી ૪૪૬૯૫૭ રૂપીઆનો અને મેંગલોરથી ૧૮૭૩૨૮ રૂપીઆનો ચડાવવામાં આવ્યો છે. અમેરિકા ખાતે કોચીનથી ૭૬૬૩૪૦ રૂપીઆનું રૂનું નિકાસ થયું છે.

તેલીબીયાંમાં અજમા, સુવા, ધાણાં, જીરૂં, મેથી, એરંડી, કોપરાં, કપાશીઆ, ભોયશીંગ, રાઇ, તલ, અને કાળાતલનો મુખ્ય સમાવેશ થાય છે, ધાણા મદ્રાસના બંદરેથી સિંગાપુર અને પિનાંગખાતે ૫૯૯૮૧ રૂપીઆનાં અને મછલીપટમથી સિલોનખાતે ૫૨૦૦૦ રૂપિઆનાં ચડયાં છે. ધાણાં કુલ એકંદરે મદ્રાસથી જુદા જુદા દેશોમાં મળીને ૭૩૭૯૭ રૂપીઆનાં અને મછલીપટમથી ૫૨૩૫૬ રૂપીઆનાં ચડયાં છે. એરંડી મદ્રાસથી ૭૭૧૭૫ રૂપીઆની નિકાસ થઇ છે તેમાં ૩૬૩૦૦ રૂપીઆની ફ્રાન્સ અને ૪૦૭૮૦ રૂપીઆની અમેરિકા લઇ ગયું છે. કોકનાડાથી એરંડી ૪૬૮૦૨૫૦ રૂપીઆની પરદેશખાતે ચડી છે તેમા ૩૮૩૬૩૧૧ રૂપીઆની અમેરિકા ખાતે અને ૪૪૫૫૨૭ રૂપીઆની ફ્રાન્સખાતે ગઇ છે. કોપરાં ગ્રેટબ્રિટન ખાતે કોચીનથી ૪૭૬૩૨ રૂપીઆનાં અને તેલીચેરીથી ૬૦૦૦૨ રૂપીઆનાં ગયાં છે. કપાશીઆ કોકનાડાથી સિલોન ખાતે ૧૫૦૦૦ રૂપીઆના અને તુતીકોરીનથી ૪૮૭૫૪ રૂપીઆના ગયા છે. ભોંયસીંગ દાણા આ ઇલાકાનાં બંદરોએથી નિકાસ થયા છે તેની નાંલિકા નીચે મુજબ છેઃ—

| | ગ્રેટબ્રિટન | ડેનમાર્ક | જર્મનિ | બેલ્જીઅમ | નેધરલેન્ડ | ફ્રાન્સ | સ્પેન | ઈટલિ |
|---|---|---|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૫૬૨૦૨૩૪ | ૫૯૦૦૦ | ૪૬૬૯૫૪૧ | ૧૭૬૬૧૬૨ | ૫૩૧૪૬૧૧ | ૧૭૬૩૭૮૯૬ | ૨૨૭૨૪૯૨ | ૧૯૩૩૭૮૮ |
| જિમલીપટમ | ... | ... | ૭૭૭૬૮૨ | ૭૦૦૨૬ | ૬૯૬૮૬ | ૧૩૩૬૬૫ | ... | ... |
| વિઝાગાપટમ | ૨૫૯૧૭૯ | ૨૫૯૯૦૪ | ૨૩૪૭૭૫૮ | ૧૯૪૬૬૪ | ૨૨૦૬૯૧૫ | ૬૬૪૮૧૦૦ | ૬૨૭૮૫૭ | ૯૮૦૦૯૭ |
| કોકનાડા | ૪૮૨૦૧૬ | .. | ૧૩૪૩૬૮૫ | ૨૨૨૩૬૭ | ૮૯૨૪૪૧ | ૩૨૯૯૫૯૮ | ૬૨૯૮૩૯ | ૬૯૯૮૦૮ |
| કડલોર | ૫૯૪૨૦ | ... | ૬૮૧૭૨ | ... | ૪૮૯૨૫ | ૧૫૫૯૯૩૭૦ | ૨૩૨૮૯૧૩ | ૨૩૪૯૨૫ |
| પોરટોનોવો | ... | .. | ... | ... | ૪૩૮૨૨૬ | ૪૬૯૦૯૯૯ | .. | ૯૯૯૧૦ |
| નેગાપટમ | ૩૮૫૪૫૧ | ... | ૨૨૯૮૧૦ | ૬૮૦૯૭૦ | ૫૩૨૦૬૭ | ૩૩૮૧૮૩ | ૭૩૯૦૨૩ | ૧૦૩૦૪૦૨ |
| પેનાની | ... | .. | ... | ૯૧૬૫૬ | ૩૫૫૮૧૭ | ૨૫૧૯૭૦ | .. | ... |
| કલીકટ | ૧૨૯૦૩૦ | .. | ૧૯૦૦૦ | ૫૫૩૭૯૮ | ૫૭૮૦૪૦ | ૧૦૦૧૧૭૯ | ... | ૪૫૪૦૭૬ |

ભોંયસીંગદાણા ખાસ ખાસ બંદરોએથી કયા કયા પરદેશમાં કેટલા રૂપીઆ.ના નિકાસ થયા છે તે ઉપરની નાલિકા ઉપરથી સ્પષ્ટ સમજાશે. વિઝાગાપટમથી કાગાનસ કુલે ૪૧૬૨૨૫ રૂપીઆના અને

સફેદ તલ કુલે ૧૭૪૩૪૦ રૂપીઆના પરદેશ ખાતે ચડ્યા છે તેમાં કાળાતલ ફ્રાન્સ ૨૯૪૪૧૨ રૂપીઆના થઈ ગયું છે, કોકનાડાથી ફ્રાન્સખાતે સફેદ તલ ૨૯૩૧૫૦ રૂપીઆના ચડ્યા છે.

ગરમ મશાલામાં સોપારી, એલાચેચી, મરચાં, તજ, સુંઠ, અને મરીને ગણવામાં આવ્યાં છે. સોપારી મદ્રાસથી નાતાલ ખાતે ૪૯૬૨૮ રૂપીઆની નિકાસ થઇ છે. એલાચેચી તુતીકોરીનથી ૫૯૭૯૪ રૂપિઆની અને કલીકટથી ૧૦૦૭૦૦ રૂપિઆની ગ્રેટબ્રિટન ખાતે ચડી છે. પરદેશ સાથેના મરચાંના વેપારમાં કંઈ જાણવાજોગ રકમ નથી. મદ્રાસથી માત્ર ૨૭૨૨૪ રૂપીઆનાં અને નેગાપટમથી ૪૩૩૨૪ રૂપીઆનાં સિંગાપુર સિલોન વિગેરે સ્થળે ગયાં છે. સુંઠ કોચીનથી ૨૦૬૮૬૪ રૂપીઆની અને કલીકટથી ૩૯૦૫૨૫ રૂપીઆની પરદેશ ખાતે ચડી છે તેમાં કોચીનથી ગ્રેટબ્રિટન ખાતે ૯૭૮૨૭ રૂપીઆની અને કલીકટથી ૨૯૧૬૯૨ રૂપીઆની ગઇ છે તે જાણવાજોગ રકમ છે. મરી કોચીનથી ૨૮૨૬૪૮ રૂપીઆનાં કલીકટથી ૫૮૪૫૯૫ રૂપીઆના અને તેલીચેરીથી ૧૨૩૯૩૯૩ રૂપીઆનાં પરદેશ ખાતે ચડ્યાં છે તેમાં આટલાંટિકના કિનારાપરના અમેરિકન બંદરો ખાતે કોચીનથી ૧૫૩૧૦૦ રૂપીઆનાં અને તેલીચેરીથી ૩૧૩૮૫૦ રૂપીઆનાં મરી નિકાસ થયાં છે. ફ્રાન્સ કલીકટથી ૪૧૦૭૭૫ રૂપીઆનાં અને તેલીચેરીથી ૬૦૫૪૮૭ રૂપીઆના મરી લઇ ગયું છે.

ખાંડની હરોળમાં સેરડી અને તાડના ગોળને પણ ગણવામાં આવ્યો છે ગ્રેટબ્રિટન ખાતે મદ્રાસથી ૨૦૭૫૩૧૯ રૂપીઆનો, બિમલીપટમથી ૩૧૬૭૧૧ રૂપીઆનો, વિઝાગપટમથી ૯૨૪૨૮૧ રૂપીઆનો અને કોકનાડાથી ૫૫૩૪૬૯ રૂપીઆનો ગોળ નિકાસ થયો છે. વિલાયત આ ગામડી ગોળને શું કરતું હશે તે વિચારવા જોગ છે.

ચા બે જાતની છે. કાળી અને લીલી. ચા ગ્રેટબ્રિટન ખાતે મદ્રાસથી ૨૩૨૯૩૯૩ રૂપીઆની, તુતીકોરીનથી ૭૬૦૨૪૬૪ રૂપીઆની કોચીનથી ૮૮૭૦૧૭૦ રૂપીઆની, કલીકટથી ૭૭૧૧૦૨૧ રૂપીઆની અને તેલીચેરીથી ૫૭૨૮૧૭ રૂપીઆની નિકાસ થઈ છે.

રૂ સુતર અને કાપડના વેપારમાં રૂનું બહુ મોટું અગત્યનું સ્થાન છે. આ દેશમાંથી રૂ વિદેશ કેટલું જાય છે તેના આંકડા હેરત પમાડનારા છે. મદ્રાસથી ૨૧૫૪૭૩૪૦ રૂપીઆનું, કોકનાડાથી ૨૬૨૬૫૦ રૂપીઆનું, તુતીકોરીનથી ૪૪૫૫૩૭૫૯ રૂપીઆનુ અને કલીકટથી ૯૪૯૧૧૪ રૂપીઆનું રૂ પરદેશખાતે ચડ્યું છે તેમાં પરદેશના સઘળા મુલકોએ મોટો ઉઠાવ કર્યો છે. તુતીકોરીનથી જાપાન ૩૨૨૦૪૦૯૫ રૂપીઆનું રૂ ખાઈ ગયું છે એ રકમ ધ્યાન ખેંચે એવી છે. બાકી સુતર દોરા અને કાપડ મદ્રાસ તેમજ બીજા બંદરોએથી સિલોન, સિંગાપુર, મલાયાના રાજ્યો, સુમાત્રા, જાવા, સીઆમ, હિંદીચીન અને એડન ખાતે જાય છે.

શણનો પરદેશો સાથેનો વેપાર ખાસ કરીને વિઝાગપટમ, બિમલીપટમ અને કોકનાડાથી થાય છે. બિમલીપટમથી ૬૦૭૧૦૪ રૂપીઆનું અને વિઝાગપટમથી ૪૧૧૪૬૩ રૂપીઆનું શણ ગ્રેટબ્રિટન લઇ ગયું છે. જર્મનિએ બિમલીપટમથી ૫૪૧૭૭૨ રૂપીઆનું શણ લીધું છે. ફ્રાન્સ મદ્રાસનાં બંદરેથી સારૂં રેશમ ૧૬૯૯૫૦ રૂપીઆનું અને જંગલી જાતનું રેશમ ૨૨૨૦૭૧ રૂપીઆનું લઇ ગયું છે. મદ્રાસનાં બંદરેથી ગ્રેટબ્રિટન ખાતે ઉન ૧૬૭૪૫૧ રૂપીઆની અને ઉનના ધાબળા ગાલીચા ૫૫૬૫૪૪ રૂપીઆના ચડ્યા છે. સિલોન ખાતે તુતીકોરીનથી ૧૪૨૮૯૨ રૂપીઆના ધાબળા ગયા છે.

તમાકુ ગ્રેટબ્રિટન ખાતે મદ્રાસથી ૧૩૬૮૮૨૭ રૂપીઆની અને કોકનાડાથી ૭૬૦૯૩૫ રૂપીઆની નિકાસ થઇ છે નેધરલેન્ડ ખાતે મદ્રાસથી ૩૭૯૧૯૮ રૂપીઆની અને કોકનાડાથી ૨૫૫૫૯૮ રૂપીઆની ચડી છે. નેગાપટમથી સીંગાપોર ખાતે ૬૪૪૪૩૭ રૂપીઆની અને મલાયાના રાજ્યો ખાતે ૪૭૭૦૩૬ રૂપીઆની નિકાસ થઇ છે.

ઇમારતી અને પરચુરણ લાકડું કલીકટથી ૨૭૦૫૭૨ રૂપીઆનું વિદેશમાં ગયું છે તેમાં ચંદનનું લાકડું અમેરિકાનાં સંયુક્ત રાજ્યો ખાતે ૧૪૪૭૭૦ રૂપીઆનું નિકાસ થયું છે.

## ઇલાકાનાં કુલ બંદરોનો દેશનાં બીજા પ્રાંતનાં બંદરો સાથેનો ખાસ નિકાસનો વેપાર.

| વસ્તુનું નામ | કલકત્તા. | મુંબઇ અને બીજાં બંદરો. | કરાંચી. | રંગુન અને બ્રહ્મદેશનાં બીજાં બંદરો. |
|---|---|---|---|---|
| | રૂપિઆ | રૂપિઆ | રૂપિઆ | રૂપિઆ. |
| નગીઆ, હીરા | ૫૩૮૧૧ | ૧૨૪૯૬૫૯ | ૧૧૯૯૩ | ૧૦૨૩૯૯ |
| ચાક અને ચુનો | " | ૧૩૮૯૪ | " | " |
| નેતર | " | ૧૭૬૦૧૭ | " | " |
| સલ્ફ્યુરીક એસીડ | ૧૯૩૫૦ | " | " | " |
| કાથી | ૪૧૫૦૪ | ૮૩૬૫૨૮ | ૩૮૧૨ | ૫૪૬૩૪૭ |
| સીંદરી | ૫૫૮૬૮૦ | ૧૧૯૭૨૧૩ | ૧૫૦૭૧૯ | ૨૧૩૪૫૭ |
| દોરડાં | " | ૭૬૫૬૧૬ | ૯૫૪૧૯ | ૨૬૫૫૩ |
| ગણી | ૧૪૮૮ | ... | ... | ... |
| દરડાંખેડા | ... | ... | ... | ... |
| હળદર | ૫૬૭૯૪૭ | ૧૧૨૮૦૫ | ૮૩૫૦ | ... |
| શ્રીફળ | ... | ૪૩૧૮૯૮૧ | ૨૨૦૮૦૩ | ૨૪૯૫૧૯ |
| શીંગડાં | ૩૩૭૫૦ | ... | ... | ... |
| ચટાઈ અને ચાકળાં | ... | ૨૦૮૦૫૫ | ૬૩૭૨૮ | ૨૭૬૮૦ |
| માછલીનું તેલ | ૩૫૪૮૬૧ | ૪૦૭૬૫ | ૪૭૪૨ | ... |
| એરંડીયુ | ... | ... | ... | ૧૭૩૦૮૯ |
| કોપરેલ | ૮૦૩૪૫૦૪ | ૩૦૯૯૪૩૬ | ૪૩૦૬૧૮ | ૨૧૦૮૦૧૪ |
| ભોયશીંગનું તેલ | ૮૦૧૬૮૦ | ૩૦૬૬૨ | ... | ૬૨૦ |
| કોપરાંનો ખોળ | ... | ૮૮૬૧૮૦ | ... | ... |
| કોપરાં | ... | ૩૮૫૮૦૭૬ | ૨૩૬૮૬૦૦ | ... |
| સોપારી | ... | ૨૭૨૪૯૦૭ | ૨૭૬૪૦૭ | ૪૩૩૯૦ |
| એલાયચી | ૧૦૪૨૭૫૬ | ૩૩૨૦૦૩ | ૧૩૮૮૧૭ | ... |
| સુંઠ | ... | ૯૫૨૩૩૫ | ૨૮૩૮૬ | ... |
| મરી | ૭૯૦૬૨૦ | ૫૯૭૦૮૨ | ૬૨૭૫૭ | ૧૫૮૭૯૪ |
| ચા | ૧૪૬૭૭૬ | ૭૬૧૬૨૯ | ... | ... |
| રૂ | ૪૦૪૩૮૦૩ | ૧૧૪૮૭૦૯૭ | ... | ... |
| સુતર ૧૧થી ૨૦ નંબરનું | ૧૦૯૨૦૫ | ૨૧૯૬૦ | ... | ૪૪૬૩૬ |
| સુતર ૨૧થી ૩૦ નંબરનું | ૩૫૩૭૫૪૫ | ૧૫૧૧૨૫ | ... | ૩૯૩૪૪૬ |
| સુતર ૩૧થી ૪૦ નંબરનું | ૬૪૬૬૧૫ | ... | ... | ૪૨૧૨૦ |
| ચુણી | ૩૩૩૪૫ | ૫૪૫૫૦૭ | ૪૧૯૯૫૫ | ૪૩૮૨૫ |
| સીગારેટ | ૭૩૦૪૫૦ | ... | ... | ૪૪૮૯૫૩૧ |
| સાગ | ... | ૧૫૬૯૨ | ૭૪૫૯ | ... |
| ઈમારતી લાકડું | ૧૮૯૫૬ | ૪૬૮૦૨૩ | ૫૫૫૯૦૭ | ... |
| ચંદનનું લાકડું | ... | ૮૫૪૪૫ | ... | .. |

| વસ્તુનું નામ. | કચ્છ. રૂપીઆ | કાઠીઆવાડ. રૂપીઆ | ગોવા. રૂપીઆ | ગાયકવાડનું સંસ્થાન. રૂપીઆ |
|---|---|---|---|---|
| નળીઆં ઈંટો | ... | ૧૩૦૬૩૬ | ૧૬૦૬૨૩ | ૫૫૧૩૨ |
| ચાક અને ચુનો | ... | ... | ... | ... |
| નેતર | ... | ... | ... | ... |
| સલ્ફરીક એસીડ | ... | ... | ... | ... |
| દોરી | ... | ૧૩૧૫૦ | ... | ... |
| સીંદરી | ૪૨૪૧૫ | ૧૭૧૯૬૨ | ૪૩૪૬૩ | ... |
| દોરડાં | ... | ૧૫૭૩૦ | ... | ... |
| ગળી | ... | ... | ... | ... |
| હરડાંબેડાં | ... | ... | ... | ... |
| હળદર | ... | ૨૯૬૧૩ | ... | ... |
| શ્રીફળ | ૯૩૮૩ | ૧૩૧૭૬૬ | ૧૫૬૭ | ... |
| શીંગડાં | ... | ... | ... | ... |
| ચટઈ અને ધડકલા | ... | ... | ... | ... |
| માછલીનું તેલ | ... | ... | ... | ... |
| એરંડીયું | ... | ... | ... | ... |
| કોપરેલ | ૧૬૨૧૭ | ૧૪૬૭૧૬ | ૫૨૦૫૦ | ... |
| ભોંયશીંગનું તેલ | ... | ૪૭૧૯૯ | ... | ... |
| કોપરાંનો ખોળ | ... | ૧૭૦૫૪૫ | ... | ... |
| કોપરાં | ... | ૩૪૫૬૨ | ૨૧૩૪૪ | ... |
| સોપારી | ૯૩૧૨૬ | ૧૭૩૫૨૩૦ | ... | ... |
| એલાયચી | ... | ૨૬૨૦ | ... | ... |
| સુંઠ | ... | ૧૦૪૮૬ | ૧૦૪૮૮ | ... |
| મરી | ... | ૧૧૬૧૩ | ... | ... |
| ચા | ... | ૪૨૬૪ | ... | ... |
| રૂ | ... | ... | ... | ... |
| સુતર ૧૧થી ૨૦ નંબરનું | ... | ... | ... | ... |
| સુતર ૨૧થી ૩૦ નંબરનું | ... | ... | ... | |
| સુતર ૩૧થી ૪૦ નંબરનું | ... | .. | ... | ... |
| ગુણી | ... | ... | ૧૬૨૫૫ | ... |
| સીગારેટ | ... | ... | ... | .. |
| સાબુ | ૬૯૮૮૦ | ૩૮૫૭૬ | ... | . |
| ઇમારતી લાકડું | ૮૦૬૯૮ | ૨૪૬૧૪૨ | ૧૪૪૮૦ | |
| ચંદનનું લાકડું | ... | ... | ... | . |

| બગીચાનું નામ. | | માલીકનું નામ. | શાનો છે? | વિસ્તાર. | પોસ્ટ જીલ્લો. |
|---|---|---|---|---|---|
| વેંગ કોટા | ,, | સી. થોમસ એન્ડરસન | કોફી ચા | ૩૧૧ | વછત્રી-મલ |
| વેરકું ફ્રુટ | ,, | પોન્ડીચરી મીસીઅન | ફ્રુટ | ૮૪ | યેરકાડ-સેલ |
| વૉરવીક ટી | ,, | જે. એર્સટીન | ચા | ૧૩૭ | કોટાગિરિ-નિલ |
| વૉટર ફોલ | | જેમ્સ નોર્મન સ્ટોન્સ એન્ડ રામ્સે | કાફી | ૩૦૨ | અટ્ટાકટ્ટી-કોઇ. |
| વૉટર ફોર્ડ એન્ડ વેકસ ફોર્ડ એસ્ટેટ | | અબ્દુર રહીમ શેઠ | કોફી, ચા, મરી, રબર | ૩૦૦ | નેલકોટા-નિલ |
| વોટર ફોર્ડ એસ્ટેટ | | વી. એલ. ટાવર્સ ડ્રેપ્સ | કોફી | ૨૫૦ | યેરકાડ-સેલમ |
| વોટરલી કોફી એસ્ટેટ | | સી. ટી. રાવલ | કોફી | ૧૮૦ | નગલુર-સેલમ |
| વેલમેક | ,, | સી. એચ. હનીબર્ન | ચા | ૨૦૫ | ઉટાકામંડ-નિલ |
| વેસ્ટબરી | ,, | મહમદ હુસેન શેઠ | કોફી | ૫૦૦ | મુસની ગુડી-,, |
| વેકસફોર્ડ | ,, | અબ્દુર રહીમ શેઠ | કોફી મરી | ૧૪૩ | નેલકોટા- ,, |
| વહાડન | ,, | મીસીસ બકનાલ અને બીજા | કોફી મરી | ૨૪૦ | પોલીબેટા-કોઇ |
| વીટબેક | ,, | થીઆસોલા એસ્ટટ કો. લી. | ચા | ૧૬૩ | કિલકુંડા-નિલ |
| વીન્ડસર | ,, | ડબલ્યુ. ડીન | કોફી રબર | ૬૬૬ | કિલકોટાગિરી-,, |
| વુડબ્રીઅર | ,, | ઇ. એ. અને જી. ડબલ્યુ. ફ્લ્ચર | ચા | ૭૮૨ | દેવસોલા- ,, |
| વુડકોટ | ,, | મીસ એમ. એફ. વુલી | ચા | ૬૩ | કુનુર- ,, |
| વુડલેન્ડ | ,, | એસ. એમ. હાયટ | કોફી | ૧૦૦ | નગલુર-સેલમ |
| વુડલીસ | ,, | જે. ટી. મુરે | કોફી | ૮૦ | કોટાગિરિ-નિલ |
| વુડલીગ | ,, | મ. પ્લેન્ટેશન લી. | ચા | ૬૮ | નેલકોટા- ,, |
| વુડબ્રોક | ,, | મેજર જી. લામોટે | કોફી | ૨૦૦ | કિલકોટાગિરિ-,, |
| વોસહલી | ,, | કન્સોલીડેટેડ કોફી એસ્ટેટ લી. | કોફી | ૧૨૪૬ | પોલીબેટા-કોઈ |
| વુડરહલી | ,, | બીની એન્ડ કો. લી. | કોફી | ૧૪૮ | સિદાપુર- ,, |
| યેમીંગુન્ડી | ,, | ... | ... | ... | પોલીબેટા- ,, |
| યેરધારકુ | ,, | હાજી ઇસ્માઇલ શેઠ એન્ડ બધર્સ | ... | ૩૦૦ | વુત્તુપલુમ-નિલગીરી |

# મદ્રાસ ઈલાકાનું દિગ્દર્શન.

[ પ્રથમ ભાગ. ]

તૃતીય ખંડ.

ઈલાકામાંની પેઢીઓ અને પ્રસિદ્ધ પુરૂષોના ઈતિહાસ અને પરિચય.

# નારિએલ વાળા કુટુંબનો ઇતિહાસ.

## પ્રથમ ભાગ.

### ઉત્પત્તિ અને જાહોજલાલિની સ્થાપના

મદ્રાસ ઈલાકામા ત્રાવણકોરનું દેશી રાજ્ય ઘણું વિશાળ અને સમૃદ્ધ છે. એ રાજ્યમા અલેપી એક સુંદર બંદર છે ત્યા ઘણા ગુજરાતી શ્રીમંતો વસે છે. તેમાના કેટલાક તો બહુ જુના વખતથી ત્યા આવી વસેલા છે શેઠ નવરોજી પેસ્તનજી નારિએલવાળા તેમાના એક છે, એટલું જ નહી પણ એમના વડવા તો અહીઆ આવનારા ગુજરાતીઓમાના સહુથી પ્રથમ છે.

અલેપીમા સહુથી પ્રથમ આવી વસનારા એ પારસી ગુજરાતી ગૃહસ્થનું શુભનામ શેઠ નવરોજી કાવસજી નારિએલવાળા છે એઓના પિતામહ શેઠ રૂસ્તમજી હીરજી ભાઇ ભરૂચ જીલ્લાના અંકલેશ્વર ગામની પાસે આવેલા હાંસોટ નામના ગામમા રહેતા હતા રૂસ્તમજી શેઠ ઉનનો વેપાર કરતા હોવાથી તેઓ ઉનવાલા કહેવાતા. હાંસોટ ગામની પટેલાઇ પણ એઓના હસ્તક હતી. સારી ઇજ્જત અને દોલત તથા સાત દીકરાઓનો બહોળો વિસ્તાર મુકી રૂસ્તમજી શેઠ બેહસ્તનશીન થયા ત્યારે બાપીકી મિલ્કત તે સાતે બાન્ધવોએ પોત પોતાના વચ્ચે સલાહ સંપથી વાટી લીધી પરંતુ પાછળથી કલહ પેઠો અને પોતપોતાના પક્ષની સબળતા ને હક સાબીત કરવા સહુ ભાઈઓ સરકાર દરબારની અદાલતમા ઘસડાઇ ખરાબખસ્ત થયા.

રૂસ્તમજી શેઠના એ બેટાઓમા એમના ઉજ્જવલ વંશજોની કારકીર્દીમા જળવાઇ રહે એવું જે સપુતનુ નામ રહેવા પામ્યુ છે તે કાવસજી શેઠનું છે બાંધવો વચ્ચેના કલહમા તેઓ પણ પાયમાલ થઇ ગયા હતા, ઘેર સંતતિ પણ સારી થઇ હતી, એ સર્વના પોષણની ચિન્તાને રાહત આપવા જેટલા સાધનો પણ કાવસજી શેઠ પાસે રહ્યા નહી ત્યારે તેઓ છાના માના ઘરખટલાને જગતના મહાન પિતાને આશરે છોડી હાંસોટમાથી પગરસ્તે ચાલી નીકળ્યા, ચાલતા ચાલતા તેઓ મુંબઇ બંદરની પાસેના માહીમ ગામમા આવી પહોચ્યા. આ ઇસ્વી સન ૧૭૬૬ની સાલ હતી.

માહીમમા આવી કાવસજી શેઠે એક પ્રભુ જ્ઞાતિના મહારાષ્ટ્રીય ગૃહસ્થની વાડીમાં વિસામો લીધો, અજાણ્યા થાકી ગએલા અને દુખિઆરા મુસાફરને જોઇ તે વાડીના માલીકે તેમને પૃચ્છા કરી કાવસજી શેઠે તેમને પોતાની સર્વ હાલત જણાવી. દયાળુ હૃદયના તે પ્રભુ ગૃહસ્થે પોતાને આંગણે આવેલા અતિથિને આશ્વાસન આપી સીધુ સામાન આપ્યુ ને રસોઇ કરી જમી લેવાનુ કહ્યુ તે પ્રભુ ગૃહસ્થે ત્રણ દિવસ સુધી કઇ પણ વિશેષ પૂછ્યા વિના પરોણાનુ આતિથ્ય કર્યું. કાવસજી શેઠ આવા દયાળુ પુરુષની મમતાથી પ્રભુનો પાડ માનવા લાગ્યા

એક મદદનીશની જરૂર પડી એટલે તેમણે પોતાના નાના બન્ધુને મુંબઇ ખાતેનું કામકાજ સંભાળવાને જણાવ્યું.

પેસ્તનજી પણ પોતાની નોકરીનાં કામકાજથી મળેલા અનુભવે હોસ્યાર અને કાબેલ થયા હતા. એમના શેઠ પાસે કેટલાંક દેશી વહાણો હતાં, એ વહાણોમાં માલ ભરીને પેસ્તનજી પોતાના શેઠના વતી દૂર દૂરનાં બંદરોમાં વેચવાને જતા તેથી તેમને પરસ્યન ભાષા જાણી લેવાનો લાભ મળ્યો હતો. આ વેળા હિન્દમાં મોગલ શહેનશાહત હોવાથી પરસ્યન ભાષાનું પ્રચલન હતું. પેસ્તનજી બચપણથીજ આ વોહરા ગૃહસ્થને ત્યાં નોકરીએ રહી સારા ગુણોને લઇને માલીકની પ્રીતિ સંપાદન કરી શકયા હતા. માલીક એમને પોતાનાં ઘરનાં માણસની પેઠેજ રાખતા હતા. પ્રમાણિકપણાંથી પેસ્તનજીએ પોતાના માલીકના વેપારની લગામ પોતાને હસ્તક કરી હતી. પરસ્યન ભાષા તો તેઓ એવી ફાંકડી બોલતા કે જાણે તે તેમની માતૃભાષાજ હોય નહીં. નોકરીમાં અમલચેન હોવા છતાં વડીલ બન્ધુ સાથે વેપાર ખીલવવાને જોડાવાની માગણી આવતાં નોકરી છોડી તેઓ બન્ધુના કારભારમાં પડયા.

બન્ને ભાઇઓનાં એકત્ર બળથી વેપારમાં ઘણો બહોળો લાભ થવા લાગ્યો એટલે નવરોજી શેઠ પોતીકાં બારકસો હોય તો ઓર બહાર આવે એવા વિચારથી બારકસો બંધાવવાને મુંબઇ આવ્યા. આ વખતે સર્વે વેપાર દેશી વહાણો મારફત ચાલતો હતો. હિંદના સોદાગરો પોતાનાં બારકસોમાં માલ ભરી દરિઆ કિનારા પરનાં દૂર દૂરનાં દેશોનાં બંદરોએ જઇ સારો વેપાર કરતા. નવરોજી શેઠે પણ પોતીકાં વહાણો મારફત ઇરાન, અરબસ્તાન, ચીન વગેરેમાં પોતાનો વેપાર ફેલાવ્યો. મુંબઇના વેપારની સર્વ લગામ પેસ્તનજીને સોંપી પોતે કલકતા રહેતા.

એક વખત એવું બન્યું કે પેસ્તનજી શેઠે વહાણમાં માલ ભરી મુંબઇથી કલકતા જવાને અરબી સમુદ્રની સફર શરૂ કરી. સાથે પુષ્કળ માલ અને માણસો હતાં. મુંબઇથી બારકસ ઉપડીને ચાલ્યું. ચાલતાં ચાલતાં થોડા દિવસ પછી સમુદ્રમાં એક અગોચર સ્થાન પર માલ અને જાન જોખમમાં આવી પડયાં. દરિઆનાં પ્રચંડ મોજાં બારકસને ઉથલાવી મારવાને ઉછળવા લાગ્યાં, સમુદ્ર ખરે તોફાની થઇ પડયો. પેસ્તનજી શેઠે આવી બન્યું ધારી ખલાસીઓને જ્યાં હોય ત્યાં ગમે તેમ કરી કિનારાને હાથ કરવા હુકમ કર્યો. ખલાસીની ભારે જહેમતથી ઘણા અચંબા વચ્ચે તુરતમાં કિનારો મળ્યો અને સહુના ખોળીઆંમાં જીવ આવ્યા.

આ કિનારો મલબાર કાંઠાના ત્રાવણકોર સંસ્થાનનો હતો એટલું જ નહીં પણ કિનારો તિરૂવાંકુર (ત્રિવેન્દ્રમ) બંદરનો જ હતો. આ બંદર હજુ સુધી યુરોપની સાહસિક પ્રજાની જાણમાં આવ્યું ન હતું. તિરૂવાંકુર બંદરના રક્ષકો પેસ્તનજી શેઠની મંડળીને પરદેશી ચાંચીઆ અને લુટારૂ સમજી કેદ કરી પોતાના રાજા પાસે લઇ ગયા. પેસ્તનજી શેઠ આ પ્રદેશની ભાષા જાણતા ન હતા તેથી તેમણે પોતાનું બયાન રાજા સન્મુખ પરસ્યન ભાષામાં જ રજુ કર્યું. મોગલ પાદશાહોનું અદાલતી કામકાજ પણ પરસ્યનમાં જ થતું હતું અને સઘળાં પાદશાહી ફરમાનો પણ એમાંજ જારી થતાં હતાં એટલે હિંદનાં નાનાં મોટાં રાજ્યના રાજાઓ એ ભાષાથી જાણીતા રહેતા હતા તે વખતના ત્રાવણકોરના નામદાર મહારાજા રામ રાજા પણ પરસ્યન સારૂં જાણતા હતા. પેસ્તનજી શેઠની હકીકત જાણી તેઓ પ્રસન્ન થયા. તેમને બંધન મુક્ત કરી સારો આવકાર આપ્યો એટલુંજ નહીં પણ પેસ્તનજી શેઠના દેશના વેપાર સાથે પોતાનાં રાજ્યના વેપારનો સંબંધ જોડાય એવી ઇચ્છા બતાવી. પેસ્તનજી શેઠનાં વહાણમાં ભરેલો સઘળો માલ પેસ્તનજી શેઠના કહેવા મુજબ દામ આપી રાજા સાહેબે ખરીદી લીધો. વળી પોતાને ત્યાંથી જે માલ જોઇએ તે કોઇ જાતની રોકટોક વિના અને વળી બીનજકાતે લઇ જવા દીધો, તે ઉપરાંત રાજા સાહેબે પેસ્તનજી શેઠને બહુજ ઓછી જકાતે હવેથી આ બંદર સાથેનો આયાત નિકાસનો

વેપાર કરવા દેવાની છુટ આપી. પેસ્તનજી શેઠે ત્રાવણકોરની પેદાશનો પુષ્કળ માલ વહાણમાં ભર્યો જેમાં ખાસ કરીને સાગ મોટા પ્રમાણમાં હતો. તિરૂવાંકુરથી પેસ્તનજી શેઠ કલકત્તા નહી જતા મુંબઇ પરત જઇ પોતાના સર્વે ગ્રાહકો ત્રાવણકોરની પેદાશનો સાગ, મરી, એલાયચી વગેરે માલ ભરવા લઇ આવ્યા. રાજાની કૃપાથી તેઓ પુષ્કળ માલ લઇ મુંબઇ ગયા અને એમ વારવાર આવ જાવ થવા લાગી. માલની ચડગત થતા અને માલ મેળવવા વગેરેમાં અલેપીનું બંદર વધારે સગવડના વાળું જણાયાથી પેસ્તનજી શેઠે રાજા સાહેબની પરવાનગી મેળવી અલેપી વસાવ્યું અને થોડો વખત પોતે ત્યા રહ્યા. પોતાના બાહોશ બન્ધુના આ નવા કારભારથી નવરોજી શેઠ ઘણા ખુશી થયા. વળી વહાણો અને મનવારો બાંધવામા સાગ ઘણો ઉપયોગમાં આવતો જાણી તેણે ઇસ્ટ ઇંડિયા કમ્પનીને જથ્થાબંધ સાગ પુરા પાડવા સબંધીની ગોઠવણ કરી. આ કામ સારૂ ત્રાવણકોરના રાજાએ નવરોજી શેઠને આમંત્રણ આપી કલકત્તાથી ખાસ બોલાવ્યા. ત્રાવણકોરની દરબાર અને ઇસ્ટ ઇંડિયા કમ્પની વચ્ચે સાગના વેપાર સબંધી કરારનામું થયું. ૧૮૦૩ ના એશિઆટિક રિસર્ચ એન્યુઅલના ૧૯૦ મા પૃષ્ઠ પર આ કરારનામાની નકલ પ્રગટ થઇ હતી.

આ જાતના વ્યાપારિક વ્યવહારના જોડાણથી અલેપીમાં વસવાની જરૂર જણાતાં નવરોજી શેઠ કલકત્તા અને મુંબઇના રહેઠાણને છોડી આ આવી વસ્યા. જીવનની સાદાઇ અને સ્વભાવની અમીરાઇથી નવરોજી શેઠે રાજાનો ચાહ જીતી લીધો. તેથી તેઓ આખા રાજ્યમાં એક મુખ્ય વ્યક્તિ ગણાવા લાગ્યા.

હવે આ દરમ્યાનમા એક વિકટ પ્રસંગ ઉભો થયો, રાજાના બાહેનજી ચર્મ રોગમાં સપડાયાં, સારા સારા નિપુણ વૈદ્યરાજોના ઔષધ કરતા કોઇનાથી રોગની નિવૃત્તિ થઇ શકી નહી. એટલામા રાજાની નવરોજી શેઠ પરની પ્રીતિ જોઇ અંતરમાં ઇર્ષા રાખતા કોઇ અદેખા દરબારીએ રાજાને ભેરવ્યું કે નવરોજી શેઠ પાસે અકસીર દવા છે, તેના લેપનથી બહેનનું દરદ દૂર થાય એવું લાગે છે. રાજાએ નવરોજી શેઠને તે બાબત વાત કહી પણ આ વાત તો કેવળ એક બનાવટી મનની ઉપજાવણીની હતી. એમના પાસે કશી દવા હતી નહી. સાફ દિલથી નવરોજી શેઠે પોતાના પાસે એવી કોઇ દવા નહી હોવાનું જણાવ્યું પણ રાજાએ તે નહી માનતા ઔષધ આપવા આગ્રહ કર્યો. રાજાનો અત્યાગ્રહ જોઇ નવરોજી શેઠે વિચાર્યું કે ભારે થઇ, સમયને પારખી લઇ તેમણે રાજા પાસેથી થોડો અવસર માગ્યો. રાજાએ ખુશીથી રજા આપી. ઘેર આવી એવણ ઉદાસ થઇ ગયા. શ્રી પાક દાદાર અહુરમજદનું ચિંતવન કરતા તેઓએ આતશની આરાધના કરી સાંજથી લઇ આખી રાત આતશ પર સુખડ લોબાનની ખુશબો મુકતા અવસ્થાના પાઠ કર્યા, પાછલી રાતના પહોર કાટવાનો સમય થતા તેઓની આંખ સહજ મીંચાઇ, શી દવા આપવી એનો વિચાર દિલમા ઘોળાયા કરતો હતો. એ રીતે સહેજ ઝોકું આવ્યું. તેટલામાં તેમણે એક અદૃશ્ય ધ્વનિ સાંભળ્યો— "સાકરને મુખમા રાખી ઓગાળ અને તે પ્રવાહીનું રોગીના શરીર પર લેપન કર, રોગીને તડકે બેસાડ. લેપન સુકાઇ જતા સ્વચ્છ જળથી તેને સ્નાન કરાવ. એમ કરવાથી રોગીનો રોગ દૂર થશે." આ સ્વપ્નની દૈવવાણીને સ્મરણમાં રાખી જગત્પિતાનું નામ સ્મરતા સ્મરતા નવરોજી શેઠ આનંદથી પોતાને આસનેથી ઉઠ્યા અને યોગ્ય સમય થયે રાજમહેલમા ગયા ત્યા રાજાને મળી બેનને દવા કરવાની પોતાની ખુશી બતાવી. રાજાની આજ્ઞાથી દવા શરૂ થઇ અને થોડા દિવસમા તો રાજકુમારીનો રોગ નિવૃત્ત થયો. આથી રાજા ઘણા પ્રસન્ન થયા, હાથી દાંતની મઢેલી એક પાલખી, દરબારી પોશાક અને પન્તારન્ડીમળ એટલે ૧૨ માણસને થાય એટલું અનાજ રાજ દરબાર તરફથી રોજ આપવાનો હક અને ૧૨ નાયર સિપાઇઓની ટુકડીના માન એનાયત કરવામા આવ્યા. આવા માન રાજ તરફથી કોઇને જ્વલ્લેજ મળે છે.

નવરોજજી શેઠનો વેપાર પણ ઘણો ખીલ્યો હતો. ચીન અને ફ્રાન્સ સુધીના આડ્તો એમની પાસે હતા. નવરોજજી શેઠને એક ઘણો મુલ્યવાન હીરો પ્રાપ્ત થયો હતો, એમ કહેવાય છે કે આ હીરામાંથી પ્રગટતાં જ્યોતિ દ્વારા તેઓ પોતાની પ્રાર્થનાઓ સૂર્યદેવને પહોંચાડતા. નવરોજજી શેઠને બે બેટાઓ હતા તેમાંના નાના બેટા મહેરવાનજી શેઠનાં લગ્ન પ્રસંગે પિતા તરફની અણમોલ ભેટમાં આ અમુલ્ય રત્ન એમને ભેટ આપવું એવી એમની ઇચ્છા હતી પણ પિતાની એવી ઇચ્છા વડા બેટા હોરમસજી શેઠના જાણવામાં આવી ત્યારે પિતાનો પક્ષપાત સમજી તેઓ ઘણા નાખુશ થયા, આથી પછી નવરોજજી શેઠે તે રત્ન પોતાનીજ પાસે રાખ્યુ. નવરોજજી શેઠે વણાટકામનું એક કારખાનું સ્થાપ્યું હતું તેમાં છીંટ અને રેશમનું ઉમદા કાપડ વણાતું હતું. ડચ અને ફ્રેન્ચ વેપારીઓ પોતાનાં વહાણો અહીંઆ લાવી આ કારખાનાંનો માલ પોતાના દેશ માટે ખરીદી જતા હતા, આ વખતે એક ધનાઢ્ય ફ્રેન્ચ વેપારીને નવરોજજી શેઠે પોતાનો હીરો વેંચી નાખ્યો.

નવરોજજી શેઠના વેપારમાં મલબાર કિનારા ઉપર ૨૮ ફ્તેહમારીઓ આવ જાવ કરતી હતી તે ઉપરાંત તેમનો વેપાર ઇરાન અરબસ્તાન અને ચીન સુધી ફેલાએલો હોવાથી મોટાં મોટાં વહાણો પણ કામે લાગ્યાં હતાં જેમાંનાં બે ત્રણની વિગત નીચે મુજબ ઉપલબ્ધ છે,

શાહ બહેરામ— નામનું વહાણ અમેરિકામાં ૧૭૯૧ની સાલમાં બંધાયું હતું તે ૨૫૦ ટનના વજનનું હતું અને પેસ્તનજી શેઠનાં નામ પર ખરીદાએલું હતું.

લેડન બેનર્મેન— સુરતમાં ૧૮૧૭ની સાલમાં મિ. બહેરામજી કાવસજી નામના વહાણ બાંધવાનો ધંધો કરનારા બાહોશ નરે ૭૫૪ ટનના વજનનું બાંધ્યું હતું. આ વહાણ નવરોજજી શેઠના વડા પુત્ર હોરમસજી શાહ વ્રજલાલ હરખચંદના ભાગમાં વેપાર કરતા તેની હકુમતમાં હતું. એ બારકસ ૧૮૩૬ના ડિસેમ્બરની આખરીમાં ચીનથી મુંબઇ આવવાને ઉપડતાં રસ્તામાં પારાસેલ ખરાબા સાથે અથડાઇને નાશ પામ્યું. આ વહાણ યૂરોપના બંદરોની પણ સફર કરતું હતું.

અર્લ ઓફ કલેર— આ વહાણ ૧૮૩૨માં શેઠ મહેરવાનજી નવરોજજીના નામે ફરતું અને ૯૧૦ ટનના વજનનું હતું. તે વહાણ પણ દૂર દૂરનાં બંદરોના પ્રવાસ માટે જ કામમાં લેવામાં આવતુ.

ઉપરનાં વહાણોની લાંબી મજલની સાક્ષી પૂરતા બે પત્રો મળી આવ્યા છે તે અહીંઆં સંગ્રહવા જોગ છે,

### પત્ર ૧ લો.

આ પત્ર ભુજ (કચ્છ) ના રેસિડેન્ટ મિ. જે. વી. રિઓટનો લખેલો છે.

Bhuj, 3rd March 1832.

Dear Mr. Maherwanjee Nowrojee,

*I am happy to be able to inform you that I have received the* security bond for Rs. 30,000/- returned to me by Mr. Morgan. My accountant for the Presidency being settled the bond was returned to me and is now

therefore cancelled. I need not say how I am obliged. I feel to you for the opportunity afforded to me in that affair. Pray has your ships returned from China and have you any tea for me? If so, I shall be glad to get, for I am much in want of good tea, the price of which I can remit to you next month with Rs 400/- (Rupees four hundred) I owe you. I shall be glad to hear of your well doing, when you are disposed to write.

I trust you will do your best endeavours in obtaining my brother a berth in one of your ships elsewhere

Yours sincerely
........... ...Rybot.

P. S—Your new ship "Earl of Cleare" has it launched it yet.

પત્ર ૨ જો

આ પત્ર મિ. થોમસ ક્રોફોર્ડનો લખેલો છે તેઓ તે વખતે ત્રાવણકોર સસ્થાનમા કોમરશ્યલ એજન્ટ હતા. એમના નાનાભાઇ મિ આરથર ક્રોફોર્ડ મુંબઇની કાટર્ડ મારકેટના સુપ્રીન્ટન્ડન્ટ હતા.

7th March 1831

Dear Mr. Maherwanjee Nowrojee,

Do me a favour to say when "Bannerman" sails, and whether she is to touch at Cochin, as I have few articles to Mr Caldicott

Thanking you in advance

Very trully yours
Thomas, crawford

નવરોજજી શેઠના એક વડા ભાઇ સોરાબજી અલ્લેપીમા રહીને જઇ વસ્યા હતા તેઓ ત્યા પોતાનુ ગુજરાન મારી ઇજ્જત આબરૂ સાથે ચલાવતા હતા તે વખતના અલ્લેપીના રાજાને એમણે એક પિત્તળની તોપ ભેટ કરી હતી જેના ઉપર એમનુ સોરાબજી કાવસજી નારિએળવાળા એવુ નામ કોતરેલુ હતુ આ તોપ હજુ પણ મોજુદ છે ઘણાએ પારસી પ્રવાસીઓ અલ્લેપીની મુલાકાત દરમ્યાન પોતાની કોમના એક પુરાણા ગૃહસ્થના નામની યાદગીરીની ચીજ જોઇ ખુશ થાય છે થોડા વરસ પહેલા મિ. નવરોજી દિથિઆએ રહીને મુલાકાત લઇ આ તોપ જોઇ ઉપર્યુક્ત બીના પર પ્રકાશ પાડયો છે.

નવરોજજી શેઠને બે બેટાઓ થયા હતા તેમાના મોટાનુ નામ હોરમસજી હતુ અને નાના મહેરવાનજી હતા બન્ને ભાઇઓ પિતાના રોજગારમા મોટા મદદગાર હતા.

નવરોજજી શેઠના વેપાર વણજના બહોળા કારભારમા મુંબઇ અને મલબારમા મળીને પોતાની કોમના ૧૮ મહેતા મુત્સદીઓ હતા તેમા શાપુરજી પેસ્તનજી અને હોરમસજી ફરામજી નામના બે ગૃહસ્થો મુખ્ય મુનીમો હતા. સત્યનિષ્ઠા અને પ્રમાણિકપણાથી નવરોજજી શેઠ એક સાધારણ સ્થિતિમાથી ઉપર આવીને ત્રાવણકોરના રાજ્યમા એક બહુ પ્રતિષ્ઠિત અને ધનવાન વ્યક્તિના પદને પામ્યા આ સસ્થાનમા મશહૂર

કિનારાથી વેમ્બનાડ સરોવર સુધી ઉત્તરમાં અને દક્ષિણમાં કનીરપન્નીથી આગડુપુળા સુધીની વિશાળ મિલ્કતો એમણે મેળવી. ૩૬ વરસના લાંબી મુદતના નિવાસ પછી ઉત્તરાવસ્થામાં નવરોજજી શેઠને અનેકવાર મુંબઈ અકસ્માત જવું પડયું. જોગ એવા બન્યો કે, એમણે અનેકવાર સાધુસંતના અને ગરીબ ગુરબાઓ માટે એક સદાવ્રત સ્થાપ્યું હતું. એક દિવસ સદાવ્રત લેવાને નિમિત્તે એક સન્તે આવી શેઠને કહ્યું કે 'હવે તમારો અહીંઆ વસવાનો વખત પૂરો થયો છે માટે આ જગો છોડી ચાલ્યા જાઓ નહી તો તમારા હક્કમાં ભારે નુકશાન છે' સાધુ તો એમ કહીને ચાલ્યો ગયો. નવરોજજી શેઠે સાધુની આ વાણીને સાચી માની તેજ દિવસે પોતાનું જરઝવાહીર સઘળી ચાકી સરસામાન અને સ્થાવર જંગમ બીજી બધી ચીજવસ્તુઓ એમને એમ છોડી અનપઢને છેલ્લી સલામ કરી. મહારાજા સાથે નવરોજજી શેઠને એવો સબંધ હતો કે છેવટે જતી વેળા તેમને મળી લેવાની પણ તેમની ફરજ હતી છતાં મહારાજાને ખબર પણ કર્યા વિના નવરોજજી શેઠ આ આબાદ વાડીને વખતની મુકી ચાલી નીકળ્યા. આ ૧૮૦૭ ની સાલ ચાલતી હતી.

આ વખત ત્રાવણકોર સંસ્થાનને ઘણો વસમો હતો. ગાદી ભરમાં ઉથલ પાથલ ચાલી હતી. લોક પ્રિય દિવાન રાજા કેશવદાસને એના પદ પરથી હાંકી કાઢવામાં આવ્યા હતા. દરબાર અને અંગ્રેજો વચ્ચેના સંબંધમાં ભંગાણ પડયું હતું. તે વખતનો દિવાન અંગ્રેજો તરફ ભારે ઘૃણાની નજરથી જોતો હતો. આનું પરિણામ એ આવ્યું કે સંસ્થાનમાં અંધેર ને લૂંટફાટ વ્યાપી રહ્યા. રાજા પણ રાજ્યતંત્રના સૂત્રને સંભાળવા અશક્ત નીવડ્યા અને પ્રદેશ આખો અસ્ત વ્યસ્ત સ્થિતિમાં આવી પડયો. એજ અરસામાં ઇસ્ટ ઇંડિઆ કંપનીની એક મનવાર અનપઢના બાગમાં આવી. આકાશમાં ડોકીઆ કરતો એક સુંદર ભવ્ય મહેલ મનમારમાંના લડાઇઆઓના જોવામાં આવ્યો. તેને આ સ્થળના રાજાનો મહેલ સમજી તેમણે તોપના ગોળાથી ઉડાડી મૂકયો. નવરોજજી શેઠનું નિવાસ મંદિર તૂટી નાશ પામ્યું. કિનારે આવ્યા પછી આ લશ્કરીઓ તે ભગ્ન મહેલમાં જોવા ગયા તો તેને સાફ જણાઇ આવ્યું કે આ મહેલ રાજાનો ન હોતાં પ્રજામાંના કોઇ માતબર વેપારીનો હોવો જોઇએ. આ સ્થળના ખંડેરો હજુ પણ મોજુદ છે.

કમ્પનીના હોદ્દેદારોએ ત્રાવણકોરની દરબાર ઉપર કેટલીક જાતના આરોપો ઘડી કાઢ્યા અને તે બદલાના બદલામાં એક ભારે રકમનો દંડ દેવાની ફરજ પાડી. દરબારના ખજાનામાં નાણાં ન હતા પણ દંડ ભર્યા વિના ચાલે તેમ ન હતું એટલે લાચારીએ તેણે મુંબઇ નવરોજજી શેઠ પાસે સઘળા વિગતના સમાચાર મોકલ્યા. જરા પણ વિલંબ કર્યા વિના તેમણે પોતાના નાના બન્ધુ પેસ્તનજી શેઠને મદ્રાસ રસ્તે થઇને ત્રિવેન્દ્રમ મોકલ્યા. પેસ્તનજી શેઠે મહારાજા આગળ ૧ લાખ ૮૦ હજાર પેગોડાની થેલીઓ મૂકી તે જોઇ મહારાજા ઘણા પ્રસન્ન થયા અને તેની પહોંચ દરબારી મહોર સિક્કા સાથે ત્રાંબાના પતરા પર કરી આપી. એક પેગોડાની કિંમત લગભગ સાડા ત્રણ રૂપીઆ જેટલી હતી.

નવરોજજી શેઠે મુંબઇમાં પણ ઘણી સારી મિલ્કતો ઉભી કરી. કોટમાં સર જમશેદજીના મહેલવાળુ અસલી મકાન દાદીસેઠના ખેડુઓ પાસેથી વેચાણ કરી લઇ પોતાને રહેવા લાયકની ઇમારત બંધાવી અને તેજ ઇમારતની નજીકમાં પોતાના મુનીમ શાપુરજી પેસ્તનજીને પણ એક ઇમારત લઇ આપી.

અનપઢ ખાતે નવરોજજી શેઠે એક અગીઆરી અને દોખમુ બંધાવ્યાં એવી જ રીતે મુંબઇમાં મઝગાંવના એક પગામાં અને ભરૂચમાં પણ અગીઆરી બંધાવી હતી. આ ઉપરાંત કોમ હમદર્દીના અને બીજા સાર્વજનિક અનેક ધરમાઉ ખાતાઓમાં તેઓ છુટે હાથે ઉતરતા દાખવતા હતા.

૧૮૨૧ની સાલમા એમના વડા બેગ હેગમગજી શેઠ બેહરતનશીન થયા એ એમની ઉત્તરાવસ્થામા ભારી ધા લાગ્યો અને બીજી પણ એક ભારે નુકસાનીની બીના એ બની કે ઇમારતી લાકડાના વેપારમા એમને મોટો ટોટો ગયો ૧૮૨૫ના જુલાઇ માસની તારીખ ૨ જી ના રોજ એ પુન્યશાળી જીવ આ લોકમાથી દેહ વિલયને પામ્યો

શેઠ નવરોજી કાવસજીએ ગરીબાઇથી સ્વબાહુબલે કમાઇ કરી જુના વખતના દેશી રાજ્યમા માનમરતબો ભોગવ્યો અને અખૂટ પઇસો મેળવ્યો એમની ઇસ્કામત બધી મળી ૨૨ લાખ રૂ અકાતી હતી.

---

## દ્વિતીય ભાગ.

### મધ્ય યુગ

એક કુટુબનો ભાગ્યશાળી વડો આ સસારને ત્યાગી ગયા પછી પ્રાયઃ પાછળ દુર્ભાગ્ય આવીને ઉભુ રહે છે નવરોજજી શેઠ અલેપી છોડીને મુંબઇ વસ્યા ત્યારથી અલેપી, ત્રાવણકોર અને મલબાર કિનારાનો સઘળો કારભાર એમના મુનીમો સભાળતા હતા. એ મુનીમો શેઠ શાપુરજી પેરતનજી અને હોરમસજી ફરામજીએ પ્રમાણિકપણાથી ઘણા વરસ સુધી નારિએળવાળા શેઠનું કામકાજ આબાદ રીતે સભાળ્યુ અને એમના નેક વર્તનનો બદલો પણ એમને સારો મળ્યો હતો પાછળથી એ ગૃહસ્થો પોતીકો વેપાર કરતા થયા હતા અને તેમા સારૂ નામ કમાયા હતા

આ બન્ને ગૃહસ્થોની શુભ પીછાન સગ્રહવી એ આ ઇતિહાસ લેખનને વધારે શોભા આપે એમ છે મુંબઇના પ્રસિદ્ધ પારસી દૈનિક પત્ર "જામે જમશેદ" મા ૧૯૧૭ ના વરસમા પારસી પ્રજાના જુના ગૌરવની શોધ ખોળ કરવામા ભારે રસ લેતા નામવર જીવનજી જમશેદજી મોદીએ એક લેખ પ્રગટ કર્યો હતો તેમાની કેટલીક વિગત ઉપરથી જણાય છે કે રૂસ્તમજી એદલજી વખારીઆના ધણીઆણી બાઇ કુવરબાઇ જેઓ શેઠ કૈખોશરુ અલપઇવાળાના બેની હતા તેમણે તેવણને પોતાના જુના ચોપડા તપાસવાને જણાવ્યુ હતુ આ ચોપડાઓ તે મિ અલપઇવાળાના વડવાઓના હતા અલપીમા શેઠ પેરતનજી અલેપીવાળા અને એમના બેટા દાદાભાઇ પેરતનજી અલેપીવાળાના નામે એક પેઢી ચાલતી હતી તો આ શેઠ દાદાભાઇ પેરતનજી અલેપીવાળા તેજ શેઠ નવરોજી મહારાજના ગુમાસ્તા હોઇને એમણે નોકરી છોડ્યા પછી પોતાના નામે વેપાર શરૂ કર્યો હોવો જોઇએ શેઠ દાદાભાઇ પેરતનજી એ બે ભાઇઓના નામ છે અને તે નામથી વેપાર કરેલો જણાય છે પેરતનજીના દીકરા શાપુરજી પછીથી નવરોજજી શેઠના મુનીમ પદ પર આવેલા હતા બીજા મુનીમ શેઠ હોરમસજી ફરામજી હતા આ સહુ એ વખતે મહેતા કહેવાતા હતા મહેતાનો અર્થ હિસાબ રાખનાર કારકુન થાય છે હાલના મુબઇના પ્રસિદ્ધ બેરિસ્ટર મિ મહેરવાનજી કૈખોશરુ અલપઇવાળા તે શેઠ દાદાભાઇ પેરતનજી નારિએળવાળાના પૌત્રનો પૌત્ર થાય મિ દાદાભાઇની અલેપીવાળા શેઠની નોકરી દરમ્યાનની કારકીર્દી ઘણી કીર્તિવન્ત હતી બીજા ગૃહસ્થ શેઠ હોરમસજી ફરામજી તે મુબઇના કહેવાઇ ગએલા બીનતાજ બાદશાહ સર ફિરોજશાહ મેરવાનજી મહેતાના પિતામહ થાય

૧૮૨૧ની સાલમાં એમના વડા બેટા દેરામગજી શેઠ બેહસ્તનશીન થયા એ એમની ઉત્તરાવસ્થામા કારી ઘા લાગ્યો અને બીજી પણ એક ભારે નુકશાનીની બીના એ બની કે ઇમારતી લાકડાના વેપારમા એમને મોટો ટોટો ગયો ૧૮૨૫ના જુલાઇ માસની તારીખ ૨૭ ના રોજ એ પૂન્યશાળી જીવ આ લોકમાથી દેહ વિલયને પામ્યો

શેઠ નવરોજી કાવસજીએ ગરીબાઇથી સ્વબાહુબલે કમાઇ કરી જુના વખતનાં દેશી રાજ્યમા ભારે માનમરતબો ભોગવ્યો અને અખૂટ પઇસો મેળવ્યો. એમની ઇસ્કામત બધી મળી ૨૨ લાખ રૂપીઆની અકાતી હતી

——:o:——

## દ્વિતીય ભાગ.

### મધ્ય યુગ

એક કુટુંબનો ભાગ્યશાળી વડો આ સસારને ત્યાગી ગયા પછી પ્રાયઃ પાછળ દુર્ભાગ્ય આવીને ઉભુ રહે છે નવરોજજી શેઠ અલેપી છોડીને મુબઇ વસ્યા ત્યારથી અલેપી, ત્રાવણકોર અને મલબાર કિનારાનો સઘળો કારભાર એમના મુનીમો સભાળતા હતા. એ મુનીમો શેઠ શાપુરજી પેસ્તનજી અને હોરમસજી ફરામજીએ પ્રમાણિકપણાથી ઘણા વરસ સુધી નારિએળવાળા શેઠનુ કામકાજ આબાદ રીતે સભાળ્યુ અને એમના નેક વર્તનનો બદલો પણ એમને સારો મળ્યો હતો પાછળથી એ ગૃહસ્થો પોતીકો વેપાર કરતા થયા હતા અને તેમાં સારૂ નામ કમાયા હતા.

આ બન્ને ગૃહસ્થોની શુભ પીછાન સગ્રહવી એ આ ઇતિહાસ લેખનને વધારે શોભા આપે એમ છે મુંબઇના પ્રસિદ્ધ પારસી દૈનિક પત્ર "જામે જમશેદ" મા ૧૯૧૩ ના વરસમા પારસી પ્રજાના જુના ગૌરવની શોધ ખોળ કરવામા ભારે રસ લેતા નામવર જીવનજી જમશેદજી મોદીએ એક લેખ પ્રગટ કર્યો હતો તેમાની કેટલીક વિગત ઉપરથી જણાય છે કે રૂસ્તમજી એદલજી વખારીઆના ધણીઆણી બાઇ કુવરબાઇ જેઓ શેઠ કેખોશરૂ અલપઇવાળાના બેની હતા તેમણે લેખકને પાતાના જુના ચોપડા તપાસવાને જણાવ્યુ હતુ આ ચોપડાઓ તે મિ અલપઇવાળાના વડવાઓના હતા અલપીમા શેઠ પેસ્તનજી અલેપીવાળા અને એમના બેટા દાદાભાઇ પેસ્તનજી અલેપીવાળાના નામે એક પેઢી ચાલતી હતી સો આ શેઠ દાદાભાઇ પેસ્તનજી અલેપીવાળા તેજ શેઠ નવરોજી કાવસજીના ગુમાસ્તા હોઇને એમણે નોકરી છોડયા પછી પોતાના નામે વેપાર શરૂ કર્યો હોવો જોઇએ શેઠ દાદાભાઇ પેસ્તનજી એ બે ભાઇઓના નામ છે અને તે નામથી વેપાર કરેલો જણાય છે પેસ્તનજીના દીકરા શાપુરજી પછીથી નવરોજજી શેઠના મુનીમ પદ પર આવેલા હતા બીજા મુનીમ શેઠ હોરમસજી ફરામજી હતા. આ સહુ એ વખતે મહેતા કહેવાતા હતા મહેતાનો અર્થ હિસાબ રાખનાર કારકુન થાય છે હાલના મુબઇના પ્રસિદ્ધ બેરિસ્ટર મિ મહેરવાનજી કેખોશરૂ અલપઇવાળા તે શેઠ દાદાભાઇ પેસ્તનજી નારિએળવાળાના પૌત્રનો પૌત્ર થાય. મિ દાદાભાઇની અલેપીવાળા શેઠની નોકરી દરમ્યાનની કારકીર્દી ઘણી કીર્તિવન્ત હતી બીજા ગૃહસ્થ શેઠ હોરમસજી ફરામજી તે મુબઇના કહેવાઇ ગએલા બીનતાજી બાદશાહ સર ફિરોજશાહ મેરવાનજી મહેતાના પિતામહ થાય.



*The family members of Saith N. P. Narielwala.*

શેઠ એન. પી. નારિએલ વાળાનું કુટુંબ. પુત્રો, પૌત્રો અને પુત્રવધુઓ.
વચ્ચે બેઠેલા યુરોપિઅન ગૃહસ્થ લંડન ખાતેના એજન્ટ છે.

નવરોજી શેઠના વડા પુત્ર હોરમસજી શેઠે મલબારનો વેપાર પિતાજી સાથે અને પાછળથી સ્વતંત્ર રીતે ખેડના હતા પરંતુ તેમના અવસાન પછી એમનાં નાના ભાઇ મહેરવાનજી શેઠ એ મોટા ભાઇના બેટા સોરાબજી સાથે વેપારમાં જોડાયા હતા.

નવરોજજી શેઠને ઝરીફ અવસ્થામાં નુકશાની ગઇ ને છેવટે અવગાન નીપજ્યું તે બાદમાં સર્વ વેપાર અને બાપીકી મિલ્કતનો વારસો મહેરવાનજી શેઠના હસ્તક આવ્યો. એઓ મુંબઇમાં બેઠાં બેઠાં વેપાર રોજગાર ચલાવતા હતા. મલબાર કિનારાનું કામકાજ મુનીમો અને મહેતા મુત્સદીઓ જોતા હતા. જો કે એમના પિતાજીના વારાના વિશ્વાસુ ગહેના મુનીમોએ મહેરવાનજી શેઠને વ્યવસાયમાં ઘણી ચીવટ ભરી સહાયતા આપી પરંતુ પિતાજીના જવા પછી એમનો એક પણ પાસો શીધો પડ્યો નહીં.

૧૮૪૨ના ઓગસ્ટ માસની તારીખ ૮ મીના રોજ ૫૦ વરસની ઉમ્મરે શેઠ મહેરવાનજી નવરોજજી બેહસ્તનશીન થયાં.

નારિએળવાળાની બહોળી મિલ્કત વેરણ સેરણ થઇ ગઇ હતી, મેનેજરો અને મુનીમોએ વ્યવસ્થામાં વાંધા નાખ્યા હતા તો પણ પોતાની વડવાની મિલ્કતોનો કબજો મેળવી વ્યવસ્થા કરવા સારૂ મહેરવાનજી શેઠના બીજા બેટા મનચેરજી શેઠ મુંબઇથી અલેપી આવ્યા. મિલ્કતોના મેનેજરે મનચેરજી શેઠના માર્ગમા કેટલીક અડચણો નાંખી પરંતુ તે વખતના ત્રાવણકોરના નામદાર દિવાને મનચેરજીને હકદાર વારસ ઠરાવી મિલ્કતોનો કબજો મેળવવાનો હુકમ આપ્યો. તે વખતના રેસિડેન્ટ અને કોમરસ્યલ એજન્ટ તરફથી પણ સારી સહાયના મળી. વળી દરબાર તરફથી મરહુમ શેઠ નવરોજજી કાવસજીને જે માન મળતાં હતાં તે ફરીને શરૂ કરવામાં આવ્યાં.

શેઠ મનચેરજી મહેરવાનજીના પક્ષમાં ત્રાવણકોરના રેસિડેન્ટ મિ. કયુલનના જારી થએલા હુમારની ખરી નકલ રજુ કરવાથી આ ઇતિહાસ ઉપર વાસ્તવિક પ્રકાશ પડી શકશે.

***Endorsement of Petition No. 975 of 1848.***

RESIDENT'S OFFICE,
Cochin, 2nd December 1848.

The resident learns by a receipt No. 1407 of the 27th Inst., from the Dewan of Travancore that as it appeared both by the personal enquiries of that Officer as the present Head of the family to the profession and management of the Estate left by the late *Nowrojee Cawasjee* in Travancore, and that *Nowrojee Eduljee*, while only an agent of *Sunderjee Sorabjee*, according to his own declarations both before Mr. Crawford and the Munsiff and while he had no authority to produce in support of his title to the charge of this Estate of *Nowrojee Cawasjee* has taken forcible profession of the

ત્રાવણકોર દરબારને ધીરેલા રૂપીઆની પાવતીવાળો તામ્ર લેખ શેઠ નવરોજજી કામજીની બીજી શાખાના પોર્ટરના કુટુમના હસ્તક લાગ્યો હતો અને એ કુટુમના એક ગૃહસ્થે પોતાના બેટીના લગન માટે તામ્ર લેખ બતાવી ત્રાવણકોર દરબાર પાસે નાણાની માગણી કરી હતી શેઠ ગનબેરજી મહેરવાનજીની લાગવગ અને સલાહ બુધીએ એ વખત દરબારી તેજુરીમાંથી સદહુ ગૃહસ્થને એક લાખ રૂપીઆ તે વખતના નામદાર મહારાજા વિશાખ તિરૂનાલ મહારાજાના ફરમાનથી મળેલા હતા

નારિએળવાળાની મિલ્કતોનો અન્ત એવી દશા સુધી આવી પહોચ્યો હતો કે અનેતીના એક ગૃહસ્થે અલેપી મધેની સર્વ મિલ્કતો રૂપિઆ સિત્તેર હજારમા આપી દેવાની માગણી કરી હતી પરતુ શેઠ પેમાજી મહેરવાનજીએ તે મિલ્કતોનુ મુલ્ય એક લાખ રૂપિઆ માન્યુ હતુ છેવટે એ સોદો પત્યો નહી ૧૮૮૭ માં પેસ્તનજી શેઠ પોતાના બીજા હયાત ત્રણ ભાઇઓના પાસથી ગર્થ લેકો મેળવી પોતાના ધણીઆણી બાનુ ગુલબાનુ સાથે અલેપી આવવાના પાકા નિશ્ચય ઉપર આવ્યા અને કેટલુક ગાય સ્વીલુ આગમજથી અગાઉ મોકલી આપવામા આવ્યુ પણ એક અથવા બીજા મ ણુમ એ ધારેલી મુ ા પાર પડી નહિ ૧૮૯૪ નું વરસમા તો અલપામાથી નારિએળવાળાનુ નામનિશાન ભુસાઇ જવાનો વખત આવી પહોચ્યો એ વગ એ કુટુમનો એક ઝળકતો તારો ઝળકી ઉઠ્યો અને અસ્ત થતા જતા નારિએળવાળાના નામને અટકાવી રાખ્યુ

—:o—

## તૃતીય ભાગ.

### પુનરૂત્થાન

પેસ્તનજી શેઠને ત્રણ બેટાઓ હતા તેમા સહુથી વડા નવરોજજી શેઠ એમનો જન્મ ૧૮૬૦ ની સોલમા પરેન ખાતે મુબાઇમા થયો પેસ્તનજી શેઠ સુધારક વિચારના કર્તા ધાર્મિક પાનક ગાળાજી અને શુદ્ધ ચારિત્ર્ય માન પુરૂષ હતા. મુબઇમા વસતા ગણ્યાગાઠ્યા પારસી સમુદાયમા સહુથી વધારે શ્રીમત અને કુલીન ગણાતા કુટુમોમાના એક કુટુબના નબીરા શેઠ નસરવાનજી મહેરવાનજીના બેટી બેમ્નાબાઇ શેઠાણી ધર્મ રત્નિ હતા, એવણ માતુ સુશિક્ષિત, સુશીલ, સ્નેહાળ અને દયાળી મુર્તિ હતા માતુશ્રીના પક્ષમા નવરોજજી શેઠનુ બચપણુ વીત્યુ અને પાચ વરસની વયે એમને શાળામા મોકલવામા આવ્યા ત્યા ઉમદા અને ખાનગી પ્રાથમિક અભ્યાસ પુરો કરી અંગ્રેજી અભ્યાસ સારૂ તેઓ સરકારી એલ્ફીન્સ્ટન સ્કૂલમા દાખલ થયા હાઇસ્કૂલના ધોરણો પુરા કરી એમને કોલેજના ઉચ્ચ શિક્ષણમા સારૂ મોકલવાનો ઘણો ઇરાદો હતો પણ નાજુક તબીયતને લીધે તેઓ કોલેજનો અભ્યાસ ચાલુ રાખી શક્યા નહિ

ઉગરતી વયમાજ નવરોજજી શેઠ આદર્શ જીવનનો નમુનો રજુ કરવા લાગ્યા એમના સુશીલ અને ઉમદા પ્રકૃતિએ જીવનની કડક કસોટીઓ અને મહાન મથનોમાથી બચી જવાની રીતે મેળવી લીધી. ૨૧ વરસની ઉમરે પહોચ્યા તેમણે લશ્કરી ખાતામા જોડાઇ પોતાના ભવિષ્યની સાસારિક રાહદારીનો માર્ગ શરૂ કર્યો આરંભમાં તેમણે મહુ અને કરાચી ખાતેના લશ્કરી ખાતામા નોકરી કરી એ વખતે એ ખાતાઓમા કર્નલ બિયર્ડ, કર્નલ બ્રન્ડ, કર્નલ કુલીકહામ અને જનરલ રન્ડલ જેવા બાહોશ અમલદારો આવી ગયા, એ કુશળ અમલદારોના

કરવામાં તેઓ વિજયશાળી નીવડયા. ૧૮૯૬ થી ૧૯૦૧ સુધી એમને દરબારી અદાલતોનાં પગથીયાં ઘસવાં પડયાં, જીવનનો સમય કટોકટીનો હતો, બીજો કશો વ્યવસાય નહીં અને ખરચાની હદ નહીં એવા સંજોગમાં એક દિવસ એવો આવ્યો કે એમના પોતાના એક ટંકના નિર્વાહ માટે એમની પાસે ફૂટી કોડી મળે નહિં. પણ હિંમત તે હિંમત જ. હિંમત ન હારતાં ટુંકી હદવાળાં આ દુન્યવી માનવીઓની મદદ મેળવવાને ફાંફાં નહીં મારતાં તેમણે ખરા દિલથી તે સર્વ શકિત માન પરમ દયા નિધાન જગતના તાતની બંદગી કરી.

સાચાં દિલની પ્રાર્થના તે સર્વ વ્યાપી પ્રભુએ તાબડતોબડ સાંભળી, સરકારી અદાલતમાં ફરીઆદ માંડયા વિના અરે જરા પણ તગાદો કર્યા વિના એક ભલા ભાડુને નવરોજજી શેઠ ખુદાની બંદગીમાં ધ્યાનસ્થ હતા ત્યાં આવી ચાલીશ વરસનાં ચડેલાં ભાડાંની એક સારી એવી રકમ નવરોજજી શેઠના આગળ મુકી, ઇશ્વરનો ઉપકાર માનતાં ભાડુતના પ્રતિ ધન્યવાદ ભરી દષ્ટિ કરતાં નવરોજજી શેઠે તે રકમ લીધી. આ ઇશ્વરી સહાયના એ નવરોજજી શેઠની સઘળી મુંજવણો અળગાવી દીધી. પછી એવણ પોતાની મિલ્કતો હાથ કરવાના પ્રયાસમાં આગળ ને આગળ ધપાવ્યે ચાલ્યા.

અલેપીની મિલ્કતોમાં સઘળા મળી જુદા જુદા ૩૪૫ જમીનના ટુકડાઓ હતા. તે સઘળી જમીન લગભગ ત્રણ હજાર ભાડુનો તરફથી ભાડાંના જુદા જુદા નિયમો મુજબ રોકાએલી હતી. આ મિલ્કતમાં સઘળી મળીને ૧૦૦ એકરના વિસ્તારની જમીન હતી. તેમાં ૫૦ થી ૬૦ એકરનો જમીનનો વિસ્તાર તો એવી રીતે ઘેરાએલો હતો કે શેઠ નવરોજજી પેસ્તનજી અલેપી આવે ત્યાર પહેલાં તેના પર કેટલાંક ભાડુનોએ હજારો રૂપિઆની કિંમતના મકાનો બાંધ્યાં હતાં, ફળદ્રુપ વાડીઓ અને ખેતરો નીપજાવ્યાં હતાં. એ સર્વ મિલ્કતો પોતાને સ્વાધીન લેવાને નવરોજજી શેઠે અદાલતમાં દાવાઓ માંડયા. ન્યાયની અદાલતમાં એ નિર્ણય થયો કે મિલ્કતો શેઠ નવરોજજી પેસ્તનજીને હવાલે કરવામાં આવે અને તે જમીન પર જે જે ભાડુનોએ મકાનો ચણ્યાં હોય, માંડવાઓ બાંધ્યા હોય કે એવી જ જાતનું કોઇ પણ ચણતર કે બાંધકામ કર્યું હોય તે તે ભાડુનો પોતાનો સરસામાન ઉઠાવી લ્યે. આવી રીતના ન્યાય મંદિરના નિર્ણય છતાં તેમણે ભાડુનોની તકલીફો ઓછી કરવાના માર્ગ લીધા અને જમીન પરના માલીકીના હક્કો એ ભાડુનો પાસેથી પોતે લખાવી લીધા. આમ ઘણાએ મામલામાં પતાવટ થઇ અને ૪૨ એકર જેટલી જમીન શેઠ નવરોજજી પેસ્તનજી નારિએળવાળાના નામ પર થવા પામી. એવણને પાંચ વરસ સુધી કાયદાની અદાલતોમાં લડવું તો પડયું પણ ત્રાવણકોરનાં ન્યાય મંદિરોના અદલ ઇન્સાફે એઓના સર્વ હક્કો સ્થાપિત કર્યા.

• ઉપર જણાવ્યું છે તેમ શેઠ નવરોજજી કાવસજી નારિએળવાળાના વારસદારોની લાંબી મુદતની ગેર હાજરીથી સર્વે મિલ્કતો દરબારે પોતાને સ્વાધીન કરી હતી અને મલયાલી સંવત ૧૦૭૦ એટલે ઇ. સ. ૧૮૯૪ થી સર્વ મિલ્કતોનો વહીવટ સરકાર તરફથી થવાનું શરૂ થયું હતું તે હવે બંધ થયું તથા મિલ્કત ઉપરનો વેરો અલગ અલગ ભાડુનો પાસેથી વસુલ નહીં લેતાં પોતાની કનેથી જ વસુલ કરવો એવી નવરોજજી શેઠે અદાલતમાં દરખાસ્ત દાખલ કરી સરકારે તે દરખાસ્ત પણ સ્વિકારી અને વાસ્તવમાં કાયદાની બારીકાની જે જે સગવડતાઓ જોઇએ તે સઘળી દરબાર તરફથી આપવામાં આવી. દરબારી ગેઝેટ હુકમ નં. ૨૨૦૨–૧૫૩ મલયાલી સંવત ૧૦૭૨ એટલે ઇ. સ. ૧૮૯૬ થી મિલ્કતોના સંબંધમાં સરકારી દખલગીરી રદ કરવામા આવી અને શેઠ નવરોજજી પેસ્તનજીની માલીકીના સર્વ હક્ક સ્વિકારવામાં આવ્યા.

આ મિલ્કતો ઉપર રસ્તાઓ બાંધવા અને મિલ્કતો વચ્ચેથી નહેરો વહાવી લઇ જવાના સારૂ વારસ દારોની ગેરહાજરીમાં ૧૮૭૦ થી ૧૮૯૪ સુધીમાં દરબાર તરફથી વસુલ કરવામાં આવેલાં નાણાંનો અવેજ પાછો મગાવાને નવરોજજી શેઠે ૧૮૯૭ માં દરખાસ્ત કરી તેના જવાબમાં પણ ૧૦૭૪ મ૦ ગં એટલે ઇ. સ. ૧૮૯૮ ના વટ હુકમ નં ૩૯૦૫૬નાથી દરબારે નવરોજજી શેઠને સઘળો અવેજ પાછો આપ્યો

હવે મૂળ પુરૂષ શેઠ નવરોજજી કાવસજી નારિએળવાળાના પહેલા બેટા શેઠ હોરમસજીની શાખાવાળા મિ. અરદેશર, પેસ્તનજી અને જહાંગીર શાપુરજી નારિએળવાળા તે સહુ ભાઇઓ પાસેથી મુખ્ત્યારનામું મેળવી મિ. મનચેરશા મુંબઇથી ૧૯૦૨ મા અલેપી આવ્યા અને શેઠ નવરોજજી પેસ્તનજીએ મેળવવા માંડેલી મિલ્કતોમાં પોતાનો પણ હિસ્સો છે એમ સાબીત કરવાની કોશિષ કરવા માંડી પણ અલેપીની જીલ્લા અદાલતના તરફથી ૧૯૦૫ મા નિર્ણય થયો તેમા તેમની હાર થઇ. તેમની અરજીઓ રદ કરવામાં આવી અને શેઠ નવરોજજી પેસ્તનજીએ જે જે ભાડુતો ઉપર દાવા દાખલ કરેલા તેમાં તેમને પણ એક વધારાના વાદી પક્ષકાર તરીકે સામેલ કરવાની દરખાસ્તને મંજુર કરવામાં આવી નહિ.

શેઠ હોરમસજી નારિએળવાળાએ તા. ૧૩મી જુલાઇ સન ૧૮૫૯ ના રોજ બે ગુજરાતી ફારગતી શેઠ રૂસ્તમજી મહેરવાનજી નારિએળવાળાના નામે લખી આપી હતી. તે વખતના ત્રાવણકોર પોલીસ સુપરીન્ટેન્ડન્ટ મિ લુમ ક્રોફરડે તેનો પુરાવો આપ્યો હતો. આ શેઠ રૂસ્તમજી મહેરવાનજી તે શેઠ નવરોજજી પેસ્તનજીના સગા કાકા થાય.

આ શેઠ હોરમસજી સોરાબજી તે શેઠ હોરમસજી નવરોજજી કાવસજીના પૌત્ર થાય. જેમણે પોતાના બીજા ત્રણ ભાઇઓ પાસેથી મુખ્ત્યારનામુ મેળવી તેની રૂએ પોતાના એ ભાઇઓના અને પોતાના ત્રાવણકોર માની અને મુંબઇ ખાતેની મિલ્કતો પરના સર્વે હક્કો છોડી દીધા હતા, તેવણ ઉપર કહેના ચારે ગૃહસ્થો અરદેશર, પેસ્તનજી, વગેરેના પિતામહ થાય. તેઓ ભાઇઓ હાલ મુંબઇમા રહે છે. શેઠ નવરોજજી પેસ્તનજીએ વડવાઓની મિલ્કતો હસ્તગત કરવા માંડી તેમા તેમણે પોતાને પણ હકદાર ઠરાવવાની તજવીજ કરી પણ તેમા તેઓ ફાવ્યા નહિ.

વળી ૧૮૯૭ના ઓક્ટોબરની તારીખ ૧૪મીના રોજ તેજ શેઠ હોરમસજી સોરાબજી નારિએળવાળાએ મુકદ્દમા નં ૭૩૦૭ ની સુનાવણીમા ઉપર્યુક્ત તા ૧૩મી જુલાઇ ૧૮૫૯ ની બન્ને ફારગતી અને તા. ૧૫–૧–૧૮૫૩ તથા ૧૪–૧૦–૧૮૫૪ના બન્ને અંગ્રેજી મુખ્ત્યારનામા અસલ સાચા છે એમ અલેપી ખાતે રેવન્યુ સેટલમેન્ટ ઓફિસરના રહામે પ્રતિજ્ઞાપૂર્વક કબુલ કર્યું હતુ આ આધારભૂત દસ્તાવેજો અલેપી ખાતેની મિલ્કતો ઉપર શેઠ હોરમસજી સોરાબજી નારિએળવાળાનો કશો હક્ક નથી તેની સાબીતી સારૂ દરબારી દફતરે રાખવામા આવ્યા હતા તે શેઠ હોરમસજી સોરાબજીના પૌત્રોએ આ ખત તદન બનાવટી છે એમ કહેવાની હિમ્મત બતાવી હતી આ ફારગતી કેવા સંજોગોથી લખાઇ હતી તે જાણવુ પણ કંઇક ઉપયોગી છે.

મૂળપુરૂષ શેઠ નવરોજજી કાવસજીએ કેટલીક મિલ્કતો પોતાના નામે મેળવી હતી અને અલેપી ખાતેની બીજી મિલ્કતો એમણે પોતાના નાના બેટા શેઠ મહેરવાનજીના નામે કરી આપી હતી અને શેરતલાની એક ઘરેણે રાખેલી મિલ્કત એમના વડા બેટા શેઠ હોરમસજીના નામે થવા પામી હતી. આ જ હોરમસજી શેઠના



The family members of Saith N P Narielwala with the Staff

શેઠ એન પી નારિએલવાળાનું કુટુંબ નોકરવર્ગ સાથે, અલેપી

ચાર પૌત્રોમાંના છેલ્લા સહુથી નાના પૌત્ર હોરમસજી શેઠે અલેપીની મુનસીફ અદાલતમાં (મ. સં. ૧૦૨૭) સોગન નામું રજુ કર્યું હતું કે જો કે તેઓ અલેપીમાં રહે છે તો પણ અલેપી ખાતેની મિલ્કતોનું ભાડું કે તેનું ઉત્પન્ન તેમણે કે તેમના ભાઇએ લીધું નથી તે શેઠ મહેરવાનજીના નોકરો વસુલ કરે છે.

હાલના અરજદારોના કાકાઓ અને બીજાએ શેઠ નવરોજજી પેસ્તનજીના કાકાઓ પર ધરેણે રાખેલી મિલ્કતો મેળવવાને કાયદેસર પગલાં લીધાં હતાં. તેના પ્રતિપક્ષમાં મનચેરજી શેઠ અને પેસ્તનજી શેઠે સઘળા ઝઘડા અને ચડસા ચડસીના મામલાઓનો નિકાલ કરવાના ઇરાદે આ દાવો ચલાવ્યો હતો. પરંતુ આખરે બધા પક્ષકારો એક થયા અને ચાલુ મામલા પર વિચારણા થઇ. મૂળ પુરૂષ શેઠ નવરોજજી કાવસજીની બધી ખરી કે ધારવામાં આવેલી મિલ્કતો સંબધી યોગ્ય કરવા બે ભાઈઓને મુખ્ત્યારી આપી પ્રતિપક્ષે મૂળપુરૂષના નાના બેટા શેઠ મહેરવાનજીની શાખાવાળા ભાઇ પાસેથી રૂપિઆ ચાર હજાર લઇ એ સર્વ મિલ્કતો ઉપરથી પોતાનો હક્ક ઉઠાવી લઇ ફારગતી લખી આપી. હાલના પક્ષકારો શેઠ અરદેશર નારિએલવાળા અને બીજાઓ જન્મ્યા પણ ન હોતા તેનાથી કેટલાએ વખત પહેલાં આ ખત થયાં હતાં અને એમના પિતાજી ખુદ શાપુરજી શેઠે આ દસ્તાવેજ અને મુખ્ત્યારનામાંના ઉપર સહી કરી હતી. આ પુરાવા જ્યારે શેઠ નવરોજજી પેસ્તનજીએ અદાલતમાં રજુ કર્યા ત્યારે અરદેશર શેઠે તેને બનાવટી કહેવાની હિમ્મત કરી પણ ન્યાયાધીશે તે વાતનો સ્વીકાર નહીં કરતાં એ નિર્ણય આપ્યો કે શેઠ નવરોજજીની અલેપી કે મુંબઇ ખાતેની મિલ્કતોને લગતા મામલામાં મિ. અરદેશર અને બીજા પક્ષકારોને જોડાવાનો કોઇ હક્ક નથી. વળી વધારામાં ન્યાયાધીશે શેરો માર્યો કે, અરજદારો મિ. અરદેશર નારિએલવાળા અને બીજાઓ અથવા એમના પિતામહમાંના કોઇએ બન્ને શાખાઓના એક સામાન્ય વ્યવસ્થાપક તરીકે રહેવામાં કશો ભાગ લીધો નથી. અરજદાર મનચેરશા નારિએલવાળાની જુબાનીજ અદાલતને જણાવી દે છે કે અલેપી ખાતેની મિલ્કતોના બાબમાં તેઓ કેવા અજ્ઞાન છે. વળી તેમના પિતા અને કાકાઓએ લાંબા વખત થયાં પોતાના અધિકારો તજી દીધેલા છે અને તે સંબંધમાં ફરીને કોશીષ કરવા તેમણે કદિ પણ ધાર્યું નથી. તે બાબે અરજદારો હજુ પણ જાણીતા થયા નથી અને શેઠ નવરોજજીની વર્તમાન મિલ્કતોમાં હક્કદાર હોવાનો દાવો કરે છે તે તાજુબીની વાત છે.

આમ ૧૯૦૬ ની સાલ લગભગ શેઠ નવરોજજી પેસ્તનજી નારિએલવાળા પોતાના વડવાઓની સર્વ મિલ્કતો મેળવી સ્વતંત્ર રીતે એકલા વારસદાર ઠરી અદાલતની ઝંઝટોમાંથી મુક્ત થયા એટલે એમણે હવે ધધાઓની જુદી જુદી શાખાઓ ખીલવવા તરફ પોતાનાં લક્ષને દોર્યું.

સહુથી પ્રથમ એમણે પોતાની પુરાણી મિલ્કતોની દુરસ્તીનું કામ હાથ ધર્યું. બરાબર વ્યવસ્થિત અને સારી રીતે નિપજાઉ મિલ્કતો થઇ રહ્યા પછી તેમણે ૧૯૦૯ માં એક "કોયર ફેક્ટરી" સ્થાપી. એ ફેક્ટરી પ્રથમ માત્ર ચારજ લુમ્સથી શરૂ કરવામાં આવી ને વેપારનું કામકાજ મેસર્સ એન. પી. નારિએલવાળા એન્ડ સન્સના નામે ચાલુ કર્યું. આજ આ ફેક્ટરી ઘણા વિસ્તૃત રૂપમાં ફેલાએલી છે અને એમાંથી નીપજતા માલે યૂરોપ અમેરિકા અને ઓસ્ટ્રેલિઆ જેવા દૂર દેશોની બજારમાં ઊંચું સ્થાન મેળવ્યું છે. વ્યાપારનાં ક્ષેત્રમાં એમનાં અનેક સાહસોમાં અલપાઇ પ્રોડયુસ કમ્પની, અગતુમુડી અને કાયમકુળમ ખાતેની નવરોજજી કોયર વર્ક્સ નમુના રૂપ છે. નારિએલના રેસામાંથી ગાલીચા, પગલુછણાં, ધડકવાં અને જાજમો બનાવવામાં આવે છે. અન્જન્ગો ખાતે અગતુમુડી એસ્ટેટના નામથી જાણીતી થએલી ૫૫ એકરના વિસ્તારની નારિએળની ભરચક

મોટી મિલ્કત શેઠ નવરોજજી પેસ્તનજીએ ખરીદી છે. કાયમકુળમ્ ખાતે પણ એવી એક નાની મિલ્કત મેળવી છે.

એમનું વ્યાપારિક સાહસ રબરની કૃષિમા પણ પહોચ્યુ છે અને કલયૂર એસ્ટેટના નામે જાણીતી ઊંચા પાર્વતિક પ્રદેશમા ૨૫ એકર રબરના બગીચાની મિલ્કત મેળવી છે કુટુમ્બી જનોની તન્દુરસ્તી અને ગ્રીષ્મઋતુમા ખુશનુમા હવાના સેવન સારૂ નિલગિરિ પર્વત પર કુન્નુરમા એક સુદર જમીનનો ટુકડો મેળવી પેસ્તન હોલ અને મોતી વિલા નામના બે બગલાઓ બાધ્યા છે

શેઠ નવરોજજી પેસ્તનજી નારિએલવાળાની કર્તવ્ય પરાયણતા, પ્રમાદ અને એશઆરામ તરફની એમની તિરસ્કારવૃત્તિ, કર્મક્ષેત્રમા જીદગીના સ્હામે આવતા દારૂણ પ્રસંગોમાં એકલે હાથે જઝુમવાની એમની હિમ્મત, સત્યમેવ જયતે એ સૂત્રમા એમનો અડગ વિશ્વાસ એ વગેરે સર્વે ગુણો એમના ભવિષ્યના વારસદારોને જ માત્ર નહી પણ સમગ્ર જન સમાજને અનુકરણ કરવા જોગ છે. એમના સન્તાનો એ તો પ્રભુનો પાડ માનવા જોઇએ કે જેમને માટે આવા ચારિત્ર્યશાળી પિતાના સન્તાન હોવાનુ નશીબ સરજાયુ છે

શેઠ નવરોજજી કાવસજી નારિએલવાળા આ કુટુમ્બના મૂળપુરૂષ અલપઇમા આવ્યા પછી પારસી સાહસિકોનો અવર જવર આ કિનારા ઉપર વધી પડયો હતો. તેમના ઉપયોગ માટે એવણ શેઠે અલપઇમા અગીઆરી અને એક દોખમુ ૧૮૦૭મા બધાવ્યા હતા એ આપણે જાણીએ છીએ શેઠ નવરોજજી પેસ્તનજી અલેપીમા આવ્યા ત્યારે એ દોખમુ ઘણી દુર્દશામા પડયુ હતું અદર ઝાડવા અને ઘાસ ઊગી નીકળ્યા હતા. પ્રવેશદ્વાર પણ પડી ગયા જેવા થઇ ગયા હતા તે તેમણે સમરાવ્યા અને દોખમું સાફ કરાવ્યુ અગીઆરીની પણ સુદર વ્યવસ્થા કરવામા આવી.

૧૮૯૬મા નવરોજજી શેઠ અલેપીમા આવ્યા ત્યારે અગીઆરી સહી સલામત હાલતમાં હતી અને ત્યા એડવર્ડ પેસ્તનજી ફરામજી રૂસ્તમ દાદીના મોબેદ હતા કિનારા પરના દૂર દૂર સ્થળે રહેતા પારસી ગૃહસ્થો આ અગીઆરીનુ ખરચ ચલાવતા અને બાળકોને નવજોતનો વિધિ કરાવવા સારૂ અહીઆ લાવવામા આવતા એમાના એક બાળક મહેરવાનજી મેહરમનનું નવજોત આ અગીઆરીમા થયુ હતુ જેઓ પાછળથી કાનાનોર જઇ વસ્યા હતા અગીઆરીના પુરાણા મકાનને પણ પડતીના પડઘમ વાગી ગયા હતા તેનો નવરોજજી શેઠે પુનરોદ્ધાર કરી રૂપિઆ સાત હજાર ખરચીને ભવ્ય મકાન બધાવ્યુ તેને ખુલ્લી મુકવાની ક્રિયા તા ૨૮ મી જાન્યુઆરી ૧૯૨૭ ના રોજ થઇ હતી. અગીઆરીના મુખ્ય ભાગની બાજુમા કટલાક ઓરડાઓ પણ બધાવ્યા છે જેમા મોબેદ રહી શકે અને આવતા જતા અતિથિઓના કામમા પણ આવે.

શેઠ નવરોજજી કાવસજી નારિએલવાળાએ મુમ્બઇના માઉન્ટ રોડ ઉપર પોતાની નારિએળવાડી નામની જગ્યામા એક અગીઆરી બંધાવી હતી જેને ખુલ્લી મુકવાની ક્રિયા ૧૮૩૨ ના જુનની તા ૩ જીના રોજ થઇ હતી. આ ભાગ્યશાળી નરના અવસાન પછી એના બેટા શેઠ મહેરવાનજીએ આ મિલ્કત વસાવી હતી, એમના ગુજર્યા પછી એમના ચાર બેટાઓ શેઠ મનચેરજી, રૂસ્તમજી, હોરમસજી અને પેસ્તનજીના હાથમા એ મિલ્કત આવી આ અગીઆરીને મઝગામમાથી ખસેડીને નાવસારી રોડ પર દાદરમા લઇ જવામા કેમ આવી તેની નોંધ પણ રહી જવી જોઇએ. અગીઆરીને લગતી મિલ્કત ઘણી સુદર અને વિશાળ હતી






The Office of Messrs N P Narielwala and Sons Alleppey,

મેસર્સ એન પી નારિએલવાળા એન્ડ સન્સની ઓફીસ



Saith N P Narielwala's Bungalow, at Coonoor.

શેઠ એન. પી નારિએલવાળાનો કુન્નુરનો બંગલો



*Sheth Hormusji Maherwanji Bombay*
The present Eldest Member of the Narielwala family, 98 years old

નારિએલવાળા કુટુંબના વડા પુરૂષ શેઠ હોરમસજી મહેરવાનજી મુંબઇમાં ૯૮ વર્ષની ઉમરના છે



Saith N P Nariclwala's another Bungalow, at Coonoor

શેઠ એન પી નારિયેળવાળાનો કુન્નુરનો બીજો બંગલો

માં મુંબાઇની સરકારને મુંબઇ શહેર સુધારણા સારૂ એ જગ્યાની જરૂર પડી તેથી તે સીટી ઇમ્પ્રૂવમેન્ટ ટ્રસ્ટને વેચાતી આપવી પડી પછી એને બદલે ક્યાંયે અગીઆરી સ્થાપવા કરવાનો વિચાર એ ચારે ભાઇઓ કરતા હતા તેવામાં તેમના ધ્યાનમાં આવ્યું કે દાદર ખાતે પારસી કુટુંબોની વસ્તી વધતી જાય છે ત્યાં એક અગીઆરીની જરૂર છે તેથી ત્યાં બાંધવાનું નક્કી કર્યું પણ તેવામાં વડા ભાઇ મનચેરજી શેઠ ગુજરી ગયા અને તેનાથી નાના ભાઇ રૂસ્તમજી શેઠ પણ તત્કાળ અવસાન પામ્યા એટલે થોડો વખત એ વાત મોકુફ પડી પણ જગત પિતાની કૃપાથી બીજા બે નાના ભાઇઓ શેઠ હોરમસજી અને શેઠ પેસ્તનજીએ તે મુરાદ પાર પાડી ૧૮૯૯ના મે માહની તા. ૨૧ મી ના ત્યાં અગીઆરીના મકાનનું ખાત મુહુર્ત કર્યું. ઘણી મુશ્કેલીઓ અને નાણાંની અગવડો વચ્ચે પણ એ બન્ને હિંમતશાળી નરોએ આ ધાર્મિક કામ પુરૂં કર્યું અને ૧૯૦૧ ના એપ્રિલની તા ૧લીએ અગીઆરીનાં મકાનને ખુલ્લું મુકવાની શુભ ક્રિયા કરી આ અગીઆરીની ઇમારત શેઠ માણેકજી કાવસજી દીમજી કાતરીઆ તરફથી આવેલા મિ. નહેગન પન્શીઆના નકશા મુજબ ઉભી કરવામાં આવી છે. નકશો પ્રથમ એક આરસ પત્થર પર કોતરાઇને તઇયાર થયો હતો અગીઆરીની બાજુમાં મોબેદોને રહેવા માટે માળવાળું ઘર છે. નવજોત અને લગનમગ સારૂ એક અલાહેદું દિવાનખાનું બંધાએલું છે. વળી મુક્તાદો તરફથી થતી ધરમની વિધિઓ માટે એક બીજો ખંડ છે. અગીઆરીમાં પ્રવેશતા પહેલા હાથ પગ મુખ પ્રક્ષાલવા સારૂ આગળ એક હોજ રાખવામાં આવ્યો છે. આ અગીઆરીના બંધકામમાં રૂપિઆ સીત્તેર હજારનું ખરચ થયું છે તેમાં મૂળની અગીઆરીની જગોના વેચાણથી સરકાર પાસેથી મળેલા બધા નાણાં પ્રમાણિકપણાથી આ કામમાં જ ખરચાયા છે અને એ રીતે તે પૂર્ણ પુણ્ય શેઠ નવરોજજી કાવસજી જેવા પુન્ય શાળી જીવની પુન્યમયી કમાઇથી બંધાએલાં મકાનને નવેસરથી સ્થાપન કરતા કોઇ અન્ય સખી ગૃહસ્થોની સહાયતા માગવાની જરૂર પડી નથી. હાલ એ મિલ્કતો શેઠ નવરોજજી પેસ્તનજી અને બીજા પિતરાઇ બાંધવો ડૉ. બાપુજી નારિએળવાળા અને શેઠ રૂસ્તમજી નારિએળવાળાની સંયુક્ત વ્યવસ્થા નીચે સુરક્ષિત છે. એક બીજી પણ નોંધવા જોગ બીના એ છે કે સદરહુ મિલ્કતો પૈકી બાકી જમીનનો ટુકડો રહેલો તે પણ હાલમાં જમીનની કિંમત વધી જતા મુંબઇ સીટી ઇમ્પ્રૂવમેન્ટ ટ્રસ્ટને વેચી નાખવામાં આવેલ છે અને તેમાંથી રૂપિઆ સાડા ત્રણ લાખ મળ્યા છે તે સરકારી કાગજોમાં અનામત નાણાં તરીકે જમા છે જેના વ્યાજમાંથી આ ધર્મ સ્થાનના ખરચે વરસોના વરસ સુધી અને પેઢી દર પેઢી ચાલી શકે એમ છે

ઇમ્પીરિઅલ મોટર સર્વિસ સિન્ડિકેટ નામે મોટર દોડાવવાની વ્યવસ્થા પણ મેસર્સ જોન પી નારિએળવાળા એન્ડ સન્સ તરફથી યોજવામાં આવી છે ને તે ઘણા સંગીન પાયા ઉપર કામ આપે છે ત્રાવણકોરની સરકારે એ સિન્ડિકેટને અલેપીથી ક્વીલોન અને કોચીનથી અલેપી વચ્ચે પોસ્ટ લાઇન જારી કરવાનો ઇજારો આપ્યો છે,

નારિએળવાળા કુટુંબના એક સહુથી વડા વૃદ્ધ પુરૂષ તે શેઠ નવરોજજી કાવસજી નારિએળવાળાના નાના બેટા શેઠ મહેરવાનજીના એક બેટા શેઠ હોરમસજી મહેરવાનજી ૯૮ વરસની ઉમરના હજુ મુંબઇમાં સુખી જીવન ગાળે છે તેઓ શરીરે સશક્ત છે સાત માળની સીડીઓ ચડ ઉતર કરી શકે તેવી તન્દુરસ્તી ધરાવે છે અને એક જુવાન માફક સઘળું કામકાજ કરે છે. તેઓ સારા વિદ્વાન અને વ્યવહાર કુશળ પુરૂષ છે તેઓ શેઠ નવરોજજી પેસ્તનજી નારિએળવાળાના કાકા થાય મુંબઇના મઝગાંવ પરગણાના તેઓ જુના વડીલ અને મિલ્કતદાર છે હાલ તેઓ વાનપ્રસ્થ બની શાંત ને સંતોષી જીવન ગાળે છે

શેઠ નવરોજજી પેસ્તનજી નોરિઓજાવાળા પણ વૃદ્ધ વયના છે છતાં તેઓ પોતાના ધંધાનાં કામકાજની પૂર્ણ વ્યવસ્થા સાચવે છે. એમના વડા બેટા શેઠ મહેરવાનજી નવરોજજીને ત્રાવણકોરની સરકાર તરફથી અલેપી ખાતે પંચાયત અદાલતના માનવન્ત ન્યાયધીશનો હોદ્દો મળ્યો છે. અહીંઆ આ પ્રતાપી કુટુંબનો ઇતિહાસ વિરમે છે.

—:o:—

# શ્રીયુત્ દ્વારકાદાસ વાલજીનો પરિચય.

—:o:—

## પૂર્વ સમય.

પોરબંદર પાસેનાં બોખીરા નામનાં ગામડાંના લોહાણા ગૃહસ્થ શેઠ વાલજી માધવજી કોટેચા કામ ધંધા અર્થે સંવત્ ૧૯૨૫ ની સાલમાં કલીકટ આવ્યા. આ વખતે કલીકટમાં ઘણા દાયકા થયાં ગુજરાતી વેપારીઓ સારી જાહોજલાલી ભોગવતા હતા. તેમાંના નગરશેઠ ધનજી આણંદજીને ત્યાં શરૂઆતમાં નોકરી કર્યા પછી વાલજીભાઇ બીજા એક નામીચા વેપારી શેઠ નાનજી મકનજીની વખારમાં મુનીમ તરીકે જોડાયા. ત્યાં કામકાજમાં તેમને સારો જશ મળ્યો.

પછી આગળ જતા ૧૯૪૦ ની સાલમાં એમણે ઇમારતી લાકડાં ના વેપારીઓના કમીશન એજન્ટનું કામકાજ કરવાની અલાહેદી વખાર નાખી. સારા સમયની નોકરીની મુદત દરમ્યાન વેપાર ઉપરનો કાબુ તો એમણે મેળવ્યો જ હતો. વળી તે સાથે આંટ અને પ્રતિષ્ઠાનો પણ ઠીક જમાવ થયો હતો તેથી આ સ્વતંત્ર કામમાં તેમને ઘણી ફતેહ મળી. પુરુષાર્થ નીતિ અને ઇશ્વરકૃપા હોય ત્યાં કીર્તિ અને લક્ષ્મી આપોઆપ ખેંચાય આવે છે.

વાલજી શેઠનાં ધર્મપત્નિ શ્રીમતી દેવકાંબાઇ ભગવદ્ ભક્ત હોઇને અતિથિ સત્કાર કરવામાં ઘણી પ્રીતિ ધરાવતા હતા. એમને સન્તાનમાં ચાર પુત્રીઓ થયા પછી સંવત ૧૯૩૩ ના ભાદરવા સુદ ૧૪ તારીખ ૨૨મી સપ્ટેમ્બર સને ૧૮૭૭ ના શુભ દિવસે પુત્રરત્ન સાંપડ્યું તેનું નામ દ્વારકાદાસ રાખવામાં આવ્યું.

સંસ્કારી માતાપિતાની કાળજી ભરી સંભાળથી દ્વારકાદાસ એક સુશીલસંપન્ન બાળક નીવડ્યા, ગર્ભશ્રીમંતાઇનું તેજ એમના ચહેરા પર પ્રકાશતું હતું. ગંભીરાઇ વ્યવસ્થાશક્તિ અને કાર્યસાધકતા પણ એનામાં બચપણથીજ ઉગતી હતી. સાત વરસની વયે તેને લખમશી મહેતાજીની નિશાળમાં પ્રાથમિક અભ્યાસ સારુ મોકલવામાં આવ્યા ત્યાં પાંચ ધોરણ શીખ્યા પછી તેણે અંગ્રેજી અભ્યાસ મીશન સ્કૂલમાં શરૂ કર્યો.

વાલજી શેઠના વ્યવસાયમાં લક્ષ્મીની પ્રચુર વૃદ્ધિ થતી જતી હતી, સાગ મદ્રાસ બનાવામાં ઇમારતનું લાકડું કોચીનથી મોકલવામાં તેઓ પ્રથમ પંક્તિના પ્રમાણિક નર તરીકે પ્રસિદ્ધ થયા હતા અને દાનધર્મ ને અતિથિ સત્કારમાં એમનો યશ પ્રસર્યો હતો.



Shrijut Sheth Dwarkadas Valjee Calicut

શ્રીયુત શેઠ દ્વારકાદાસ વાલજી, કાલીકટ

શાળાના અભ્યાસ સાથે દ્વારકાદાસભાઇ વ્યાપારિક શિક્ષણ આપવાની પણ વાલજી શેઠે ચોગવણી કરી જેથી ગુજરાતી મહાજની અને અંગ્રેજી ભાષાના વિદ્યાભ્યાસ સાથે વ્યાપારિક કામમાં પણ દ્વારકાદાસ પ્રવેશતા ગયા અને ધીરે ધીરે પિતાના વ્યવસાયને બોજો પોતાને શીર લેવા માંડ્યો.

સંવત ૧૯૪૮ના ફાગણ સુદ ૩ના દિવસ ખંભાળીઆમાં ઠક્કર ખીમજી જીવરાજ દાણીનાં સુપુત્રી શ્રીમતી ધનકાર સાથે દ્વારકાદાસના લગ્ન થયા પણ મદ્રાસમાં અડના હોઇને વાલજી શેઠ પોતાના એકના એક પુત્રના લગ્નપ્રસંગે ખંભાળીઆ જઇ શક્યા નહિં.

સંવત ૧૯૫૦ માં યાત્રા કરવાનો વિચાર વાલજી શેઠને સ્ફુર્યો ને શ્રી રામેશ્વર, જગન્નાથ પુરી, ગોકુલ મથુરા, શ્રીનાથ દ્વારા અને દ્વારિકા વિગેરે ધામો કરી આવવાની ઇચ્છાથી અષાડ માસમાં તેઓ સહકુટુંબ નાના દીકરી બાંઈ હીરબાઇને સાથે લઇ તીર્થાટને નીકળ્યા. તીર્થયાત્રા કરતાં કરતાં તેઓ બરાબર દીવાળીને દિવસે મથુરામાં આવી પહોંચ્યા.

શ્રી જગન્નિયંતાની લીલા ગહન છે સંવત ૧૯૫૧ના કારતક સુદ ૪ના દિવસે પ્રાતઃકાળે સાધુ જેવા ધર્માત્મા ગૃહસ્થાશ્રમી વાલજી શેઠ સાજે સારે શરીરે દેવસેવા કરતા કરતા પંચત્વને પામ્યા.

શ્રીમતી દેવકાં બાઇ, બહેન હીરબહેન અને બાળકોના શોકનો પાર રહ્યો નહિ, એ પૂન્ય ક્ષેત્રમાં સૌભાગ્યવિહીન બની શોકાતુર ને ભગ્નહૃદયે પણ ધૈર્ય ધરી ભગવની દેવકાંબાઇ બાળકોને સંભાળી કલીકટ લોટી આવ્યા. પિતાજીનાં અવસાન વેળા દ્વારકાદાસ મથુરામાં ન હતા, તેઓ તો કલીકટમાં વ્યવસાયની ધુંસરી વહોરી રહ્યા હતા. પિતાના આમ એકાએક દેવલોક થવાથી તે પિતાના ગભશ્રીમંત વ્હાલસોયા એકના એક સુપુત્ર પર ભારે વજ્રાઘાત થયો. કિન્તુ કુશળ પિતાના દક્ષ બેટાએ ચતુરાઇથી શોકભારને અંતરમાં શમાવી રાખી પિતાના અતિ વિસ્તરિત કારભારની લગામ પોતાના હાથમાં લીધી અને પિતાજી સાથે સંબંધ રાખનારા ભલભલા વેપારીઓને પિતાજીની ખોટ જણાવા દીધી નહિ.

## કૌટુમ્બિક જીવન.

હવેથી દ્વારકાદાસ શેઠનું સ્વતંત્ર જીવન શરૂ થાય છે. વ્યાપારની ધુરા અબાધિતપણે વહેતી જતી હતી, એમાં દ્વારકાદાસે પોતાના ગૃહસ્થાશ્રમને દીપાવ્યો. પ્રીતિની મૂર્તિ માતાજીએ શીખવી હતી તેવો એ ગર્ભશ્રીમંત પુત્રના ગમ્ભીર હૃદયમાં પ્રેમ, સ્નેહ, ભક્તિ, અને દયાના ઝરણાં નિરંતર વહેતા હતા, શુદ્ધ ચારિત્ર્ય આતિથ્ય વિવેક વગેરે ગુણો પિતાએ વારસામાં આપ્યા હતા તેનો તેમણે ઉપયોગ કર્યો, ચાર બહેનોના તે એકજ બન્ધુ હતા અને બહેનોમાંની કેટલીક બહેનોનો પરિવાર વૃદ્ધિગત થયો હતો, બાકી બહેનો સાસરવાસમાં સુખી હતી, એ સહુ બહોળા સગા જન મંડળમાં દ્વારકાદાસ શેઠ ઘણો આદર પામ્યા

શ્રીયુત દ્વારકાદાસનું દામ્પત્ય જીવન સારા ગર્ભશ્રીમન્ત કુટુંબોને પણ અનુકરણ કરવા જેવું થઇ પડ્યું શ્રીમતી ધનકોરને સંવત ૧૯૫૬ના ચઇત્ર વદ ૭ના રોજ એક પુત્રરત્ન સાંપડ્યું તેનું નામ જમનાદાસ અને ૧૯૬૨ ભાદરવા સુદ ૮ના એક બીજું પુત્રરત્ન પ્રાપ્ત થયું તેનું નામ નારણદાસ રાખવામાં આવ્યું.

સંવત ૧૯૬૩ના શ્રાવણ માસમાં શ્રીમતી ધનકોર નાના બાળકો સાથે દેશમાં ગયા હતાં ત્યારે તેમને પાછાં ખંભાળીઆથી દ્વારકાદાસ તેડી પોરબંદર આવતા હતા તે વખતે રસ્તામાં ઘી નામની એક નાની નદીમાં

તેઓ ડુબી જવા પામ્યાં હતાં. જો કે આ નદી એક વોંકળા જેવી છે પણ ચોમાસું ખાસું હોવાથી પૂર આવ્યું હતું એ પૂરમાં ગાડું ચાલ્યું અને પાણીના જોરથી ઊંધું વળી ગયું પરંતુ તે વખતે શ્રી. ગોવર્ધનદાસ ખીમજી કે જેઓ શ્રીમતી ધનકોરના બન્ધુ થાય તેઓ સાથે હતા, તે જુવાન હોઇને અડંગ તરણ્યા એટલે એમણે પાણીનાં પૂર સાથે જંગ મચાવી બહેન અને ભાણેજોને ઇશ્વરકૃપાથી સહી સલામત બચાવ્યાં. આ ગૃહસ્થ શ્રીયુત ગોવર્ધનદાસ ખીમજી હાલ કાનાનોરમાં પોતાની પેઢી ચલાવે છે અને કામકાજ ઘણા સારા પાયા પર છે.

શ્રીમતી ધનકોર સંવત ૧૯૬૪ના પોષ વદી અમાસને દિવસે સ્વર્ગવાસ પામ્યાં. તેઓ સ્વભાવે સુશીલ અને માયાળુ હતાં. એ લક્ષ્મી જેવા દેવીના પ્રતાપથી શેઠ દ્વારકાદાસનું ગાર્હસ્થ્ય જીવન અનુપમ રીતે દીપી નીકળ્યું હતું. સંવત્ ૧૯૬૪ ના વૈશાખ વદ ૭ ના પોરબંદરવાળા શેઠ પરમાણંદદાસ લાધાભાઇ મેઘજી લાખાણીના દીકરી શ્રીમતી જમનાબાઇ સાથે દ્વારકાદાસ શેઠે બીજી વારનું લગ્ન કર્યું.

સંવત્ ૧૯૬૮ ના આસો માસમાં ગં. સ્વ. દેવકાંબાઇ ફરીને યાત્રાએ નીકળ્યા અને કૃષ્ણપક્ષ અમાસ ધારયાના દીપોત્સવીના દિવસે શ્રી ગોકુળમાં એ પુન્યશ્લોક દેવી પોતાની પાછળ પુત્ર, પુત્રવધુ, પૌત્રો દીકરીઓ અને દોહિત્રોની બહોળી લીલીવાડી મુકી તીર્થધામમાં દેવલોક પામ્યાં.

માતાજી દેવકાંબાઇએ પોરબંદરથી દેગામ જવાના રસ્તામાં એક પગથીઆંવાળી સુંદર વાવ બંધાવી છે. ભગવતી દેવકાંબાઇના બન્ધુ ઠક્કર મોનજી એનજ ઘણા ભગવદ્ભક્ત હતા. દેગામમાં શ્રી રામબાઇ નામની એક ભગવતી સાધુ બાઇ હતી તેની તેઓ પુજ્યભાવે સેવા કરતા તે બાઇની યાદમાં દેગામથી બે ગાઉનાં અંતરે એક ધર્મશાળા તેમના તરફથી બંધાવવામાં આવી અને ત્યાં આગળથી પસાર થતા સાધુ સન્તબાવાઓને માટે સદાવ્રત સ્થાપવામાં આવ્યું,

શ્રીયુત દ્વારકાદાસે પોતાના બન્ને વડા પુત્રોને યોગ્ય શિક્ષણ આપવામાં ઘણી કાળજી રાખી છે. તેઓ બન્નેને ધંધા રોજગારની તાલીમ આપવા સાથે ઉંચા પ્રકારનું અંગ્રેજી શિક્ષણ આપ્યું છે. આ બન્ને પુત્રો અત્યારે એમના વ્યવસાયમાં મોટા સ્થંભરૂપ થઇ પડયા છે.

ભાઇ જમનાદાસનાં લગ્ન બહુ મોટી ધામધૂમથી ખંભાળીઆમાં ઠક્કર લાલજી દયાળનાં પુત્રી સાથે ૧૯૭૭ ના વૈશાખ માસમાં કરવામાં આવ્યાં અને ભાઇ નારાયણદાસનાં શુભલગ્ન ૧૯૮૨ના વૈશાખ માસમાં કોઇમ્બતુરવાળા ઠક્કર મથુરાદાસ દયાલનાં પુત્રી સાથે કરવામાં આવ્યાં છે. આ બન્ને લગ્નો પ્રસંગે શ્રીયુત દ્વારકાદાસે પોતાના મોભાને શોભે એવી રીતનાં ખરચ કર્યાં છે.

શ્રીમતી જમનાબાઇને બે સન્તાન છે. મોટાં દીકરી ચી. જયાબહેન યોગ્ય સમજણાં હોઇને સારી કેળવણી લઇ રહ્યાં છે. એક નાના ચી. હંસરાજ પણ નિશાળે જાય છે અને પ્રાથમિક ધોરણમાં શિક્ષણ લે છે.

શ્રીમતી જમનાબાઇ વાત્સલ્ય ભાવનાં પ્રતિમા જેવાં છે. તેઓ પોતાનાં આગલાં બહેન ધનકોરના બે મોટા પુત્રોને પોતાનાજ પુત્રો સમાન ગણે છે. દૈવી સંપત્ત પ્રાપ્ત મનુષ્યોનાં જીવન નિર્મલ જ હોય છે. સ્વર્ગસ્થ ધનકોરની પેઠે જ શ્રીમતિ જમનાબાઇ પણ દ્વારકાદાસ શેઠનો ગૃહસ્થાશ્રમ શોભાવી રહ્યાં છે. આર્ય રમણીઓનાં જીવનની એ ખૂબી છે.

દ્વારકાદાસ શેઠનાં ભાગ્યશાળી બહેનો પૈકી બહેન અમૃતબાઇના ચીરંજીવી ભાઇ પરશોતમદાસ ગોકલદાસ અને બહેન હીરૂબાઇના ચીરંજીવી ભાઇ કરશનદાસ વસનજી બન્ને પિત્રાઇ અને માશીઆઇ ભાઇઓ પોતાના દાદા શેઠ હેમરાજ પીતાંબરના નામે કાનાનોરમાં કમીશન એજન્ટનું કામકાજ ઘણા સારા પાયા પર ચલાવે છે.

બીજાં એક બહેન મોંઘી બહેન કોઇમ્બતુરમાં છે, તેઓ શેઠ લાલજી દામોદરદાસને વેરે આપેલાં; એ બહેનને સંતાન નથી પણ ભત્રીજા છે, તેમાંના એક ભત્રીજા ॥ દીકરાને દત્તક લીધા છે. તે તેમની મિલ્કત સંભાળે છે અને પોતે ઇશ્વર ભજનમાં દિવસ નિર્ગમન કરે છે.

## વ્યાપારિક જીવન.

સત્તર વરસની સુકુમાર અવસ્થામાં પિતાના વિશાળ કારભારનો બોજો દ્વારકાદાસ શેઠના શીરે આવી પડયો હતો. આ વખતે વખારના મહેતા મુત્સદીઓમાં શાહ દેવકરણ અભેચંદ મુનીમ હતા અને સ્વ. વાલજી શેઠના અતિ વિશ્વાસપાત્ર મોપિલ્લા ગૃહસ્થ કુન્જી કમ્મુ હાજી નામના નોકર હતા તે બેઉ જણાએ દ્વારકાદાસ શેઠને શરૂઆતનાં વ્યાપારિક જીવનમાં મોટી સહાયતા પહોંચાડી, ત્યાર પછી તેઓ પોતાનાં વ્યાવસાયિક કૌશલ્યમાં આગળ ને આગળ વધતા ગયા અને પિતા જે સંપત્તિ, ધન, કીર્તિ, માન મૂકી ગયા હતા તેમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરતા રહ્યા છે.

કલીકટની બજારમાં એક વાર શોપ (કાપડ, ફરનીચર વગેરેનો સ્ટોર)નાં બિઝનેસનો વાયરો જોસથી ફૂંકાયો એ અરસામાં દ્વારકાદાસ શેઠે પણ સંવત્ ૧૯૫૭ માં શેઠ જાદવજી જેઠાભાઇ સાથે ભાગમા શોપનો વેપાર ખોલ્યો, એ કામકાજ ત્રણ વરસ સુધી ચાલ્યા પછી પોતાનો ભાગ બંધ કરી વળી તે વેપાર ૧૯૬૭ માં ફરીને પોતાનોજ શરૂ કર્યો પણ ઇમારતી લાકડાંનાં કમીશનનાં કામકાજનો બોજો અતિશય વધી પડવાથી એ વ્યવસાય ત્રણ વરસ સુધી ચલાવ્યા બાદ સંપેટી લેવાંમાં આવ્યો.

આજ કાલના દેશી વેપારીઓનાં કામકાજનાં પ્રમાણમાં શેઠ દ્વારકાદાસ વાલજીનો વેપાર ઘણા ચોખ્ખા પાયા ઉપર ચાલે છે. હિંદુસ્થાનના દરેક બંદરના વેપારીઓમાં તેઓ સારી પ્રતિષ્ઠા ધરાવે છે અને પ્રમાણિક પણાંથી માત્ર કમીશનનું જ કામકાજ કરે છે.

સ્ટેન્ડર્ડ ટાઇલ્સ વર્કર્સની કાઠીઆવાડની એજન્સી પણ દ્વારકાદાસ શેઠના હસ્તક છે અને એ માતબર કારખાનાંના માલીકો અને મેનેજરોની મહેરબાનીથી એ કામમાં પણ છેલ્લાં પાંચ વરસ થયાં ઘણો સારો જશ મળ્યો છે.

વેપારી પ્રજામાં પ્રસિદ્ધ થઇ ગએલા અને ઘણા જુના માનવન્ત ગણાતા શાહ આશકરણ ખેંગાર ના કુટુંબવાળા શાહ ચુનીલાલ વલમજી હાલ શેઠ દ્વારકાદાસ વાલજીની વખારના મુનિમપદે છે.

## યશઃ જીવન.

શેઠ દ્વારકાદાસ વાલજી મલબારમાં વસતા ગુજરાતી સમાજમાં એક મોભાદાર વ્યક્તિ હોઇને કલીકટનાં ગુજરાતી મંડલના માનનીય પુરૂષ છે. તેમની સખાવતો દરેક સદ્કાર્યમાં હોય છે. એમના પ્રભાવ



Rao Saheb Vithaldas Anandjee Saith of Tirupur, (A Gujarati Chairman of a Municipality of Tamilian Town, performs his duty to inspect the Municipal Work in hot days, holding a country made umbrella)

રાવ સાહેબ વિઠ્ઠલદાસ આણંદજી શેઠ–તીરૂપુર.
એક તામીલ શહેરનાં શહેર સુધરાઇ ખાતાંનો ગુજરાતી સરનશીન ખરે બપોરે
દેશી છત્રી ઓઢી સુધરાઇ ખાતાંના મજુરોનું કામ તપાસે છે

# રાવસાહેબ વિઠ્ઠલદાસ આણંદજી.

કોઇમ્બતુર જીલ્લાના તીરપુર નામના સુપ્રસિદ્ધ રૂના કસબામાં જે ગુજરાતી વેપારીઓ વસે છે તેમાં રાવસાહેબ વિઠ્ઠલદાસ આણંદજી એક પ્રતિષ્ઠિત વ્યક્તિ છે. મદ્રાસથી મેંગ્લોર અને મેંગ્લોરથી કન્યાકુમારી સુધીમાં વસતા ગુજરાતી સમાજમાં તેઓ એક વિશિષ્ટ પદ ભોગવે છે. એઓ જ્ઞાતિએ દશા ખડાયતા વણિક છે, એમનો જન્મ કાઠીયાવાડ સોરઠના પાટનગર જુનાગઢની પાસેના સીલ ગામમાં સંવત્ ૧૯૨૪ ના જેઠ વદ ૧૩ ને વાર ગુરૂના રોજ થયેલો; એમનાં માતામહ શેઠ જીવરાજ રાઘવજી સીલ મહાલના ખજાનચી હતા. નવાબ સાહેબના સીલ મહાલની ઉપજનું ભરણું જીવરાજ શેઠને ત્યાં થાય અને દરબારી વહીવટ ખરચ વગેરે માટે જે નાણું જોઇએ તે જીવરાજ શેઠને ત્યાંથી દરબાર ઉપાડ કરે એવો સીરસ્તો હતો.

પિતામહ ગાંગજી શેઠ પરમ વૈષ્ણવ હતા. ઘેર ઠાકોરજીની હવેલી હતી, સીલથી થોડે દૂર નગીચાણું કરીને ગામ છે. શ્રીકૃષ્ણ ભક્તિ પ્રસરાવવા ગાંગજી શેઠ ત્યાં જઇ વસ્યા હતા. અનેક કણબી આહેર વગેરે વસવાયા કોમનાં કુટુંબોને શ્રીકૃષ્ણ પ્રેમામૃત પાયું હતું, ગાંગજી શેઠને ચાર સુપુત્રો થયા. તેમાંના વડા પુત્ર લક્ષ્મીદાસે સદોદિત શ્રીકૃષ્ણ પાદ સેવા સારૂ મુંબઇની મોટી હવેલીમાં ભંડારીનું પદ સ્વીકારી પોતાનું આયુષ્ય પરમ વૈષ્ણવજન તરીકે વિતાવ્યું. બીજા પુત્ર કરમચંદ ખાંડની બજારના બાહોશ દલાલ થયા, વેરાવળ વાળા ખાંડના રાજા સોમચંદ મીઠાના તે એક માનીતા દલાલ હતા; હજુ પણ એ પેઢીવાળા કરમચંદ દલાલનાં સગાં સહોદરની પ્રતિષ્ઠા સારી રીતે જાળવે છે; ત્રીજા પુત્ર માવજીશેઠ ગોકુળમાં જઇ વસ્યા હતા. ચોથા પુત્ર આણંદજી શેઠે મુંબઇથી ભાઇઓના સહવાસને ત્યાગી સંવત્ ૧૯૦૦ ના અરસામાં દક્ષિણ પ્રદેશમાં ચાલી આવી ઠેઠ મદુરામાં જઇ કાપડના વેપારમાં ઝંપલાવ્યું હતુ. મદુરાની પાઘડીઓ અને સાડીઓ આજે પણ ભારતવાસીઓના પહેરવેશમાં અનોખું સ્થાન ભોગવે છે. મદુરાનું કાપડ વણકરો પાસેથી ખરીદી તેની ગાંસડીઓ બાંધી ગાડાં રસ્તે મદુરાથી પાલઘાટ થઇને કલીકટ લાવી તે વહાણમાં ચડાવાતી. વખત સારો હતો અને કાપડનો વેપાર ધીકતો ચાલતો હતો. આ વખતે મદુરામાં શેઠ ડુંગરશી જેઠાણી, લક્ષ્મીચંદ હંસરાજ, નારણજી રણછોડ, જુઠા કલ્યાણજી, જગજીવન પ્રેમચંદ વગેરે ગુજરાતી વેપારીઓની મંડળી હતી; તેઓમાં અરસપરસ એટલો સંપ અને સ્નેહભાવ હતો કે બીજા લોક તેમને સગા ભાઇઓજ સમજતા હતા.

આણંદજી શેઠનાં પત્નિ સુકુમાર બાલક વિઠ્ઠલદાસને ત્રણ વરસની વયનો મૂકીને ગુજરી ગયાં એટલે પુત્રને ઉછેરવાનું કામ પણ એમનેજ શીરે આવ્યું હતું. કાપડની ગાંસડીઓનાં ગાડાં ભરી કલીકટ આવવાનું થતું ત્યારે બાલક પુત્રને પણ સાથેજ ગાડાંમાં તેઓ લઇ આવતા. સંવત ૧૯૨૯ માં એમને શીરે આર્થિક હાનીનો પ્રસંગ આવી પડયો. કાપડનું વહાણ ભરી કલીકટથી મુંબઇ ચડાવ્યું હતું તે રસ્તામાંજ ડુબી ગયું તેને પરિણામે આણંદજી શેઠને મદુરા છોડવું પડયું. કલીકટમાં શેઠ ગોવિંદજી પંચાણની પેઢી બહુ આબાદીમાં હતી. એ પેઢીવાળા આણંદજી શેઠનાં સગાં થતાં હતાં એ પેઢીના એક ભાગીદાર શાહ હરજીવનદાસે આણંદજી શેઠને ધીરજ આપી કોઇમ્બતુર વસવાની સલાહ આપી ને મદદ પણ કરી. તેથી આણંદજી શેઠે કોઇમ્બતુર જઇ કાપડનો વેપાર શરૂ કર્યો. વિઠ્ઠલદાસ તો શેઠ ગોવિંદજી પંચાણને ત્યાં રહ્યા. આ વખતે એની ઉમર ૭ વરસની હતી. કલીકટની ઓઝા મેતાજીની નિશાળમાં એણે ત્રણ વરસ સુધી

ગુજરાતી લેખન વાંચનનું શિક્ષણ મેળવ્યું. પછી તે કોઇમ્બતુર આવ્યા ને ત્યાં તામીલ અંગ્રેજી ભણવાને સરકારી નિશાળમાં બેઠા.

શેઠ આણંદજી ગાંગજી ૧૯૩૯ માં કોઇમ્બતુર ખાતેજ સ્વર્ગવાસી થયા તેથી એની કાપડની દુકાન બંધ થઇ એટલે પંદર વરસની કુમળી વયે વિઠ્ઠલદાસ શેઠ મુળજી જેઠાની કંપનીમાં નોકરીએ રહ્યા. શેઠ મુળજી જેઠાનું કામકાજ મોટા પાયા ઉપર હતું. કોઇમ્બતુર ખાતેની પેઢીના મુનીમ પદે ઠક્કર શામજી ભાણજી નામના વયોવૃદ્ધ ભાટીઆ ગૃહસ્થ હતા, તેઓ ભગવદ્ ભક્ત હોઇને મરજાદ પાળતા હતા. વિઠ્ઠલદાસને આચાર શુદ્ધતાના સંસ્કાર વારસામાં મળ્યા હતા એટલે તે શામજી ભાઇના સહજમાં પ્રીતિપાત્ર બન્યા, શામજીભાઇએ વિઠ્ઠલદાસને પુત્રવત ગણ્યા.

આ વખતે શેઠ મુળજી જેઠાએ રંગ સારૂ આ પ્રદેશમાં થતાં હરડાં ખરીદવાનો ઇજારો રાખ્યો હતો એટલે વિઠ્ઠલદાસને સહુથી પહેલાં સત્યમંગલમ, કોલેગાલ, કલ્લાર, મેટ્ટુપાલયમ, ભવાની વગેરે ગામડાંઓમાં જઇ હરડાં ભેગાં કરવાનું કામ મળ્યું. ઉપર જણાવેલાં સ્થળોએ હરડાંનાં મોટાં જંગલો છે. તદુપરાંત જંગલોમાં મીણ, મધ, સાબરશીંગાં પુષ્કળ જથ્થામાં મળે છે. સાબરનાં મોટાં ભરાવદાર શીંગડાં દર મોસમે ખરી પડે છે તે ઝાળાંઝાંખરાં અને વાડીઓમાં પડેલાં હોય છે તે મેળવવા સારૂ ઝાંખરાં અને વાડીઓમાં આગ લગાડવામાં આવે છે ત્યારે તે સેંકડો મણ ભેગાં કરી શકાય છે. આ શીંગડાં વિદેશ ખાતે જાયછે અને ત્યાંથી બટન, ચાકુ છરીના હાથા, છત્રીના હાથા વગેરે ચીજો બનીને આપણા દેશમાં આવે છે.

સત્યમંગલમની આસપાસ તલમલે, તાલવાડી, હાસનુર ધીમ્બમ્, ગદેસાલ વગેરે નામના પહાડો છે ત્યાં ચંદનનાં ઘાટાં જંગલો છે, ત્યાંનું ચંદન ઉંચામાં ઉંચું ગણાય છે, ગદેસાલ પહાડમાં હાથીઓનાં ટોળે ટોળાં વસે છે.

શેઠ મુળજી જેઠા કંપનીએ હરડાં ખરીદવાનો ઇજારો એકજ વરસ માટે રાખ્યો હતો એટલે તે કામ પૂરું થવાથી વિઠ્ઠલદાસને રૂનાં મથકોમાં ફરવાનું કામ મળ્યું, ગામડાંઓમાં જઇ કપાસ ભેગો કરી લાવવો અને ખેડુતો સારૂ જોઇતો અવેજ આપી આવવો એ એમનું કામ હતું. તે કામમાં વિઠ્ઠલદાસે સારી ચોખવટ અને હોંશીયારી દાખવી. સંવત ૧૯૪૨ની સાલમાં શેઠ મુળજી જેઠા કંપનીએ કોઇમ્બતુરમાં જિનિંગ ફેક્ટરી નાંખી. તેની દેખરેખનું કામ વિઠ્ઠલદાસને મળ્યું. સંવત ૧૯૪૨ માં તિરૂપુર ખાતે પણ એક જિનિંગ ફેક્ટરી નાંખવાને જમીન ખરીદાઇ અને ત્યાં પણ ફેક્ટરીનું કાચું બાંધ કામ તૈયાર થયું એટલે સચા, ઓફીસર વગેરે ગોઠવાયું અને વિઠ્ઠલદાસને તિરૂપુર ખાતે મોકલવામાં આવ્યા.

તીરૂપુર રૂના વેપારનું મોટું મથક છે એનું કારણ એ છે કે કોઇમ્બતુર જીલ્લાના બધા તાલુકાઓના રસ્તાઓ તીરૂપુરના પાદરમાં થઇને જાય છે એટલે સરવે તાલુકાઓમાં નીપજતાં રૂનું તે કેન્દ્ર બને છે. શેઠ મૂળજી જેઠા કંપનીમાં વિઠ્ઠલદાસ ભાઇએ સારી કામગીરી બજાવી. મદ્રાસ ખાતે રહેતા એ કમ્પનીના એજન્ટો શેઠ કલ્યાણજી મોરારજી અને નરશી મોરારજીની અથાક પ્રીતિ એમની પર ઉતરી અને કોઇમ્બતુરવાળા શામજી ભાઇ તો એમને પોતાનો કાકુ (પુત્ર) જ સમજતા હતા.

મુંબઇમાં કરમચંદ દયાળ સ્વર્ગવાસ પામ્યા. એમને સન્તાન ન હતું તેથી એમનાં વિધવા પત્નિ અં. સ્વ. મીઠી બાઇનો વાત્સલ્યભાવ શ્રી વિઠ્ઠલદાસ ઉપર ઉતર્યો અને એમણે પોતાનાં બ્હેનની સગાઇ શ્રી૰ વિઠ્ઠલદાસ સાથે કરવાની પેરવી કરી. શ્રીયુત - શામજીભાઇએ શ્રી. વિઠ્ઠલદાસને ખબર ન પડે

.મ ગં, સ્વ. મીઠીબાઇની વાતને વધાવી લીધી અને લગ્ન વગેરેનુ સર્વ ખરચ પોતાને શીરે ઓઢી લીધું એટલે ૧૯૪૧ માં પોરબંદરવાળા ઘીના પ્રસિદ્ધ વેપારી અને વઢાણવરી શેઠ પ્રાગજી ગોરધનનાં સુપુત્રી સાથે શ્રીયુત્ વિઠ્ઠલદાસનું લગ્ન થયું. એ શ્રીમતીથી શ્રીયુત્ વિઠ્ઠલદાસને બે કન્યાઓ સાંપડી.

૧૯૪૬ માં વયોવૃદ્ધ પુરા શામજીભાઇ નોકરી ઉપરથી ફારક થયા એટલે હવે નોકરી નહીં કરતાં સ્વતંત્રરીતે પ્રારબ્ધ અજમાવવાનું દિલ શ્રીયુત વિઠ્ઠલદાસને થયું, પણ મદ્રાસવાળા શેઠ કલ્યાણજી મોરારજી છૂટા કરે નહિ છેવટે કોઇ પણ બહાને શ્રીયુત વિઠ્ઠલદાસ એ નોકરીમાંથી છુટા થયા અને ઠક્કર સુંદરજી લીલાધર નામના ભાટીયા ગૃહસ્થ સાથે ભાગમાં રૂના વેપારની અલાહેદી વખાર ખોલી. પોન્ડીચેરી, કલીકટ વગેરેની મિલોનાં કામો મળતાં વેપાર ઘણો સારો ખીલ્યો.

આ અરસામાં તીરૂપુર ગામના મુખીનો એક પુત્ર પોતાના એક ગોઠીયા સાથે ખ્રિસ્તિ ધર્મમાં વટલી જવાને મદ્રાસ નાસી ગયો તેને શોધી સમજાવી ઘેર લાવવા સારૂ ગામના પ્રતિષ્ઠિત લોક સાથે એમને મદ્રાસ જવું પડયું. પ્રયાસ ઘણો કરવામા આવ્યો પણ હેતુ પાર પડયો નહિં; પણ આ સંજોગથી તિરૂપુરમાં શેઠ વિઠ્ઠલદાસ આણંદજીના શુભહસ્તે હિન્દુમહાજન શાળાની સ્થાપના થઇ જે આજ તિરૂપુરની નમુનેદાર હાઇસ્કૂલ છે. આ અરસામાંજ શેઠ વિઠ્ઠલદાસ તિરૂપુર તાલુક બોર્ડ અને કોઇમ્બતુર ડીસ્ટ્રીકટ બોર્ડમાં સભ્ય તરીકે નીમાયા.

સંવત્ ૧૯૫૧ માં એમનાં પત્નિ દેવલોક પામ્યાં. ૧૯૫૫ માં ભાગીદારીનો વેપાર પણ બંધ થયો અને પોતે સ્વતંત્રરીતે વેપારમાં ઉતર્યા. તેવામાં કલીકટવાલા શેઠ નાગજી પુરૂષોત્તમની કમ્પનીની પાંચ ૭ લાખ રૂપીઆની કીંમતનાં અનાજની ખરીદી નાકળી. આખા તિરૂપુર તાલુકાનું અનાજ બીજા કોઇ વેપારીના હાથમાં ન જાય એવી ગોઠવણ કરવાનું કામ શ્રી વિઠ્ઠલદાસ શેઠને શીરે આવ્યું, અને એ કામમાં તેઓને ઘણો સારો જશ મળ્યો.

શેઠ મુળજી જેઠા કમ્પનીમાં નોકરી કરતાં ગામડાંઓમાં ફરવા જવાનું થતું તે વખતે સત્યમંગલમ્ વગેરે તરફની રસાલ અને નીપજાઉ જમીન ધ્યાનમાં રહી ગઇ હતી તે વિઠ્ઠલદાસ શેઠે ૧૯૫૬ માં ખરીદી લીધી, આ જમીનનો વિસ્તાર ૩૦૦ એકરનો છે અને તે સત્ય મંગલમ્થી મહીસુર જવાના રસ્તાપર પાંચમા માઇલ સ્ટોનની પછીથી આવેલી છે. આ જમીન ખેતીવાડીનાં કામમારૂ ઉપયોગમાં લેવાતી ને તે સારૂ એક રખેવાળ રાખ્યો હતો; પણ આજથી ૭ વરસ અગાઉ ટોળાંમાંથી છુટાં પડી જઇ દિવાના બની ગયેલા બે ચાર હાથીઓએ ખેતરનો નાશ કર્યો અને રખેવાળને ચીરી નાખ્યો તે દિવસથી એ જમીન એમને એમ અણખેડેલી પડી છે.

સંવત્ ૧૯૫૬ માં તેઓ તિરૂપુર મ્યુનિસિપાલીટીના ચેરમેન નીમાયા. એ હોદ્દા ઉપર રહી એમણે તીરૂપુર ગામની અમૂલ્ય સેવા બજાવી તિરૂપુર આજ જે જાહોજલાલી ભોગવે છે અને હવે પછીના ભવિષ્યમાં તિરૂપુર જે જાહોજલાલી ભોગવશે તે આ ગુજરાતી નરનાં પરિશ્રમ, સતત પ્રજાહિતચિન્તન અને માનસબલને આભારી છે. આ હોદ્દાપર તેઓ લાગલાગટ ૨૨ વરસ સુધી રહ્યા. તેમાં પ્રજાની સેવા કરતાં અનેકવાર તેમને સરકારી અમલદારો સાથે મતભેદની મુશ્કેલીઓમાંથી પસાર થવુ પડયું. સંવત ૧૯૫૯ માં ગામમાં મરકીનો રોગચાળો ફાટી નીકળ્યો તે વખતે આ દીનબન્ધુ ગુજરાતીએ તામિલ દેશવાસીઓની જે સેવા બજાવી છે તેનું મૂલ્ય આંકી શકાય તેમ નથી. રોગી લોકોને દવાદારૂ પહોંચાડવામાં, તબીબીખાતાં અને પોલીસખાતાં તરફથી લોકોને ઘર ખાલી કરાવવામાં થતા—જુલમોમાંથી ઉગારી લેવામાં અને એવી



Late Dhanjibhai Manecji Mugaseth, Esquire, Calicut.

બેહસ્તનશીન શેઠ ધનજીભાઇ માણેકજી મુગાશેઠ, કલીકટ.

અનેક રીતે શેઠ વિઠ્ઠલદાસે પ્રજાની સેવા કરી. શીતલાનો રોગ અટકાવવા સરકાર તરફથી શીતલા કાઢીને રસી મૂકવાના કાયદાને માન નહીં આપનારા સામે કંઇપણ પગલાં નહીં ભરવાના પક્ષમાં શેઠ વિઠ્ઠલદાસ અડગ રહ્યા. દર વરસે મ્યુનિસિપલ બજેટમાં કૂતરાં મારવા સારૂ અમુક રકમ મંજુર થતી તેનો ઉપયોગ કેટલાએ વરસો સુધી ચેરમેનના હોદાની રૂએ શેઠ વિઠ્ઠલદાસે કર્યો નહિં. ડિવિઝનલ ઓફીસર તરફથી લખાણ આવતાં ઉત્તરમાં એ હિમ્મતશાળી પુરૂષે જણાવ્યું કે એ કામ અમો ગુજરાતીઓના ધર્મથી વિરૂદ્ધ છે. પ્લેગના સમયમાં ઉંદરો મારવાનું કામ પણ એમણે સ્વીકાર્યું નહીં. તેથી કદરદાન શાણા અમલદારે એ બન્ને કામો તેહેસીલદાર અને સ્પેશ્યલ પ્લેગ ઓફીસરને સોંપ્યાં.

શેઠ વિઠ્ઠલદાસ આણંદજીની લોકસેવાની કદર કરી તિરૂપુરના જનસમાજે એક દબદબાભર્યા મેલાવડામા શેઠ વિઠ્ઠલદાસને આભાર પત્ર આપ્યું અને એમનું શુભ નામ ચિરંજીવ રહેવા સારૂ તિરૂપુરની એક મુખ્ય શેરીનું વિઠ્ઠલદાસ શેઠ રોડ એવું નામ આપવામાં આવ્યું. નિષ્પક્ષપાત, નાત જાત ધર્મ કે પંથના ભેદભાવ વિના કરેલી લોક સેવાની કદરદાનીમાં તિરૂપુરના ઇસલામી ભાઇઓએ મોટી મસજીદના સંબધમાં પડેલા બે તકાઓમાં બન્નેએ શેઠ વિઠ્ઠલદાસ આણંદજીને પોતાના લવાદ નીમ્યા.

સંવત્ ૧૯૬૮ માં એટલે ઇ. સ. ૧૯૧૨ માં સરકાર તરફથી એમને રાવ સાહેબનો ઇલ્કાબ એનાયત કરવામાં આવ્યો અને એજ વરસના ડિસેમ્બર માસમાં મળેલા દિલ્હી દરબારમાં એમને સર્ટિફિકેટ ઓફ ઓનર બક્ષવામાં આવ્યું.

તિરૂપુર પશુ અને ખેતીવાડી પ્રદર્શનની શરૂઆત રા. સા. વિઠ્ઠલદાસ આણંદજીના હસ્તક આબાદ રીતે ૧૯૧૭ માં થઇ અને હવે તે મેળો પ્રતિવર્ષ ભરાતો આવે છે. ૧૯૧૮ માં ઇન્ફ્લ્યુઅન્ઝા નામના કારમા તાવનો ઉપદ્રવ સારા દેશમાં ફેલાયો તે વખતે તિરૂપુર પણ સપડાયું હતું ત્યારે પણ શરીર અને જાનની દરકાર કર્યા વિના મ્યુનિસિપલ ચેરમેન રાવસાહેબ વિઠ્ઠલદાસ આણંદજી શેઠે પ્રજાની ભારે સેવા બજાવી હતી. તેથી કલેકટર મિ. શિપ્લી અને સબ કલેકટર મિ. હેનીંગવે એ ખુશી થઇને એવણને કહ્યું "મિસ્તર શેઠ ! અમે તમારે માટે શું કરીએ ?" એના જવાબમાં રાવસાહેબે જણાવ્યું કે "મહોબત રાખો અને ગરીબોનાં દુઃખ ઓછાં કરવાને તમારી મહોબતની જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ કરવા દો એટલુંજ બસ છે."

રાવ સાહેબ વિઠ્ઠલદાસ આણંદજી ગુજરાતી સમાજ માટે પણ અત્યંત કાળજી રાખે છે. અનેક ગુજરાતી કુટુંબોનાં ઘરગથુ મામલાઓમાં તેવણની સલાહ અને તેવણનો ન્યાય અમલ ચલાવે છે. મદ્રાસ ઇલાકામાં સહુથી વધારે તોફાની કોઇમ્બતુર જીલ્લો ગણાય છે અને તેમાં પણ તિરૂપુર તાલુકાનો અવ્વલ નબર છે પણ ત્યાં "શેઠલોક" ને કોઇ આંગળી ચીંધી શકતું નથી અને જ્યાં ત્યાં "શેઠલોક" ને અનહદ માનભાવથી જોવામાં આવે છે એ અસર થવામાં રા. સા. વિઠલદાસ આણંદજીનો કડપ જબરૂં સ્થાન ભોગવે છે એમ કહેવું લેશ પણ ખોટું નથી.

કોઇમ્બતુર લેડીઝ ક્લબનું મકાન રાવ સાહેબે બંધાવી આપ્યું છે. તિરૂપુરનાં બાલાજી મંદીરને એક વાડી અર્પણ કરી છે અને એક જાહેર જલાશય બાંધ્યું છે. મ્યુનિસિપલ કોટન માર્કેટ બાંધી તેનાથી આવક નીપજાવી તે આવક દ્વારા તીરૂપુર શહેરને પીવાનાં પાણીનો પૂરતો બંદોબસ્ત કરી આપવાના અભિલાષવાળી એમની યોજના હતી તે હજુ પાર પડી નથી.

રા. સા. વિઠ્ઠલદાસ આણંદજી સરકારને વાર્ષીક ૩૦૦ રૂપીઆ જમીન મહેસુલ ભરે છે. હાલમાં તેઓ ધંધામાંથી વાનપ્રસ્થ થયા છે અને જાહેર સેવાના વિવિધ માર્ગોમાં પોતાનાં જ્ઞાન અને અનુભવને રોકી રહ્યા છે.

# શેઠ ધનજીભાઇ માણેકજી મુગાશેઠ.

આ સાહસિક અને આપબળથી આગળ વધેલા નરનો જન્મ સુરતમાં ઇ. સ. ૧૮૩૧ ના સપ્ટેમ્બર માસની તારીખ ૧૫ મી અને ગુરૂવારના રોજ થયો હતો. તેમણે પોતાનો વિદ્યાભ્યાસ મુંબઇમાં કરેલો; ૧૮૪૩ ની સાલમાં એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુશનમાં દાખલ થઇ, અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી ભણી ૧૮૪૯ માં એમણે શાળાનું શિક્ષણ છોડયું.

કોચીન જેવાં દૂરના સ્થળે મેસર્સ સુજાઉદીન તૈયબજીની કમ્પનીમાં એક સારા હોદ્દાની નોકરી સ્વિકારી ૧૮૫૨ ના સપ્ટેમ્બરની તારીખ ૧ લીના મુંબઇથી નીકળી ધનજીભાઇ મલબારમાં આવ્યા. કોચીનમાં એમણે બે વરસ નોકરી કરી, કામકાજના પ્રસંગે એમને કોચીનથી કલીકટ આવવું જવું થતું હતું. કલીકટનું સ્થળ એમને કંઇક વધારે પસંદ પડયું એટલે તેઓએ બે વરસ પછી નોકરીમાંથી રાજી ખુશીએ છુટા થઇ કલીકટ આવી પોતાનું સ્વતંત્ર કામકાજ ખોલ્યું.

આ વખતમાં મુંબઇનાં નીમકના વેપાર પર સરકારનું સાર્વભૌમપણું હતું એટલે અગરીઆ પાસેથી નીમક પોતે ખરીદ કરી તેમાં પોતાની જકાત, ખરચ, વગેરે ઉમેરી પોતાને ભાવે સરકાર નીમક વેચતી હતી. મુંબઇના નીમકના વેપારી પોતાના આડતીઆઓ મારફત બીજા વેપારીઓને આપતા. આ પ્રદેશમાં એમ મુંબઇના વેપારીઓની ઘણી આડતો હતી તેમાં એક આડત શેઠ ધનજીભાઇને મળી. સરકાર સાથે ટેન્ડરો લેવા દેવાનાં રહેતાં તે કામ પણ ઘણાખરાઓ તરફથી ધનજીભાઇ મારફત થવા માંડયું તેથી નીમક આ તરફનાં દરેક બંદરે પહોંચતું કરવાનું કામ એવણના હસ્તક રહ્યું અને કામ વધીને વેપાર બહોળો થવા માંડયો.

વેપાર ઘણા બહોળા પ્રમાણમાં ફેલાતો જવાથી કાનાનોરમાં રહેતા શેઠ અરદેશર મહેરવાનજી મલબારવાળાને કલીકટમાં બોલાવી શેઠ ધનજીભાઇએ વર્કીંગ પાર્ટનર તરીકે પોતાનાં કામકાજમાં જોડયા. અરદેશર પોતાનાં બાળબચ્ચાંને લઇ કલીકટ આવી રહ્યા અને પછી ધનજીભાઇનો કારભાર મેસર્સ ડી. માણેકજી એન્ડ કમ્પનીના નામે ચાલવા લાગ્યો.

આ વખતે આ પ્રદેશની પ્રજા ઘણી વહેમીલી અને અજ્ઞાન હતી શીતળાના રોગ સંબધી તેઓ કંઇનું કંઇ સમજતા હતા. એક ઘરમાં કોઇને શીતળા નીકળે તો તે ઘરનાં સહુ કુટુંબીઓ બીહીને ઘર છોડી જતા. દરદી બિચારૂં ઘરમાં એકલુંજ પડયું રહે, તે રીબાઇ રીબાઇને મરે અથવા સારૂં નશીબ હોય તો કોઈ મહા હેરાન થઇને ઉગરે. એવી સ્થિતિ જોઇ સરકારનાં વેકસીનેશન ખાતાંના સુપરીન્ટેન્ડન્ટ મિ. પાલાસી ઓડીને મળી મલયાલમ્ ભાષામાં "શીતળા કઢાવવાથી થતા ફાયદા" એ વિષય ઉપર એક પુસ્તક લખાવી તે છપાવીને છુટથી પ્રજામાં વહેંચવામાં આવ્યું. તેથી લોકોને શીતળા કઢાવવા સંબંધી કંઇક જ્ઞાન થયું અને સરકારનાં વેકસીનેશન ખાતાંને પોતાનાં કામકાજમાં સરલતા મળી એટલે સરકારે શેઠ ધનજીભાઇનાં આવાં પરોપકારી કાર્ય બદલ એક આભારપત્ર લખી મોકલ્યો.

ધંધો ખીલતો જતો હતો તે સાથે ધનજીભાઈ શેઠ માયાળુ હૃદયના હોવાથી નાનાં મોટાં પરોપ-

કારી કામો પણ સાથે સાથે કરતા જતા હતા. ક્યારે આગ લાગી, દુષ્કાળ પડ્યો, પાણી ચડ્યાં કે એવાજ બીજા કોઈ દૈવીકોપમાં ક્યાંયથી લોકો આવી પડ્યાં છે એવું જાણ થતાં શેઠ ધનજીભાઈ તેઓને યોગ્ય મદદ પહોંચાડવા તાત્કાલિક ઈલાજો યોજતા. પોતે નાણાં આપવા અને બીજા પાસેથી નાણાં મેળવવા અને એથી દુઃખી લોકોને સહાયતા આપવી એવી પ્રવૃત્તિમાં શેઠ ધનજીભાઈ આગેવાની ભરેલો ભાગ લેવા લાગ્યા તેથી રાજા પ્રજા બન્નેમાં એમની ખ્યાતિ ઘણી વધી. સરકાર તરફથી ઘણીવાર એમના આવાં પરોપકારી કામો માટે પ્રશંસાના પત્રો મળતા રહ્યા.

નીમકનાં કામકાજ ઉપરાંત બીજા માલની ચડગત કરવાની આડતનું કામકાજ પણ આવવા લાગ્યું, બીજા બહાર દેશાવરોના વેપારીઓ વતી માલ ખરીદવો, તેમને મોકલવો, અહીંયા પોસાતો માલ તેમના વતી વેંચવો, વગેરે જાતનું કામ સારા પ્રમાણમાં મળતું થયું. તેથી તેલીચેરી ખાતે પણ એક શાખા ખોલવામાં આવી. ત્યાં કોસ્ટ એન્ડ રીવર સ્ટીમ નેવીગેશન કમ્પનીની એજન્સી પણ મળી, તેથી તે કમ્પનીની સ્ટીમરો શેઠ ડી. માણેકજી કમ્પનીના ઉપર આવતી થઈ; આરબ ઈસા ખલીફાની આગબોટો પણ અરબસ્તાનથી ટેલીચેરી અને કલીકટ ખાતે એવણુનીજ એજન્સીમાં આવતી થઈ તેથી કામ કાજ ઘણુંજ ધમધોકાર ચાલ્યુ.

૧૮૬૫ માં નિલગીરીથી શેઠ પેસ્તનજી નસરવાનજી બાટલીવાળા કલીકટ આવ્યા, એવણુ કોઈમ્બટુર જીલ્લાનાં આબકારી ખાતાનો ઈજારો બીજા વેપારીઓ સાથે મળીને લેતા હતા તેમ મલબાર જીલ્લાનાં આબકારી ખાતાનો ઈજારો રાખી કલીકટની ડિસ્ટીલરી ખરીદ કરી તેમાં બીજા ભાગીઆઓ સાથે ડી. માણેકજીની કમ્પનીને પણ જોડી. પણ એક વરસમાં તો એવણુ શેઠે બીજા ભાગીઆઓ સાથેનો સંબંધ બંધ કરી મેસર્સ ડી. માણેકજીની કમ્પનીનેજ અરધો ભાગ આપવાનું ઠરાવી કામ ચાલુ કર્યું. આ ધંધામાં નફો સારો થયેલો જોઈ એ કમ્પનીનો ભાગ પણ કાઢી નાખવાની એમની ઈચ્છા થઈ એટલામાં એક દિવસે અરદેસર શેઠ સાથે કંઈ વાંધો પડ્યો તેથી આ પત્યાળા રોજગારમાંથી પણ છુટા થવાનુ તેમણે ચાહ્યુ એટલે કામકાજનો ફેસલો લાવવાનુ બન્ને પક્ષે સ્વીકાર્યું અને એક લવાદ નીમાયુ, તેમાં શેઠ પેસ્તનજી નસરવાનજી તરફથી કલીક્ટના ડેપ્યુટી કલેક્ટર અને શેઠ ડી. માણેકજીની કમ્પનીના વતી મિ. પીઅર્સ નામના અંગ્રેજ વેપારી લવાદમાં નીમાયા. હિસાબ કિતાબ તપાસવાનું કામ બે ગુજરાતી વેપારીઓને સોંપી શેઠ પેસ્તનજી સાથેના એ આબકારીના ધંધામાંથી મેસર્સ ડી. માણેકજીની કમ્પની છુટી થઈ.

થોડાજ દિવસમાં મિ. પીઅર્સનું વિલાયત જવાનુ થવાથી તેમણે પોતાના વતી લીફી કમ્પનીના એજન્ટ મિ. પુનેટને આ લવાદનું કામ સોંપ્યુ. ગુજરાતી હિસાબ તપાસનાર પોતાનુ કામ પુરૂં કરે તેની આગમચ પેસ્તનજી શેઠે લવાદને નોટીસો આપી કે લવાદોએ ચુકાદો ઘણા દિવસો થયાં પણ આપ્યો નહી તેથી હવે એમના તરફનો નિર્ણય એમને કબુલ નથી. એ પ્રમાણેની નોટીસો આપી ધનજીભાઈ શેઠના હસ્તકનો તમામ કારભાર છોડવવાની તજવીજ પેસ્તનજી શેઠે કીધી પરન્તુ ધનજી શેઠ તરફના લવાદ મિ. પુનેટે તે નોટીસને નહિં ગણકારતાં આ મામલો મદ્રાસવાળા શો એન્ડ આક્રુીડ નામના પ્રખ્યાત વકીલોને સ્વાધીન કર્યો. તે બાહોશ વકીલોએ કલીકટની સિવિલ કોર્ટને અરજ કરી તેથી જડજોએ લવાદને લખ્યું કે આ મામલામા નીમાએલા લવાદોએ પોતાનો નિર્ણય તરતમાં જણાવવો અને જો લવાદો એકમત નહી થાય તો આ કામ અહીં કલીકટના જર્મન વેપારી મિ. સ્ક્લકસને એ લવાદના ઉપરી નીમે છે તે જે ચુકાદો આપશે તે અદાલતને માન્ય રહેશે.

અદાલતના આ ફરમાન મુજબ થએલા ચુકાદાને નાકબુલ રાખવા પેસ્તનજી શેઠે ઉપલી અદાલતમાં અપીલ કીધી અને કેસ ચલાવવા મદ્રાસના બે બાહોશ બેરિસ્ટરોને રોકયા. ત્યાં તપાસણી થઇ તેમાં બે લવાદો અને ધનજીભાઇ શેઠની જુબાનીઓ લેવાઇ, આ વખતે પેસ્તનજી શેઠના લવાદ ડેપ્યુટી કલેકટરનું કેટલુંક ભોપાળું ખુલ્લું થયું તે વિષે અદાલતે હાઇ કોર્ટને લખાણ કર્યું તેથી તેની આ સ્થળેથી બદલી થવા પામી અને લવાદના મધ્યસ્થ ગૃહસ્થનો નિર્ણય બહાલ રહ્યો. તે ચુકાદા વિરૂદ્ધ પેસ્તનજી શેઠે હાઇકોર્ટમાં અપીલ કરી પણ તે કોર્ટે મંજુર ન કરી એટલે ફૂલ કોર્ટ માગવામાં આવી. તેમાં પણ અપજશ મળવાથી મામલો પ્રિવિ કાઉન્સીલમાં લઇ જવામાં આવ્યો. આખરે ત્યાં પણ પ્રથમનોજ ચુકાદો બહાલ રહ્યો અને ઉલટાં પેસ્તનજી શેઠને પ્રતિપક્ષનો સર્વ ખર્ચ આપવો પડ્યો.

શેઠ ધનજીભાઇ નીમક, આબકારી અને સ્ટીમરની એજન્સીઓ ઉપરાંત સરકારી ઇમારતો બાંધવાના ઇજારા લેવાના રોજગારમાં પણ પડયા હતા. આ જીલ્લામાં આવેલી ઘણીખરી સરકારી ઇમારતો એમના હસ્તક બંધાએલી છે જેમાં મલબાર કલેકટરની કચેરી અને લશ્કરી બરાકો મુખ્ય છે.

આ વખતે રેલ્વે હજુ સુધી માત્ર બેપુર સુધીજ આવી હતી. સાત માઇલનાં અંતરેથી કલીકટના માલની લાવજાવ કરવી પડતી, શેઠ ધનજીભાઇએ આ અગવડના વેળા વેપારી કુનેહ યોજી વિલાયતથી પોલાં તળીઆંની અને થોડાં પાણીમાં ચાલી શકે એવી હોડીઓ બાર્જ અને તેને ઘસડવા સ્ટીમ ટગ મંગાવી પણ બેપુર નદીમાં રેતી અવાર નવાર ભરાઇ જતી હોવાથી સ્ટીમ ટગ કામ કરી શકી નહીં અને એ યોજના નિષ્ફળ નીવડી.

વાઇનાડ તાલુકામાં જુદી જુદી જગોએ દારૂની દુકાનો રાખવાના પરવાના મેળવી દુકાનો ચાલુ કરી હતી ત્યાં શેઠ ધનજીભાઇના બાહોશ મિત્રિ મિ. રૂસ્તમજી માણેકજી વજીફદારે કોફીનો બગીચો બનાવ્યો હતો; વાઇનાડમાં એ બગીચાના કામ સારૂ રોકડું નાણું નહીં મોકલતાં દારૂ મોકલવામા આવતો અને દારૂથી થતો વકરો ત્યાંજ કામે લગાડવામાં આવતો ને બગીચામાંથી ઉત્પન્ન થતી કોફી કલીકટ લાવવામાં આવતી, આમા દારૂ અને કોફી વગેરે માલ લઈ આવવા જવામાં માણસો ચોરી ચપાટી ઘણી કરતા તેથી તે સારૂ કાઠીઆવાડથી બે ઉંટ મંગાવવામાં આવ્યાં ને ખેપ ચાલુ કરી, પણ આ પ્રદેશનાં હવાપાણી એ જાનવરને અનુકુળ નહીં આવવાથી થોડા વખતમાં તે મરણ પામ્યાં.

વાઇનાડ તાલુકાના કેટલાક ભાગોમાંથી સોનું મળી આવવાથી ઘણા લોક ન્યાલ થઇ ગયા હતા. શેઠ ધનજીભાઇના બગીચામાં પણ એવી કંઇક નિશાનીઓ જોવામા આવી, થોડુંક ખોદ કામ કરાવી કાચી ધાતુના નમુના મેળવી ખનિજ શાસ્ત્રના નિપુણો પાસે મોટું ખરચ કરી રિપોર્ટ તૈયાર કરાવ્યા. એ જમીન પરના માત્ર ખાણ સંબધીનાજ હકો એક લાખ રૂપીઆ લઇ આપી દેવા મુંબઇના નામીચા ધનપતિ શેઠ પ્રેમચંદ રાયચંદે માગણી કરી અને તેટલામાંજ વિલાયતવાળા મિ. માસીએ સદરહુ જમીનની રૂપિયા ત્રણ લાખની માગણી કરી એટલે શેઠ ધનજીભાઇએ પ્રથમ માગણી નાકબુલ કરી. આ બાજુ મિ. માસી મોટાં ભંડોળની એક સિન્ડિકેટ ઉભી કરવાના હતા તેમાં તે ફાવ્યા નહીં એટલે છેવટે શેઠ ધનજીભાઇના હાથમાંથી બન્ને બાજી ગઇ અને છેવટે એ વાત ચોળાઇ ભુસાઇ ગઇ.

ડી. માણેકજીની કમ્પનીના વરકીંગ પાર્ટનર શેઠ અરદેશર મહેરવાનજી મલબારવાળા લકવાના મરજથી પટકાઇ કમ્પનીના કામકાજથી ફારક થયા પોતાનાં જમણા હાથ જેવા અરદેશર શેઠનાં છુટાં પડવાથી શેઠ ધનજીભાઇને શીરે કામનો બોજો ઘણો વધી પડયો. અરદેશર શેઠ ભાગીદારીમાંથી છુટા થયા



Late Sheth Dhanjibhai Maneckji Mugaseth (sitting in the centre) with his sons
Sitting on his right :—Maneck D. Mugaseth. Sitting on his left —Jehangir D. Mugaseth.
Standing on right :—Khodadad D. Mugaseth. Standing on left —Dr. Kobad D Mugaseth

બેહસ્તનશીન શેઠ ધનજીભાઇ માણેકજી મુગા શેઠ પોતાના સુપુત્રો સાથે.

જ્યાં એમની બીકના વખતે શેઠ ધનજીભાઇએ ઠેઠ સુધી મદદ કર્યા કરી. શેઠ ધનજીભાઇના વડા બેટા મિ. જહાંગીર કામ કરવાને યોગ્ય થએલા એટલે તેઓ પિતાજીના સાથે કામકાજમાં જોડાયા.

દેશભક્ત દાદાભાઇ નવરોજજી પાર્લામેન્ટમાં મેમ્બર તરીકે ચુંટાયા તેમને અભિનન્દન આપવા કલીકટનાં પ્રજાજન તરફથી ટાઉન હોલમાં એક ગંજાવર સભા મળી. આ સભાનું પ્રમુખસ્થાન શેઠ ધનજીભાઇને આપવામાં આવ્યું અને એવણના મુબારક હસ્તે હિન્દના કર્મવીર નરશ્રેષ્ટ દાદાભાઇને અભિનન્દન પત્ર મોકલવામાં આવ્યું. દેશભક્ત દાદાભાઇ એક વખત શેઠ ધનજીભાઇના શિક્ષક હતા એ પણ એક નોંધવાજોગ બીના છે.

૧૮૬૭ માં શેઠ ધનજીભાઇનાં દીકરી રતનબાઇ ગુજર પામ્યાં તેની યાદમાં કલીકટ શહેરના એક લતામાં પાણી મેળવવાની ભારે અગવડતા હતી તે લતાની વસ્તી સારૂ એક કુવો બંધાવી આપ્યો અને મ્યુનિસિપલ હૉસ્પીટલમાં બહેન રતનબાઇનાં નામે રતનબાઇ વોર્ડ નામે એક મેટરનીટી વોર્ડનો રૂમ બંધાવી આપ્યો.

૧૯૦૧ માં કલીકટમાં જાહેર ફંડથી સ્ત્રીઓ અને બાળકોના લાભની એક હૉસ્પીટલ બાંધવામાં આવી જેમાં મદ્રાસવાળા રાજા રામસ્વામિ મુદલીઆરે ખરચનો બહુ મોટો હિસ્સો આપ્યો છે તે જગ્યામાં જુદી જુદી કોમના સખી ગૃહસ્થોએ જુદા જુદા વોર્ડસ બંધાવ્યા. તેમાં એક મુખ્ય વોર્ડ સાર્વજનિક માટે શેઠ ધનજીભાઇએ પોતાનાં બેહસ્તનશીન ધર્મપત્નિ જેઓ વેસાવેરાળાં બેજનજી શેઠનાં એકનાં એક બેટી હતાં તેના નામે ખુરસેદબાઇ વોર્ડ બંધાવી તેપર તેમના નામની તકતી ચોડાવી પોતાની અર્ધાંગનાનું નામ અમર કર્યું છે.

કલીકટમાં શહેર સુધરાઇ ખાતું સ્થપાયુ ત્યારથી તે ખાતાંના કમીશનર તરીકે શેઠ ધનજીભાઇ નીમાયા હતા તે હોદાપર તેઓએ ૨૫ વરસ સુધી રહી જાહેર પ્રજાની સેવા કરી. અને વળી ન્યાયની અદાલતમાં ઓનરરી મેજીસ્ટ્રેટનો હોદો લાંબી મુદત સુધી ભોગવી પોતાના ન્યાયશીલ વર્તનનો લાભ આપ્યો. એમની જાહેર લોક સેવાની કદર કરી મદ્રાસની સરકારે સન ૧૮૭૭ અને સન ૧૮૯૭ માં એમ બે વખત " સર્ટિફિકેટ ઓફ ઓનર " એનાયત કર્યા.

આમ અનેક પ્રકારનાં સાહસો ખેડી, ધંધા રોજગારને વિસ્તારી જાહેર સેવાનાં કામમાં નામના મેળવી ૧૯૧૧ ની સાલમાં તેઓએ જાહેર જીવનની પ્રવૃત્તિને છોડી એકાન્ત શાન્તિપૂર્ણ જીવન ગાળવાનો આરંભ કર્યો.

શેઠ ધનજીભાઇ માણેકજીને ચાર બેટાઓ થયા. તેમાંના વડા બેટા જહાંગીરનો જન્મ મુંબઇ ખાતે રોજ ૨૮ માહ ૮ જરથુસ્ત સંવત્ ૧૨૨૧ યાને ઇ. સ. ૧૮૫૨ ના મે માસની તારીખ ૨૧ ના રોજ થયો હતો. બીજા બેટા માણેકજીનો જન્મ કાનાનોરમાં રોજ ૮ મો માહ ૧૨ જરથુસ્ત સંવત ૧૨૨૫ યાને ૧૮૫૬ ના ઓગષ્ટની તારીખ ૨૮ મી ના, ત્રીજા બેટા શેઠ કોબાદનો જન્મ મુંબઇમાં રોજ ૨૦ માહ ૫ જરથુસ્ત સંવત્ ૧૨૪૧ યાને તા. ૮ મી ફેબ્રુઆરી ૧૮૭૨ ના અને ચોથા બેટા શેઠ ખોદાદાદનો જન્મ મુંબઇમાં રોજ ૨૮ માહ ૧૧ જરથુસ્ત સંવત ૧૨૪૩ યાને ૧૮૭૪ ના ઓગષ્ટની તા. ૪ થીના થયો હતો.

વડા બેટા શેઠ જહાંગીર શરૂઆતમાં પિતાજી સાથે કામ કરતા હતા અને બાદમાં પિતાજીથી

જૂદા પડી સ્વતંત્ર રોજગાર કરતા હતા તેઓ ૬૨ વરસની ઉમ્મરે લકવાના હુમલાથી દશ દિવસ સુધી બેભાન હાલતમાં રહી કલીકટમાં પિતાજીનાં ઘરમાં રોજ ૨ માહે ૩ યઝદેજરદી સંવત ૧૨૮૪ ને દિને એટલે તા. ૧૨ મી નવેમ્બર ૧૯૧૪ ને ગુરૂવારના રોજ દેહમુક્ત થયા. તેમને કલીકટના આરામગાહમાં તેમનાં માતાજીનાં વિરામ સ્થળની પાસે જ દફનાવવામાં આવ્યા. બીજા બેટા માણેકજી પણ પિતાજીના વ્યવસાયથી બહુ જ જલ્દી છુટા થઇ શિવગંગા જમીનદારોના કારભારીની જગો પર દાખલ થયા. ત્યાં લાંબા વખત સુધી નોકરી કરી પછી મદ્રાસવાળા મિ. ઓર તથા લેન્ડ મોરગેજ બેન્કના વડા મિ. સ્ટને લીધેલી જમીનદારીમાં મદદનીશ તરીકે જોડાયા. તેઓ ૫૭ વરસની ઉમરે ચાહ પીતાં પીતાં તન્દુરસ્તી ભરેલી હાલતમાં એકાએક પેરેલેસીસના હુમલાથી તુરત પ્રાણમુક્ત થયા, તે ત્યાં જ તા. ૨૨ મી નવેમ્બર ૧૯૧૩ ને દિને ભૂમિદાહ થએલા, પણ ૧૯૧૫ ના ફેબ્રુઆરીમાં તેમનું શબ રેલ્વેમાં કલીકટ લાવી આરામગાહમાં દફનાવવામાં આવ્યું. તેમની આવક રૂપિઆ ૩૦૦ ના દરમાયાથી વધીને રૂપિઆ ૮૦૦ સુધીની થઇ હતી આવી રીતે ૧૩ માસની ટુંકી મુદતમાં શેઠ ધનજીભાઇ માણેકજીને ઉત્તરાવસ્થામાં બે સપુતોને ગુમાવવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થયું. ઇશ્વરની કળા અકળ છે. સદરહુ બન્ને બાન્ધવોનાં અંતિમ મંજલ પાસે પાસે જ છે.

ત્રીજા બેટા શેઠ કોબાદ એલ. એમ. એન્ડ એસ. ની તબીબી પરીક્ષા પસાર કરી સ્વતંત્ર તબીબી ધધો કરે છે. તેઓ કુશળ તબીબ હોઇને પ્રજામાં સારી નામના પામ્યા છે. એમણે સરકારને આપેલી સેવાઓ અને પ્રજાહિતનાં કરેલાં સાર્વજનિક કામોથી પ્રસન્ન થઇ સરકારે તેમને કૈસરેહિન્દનો ચાંદ અને એમ. બી. ઇ. મેમ્બર ઓફ બ્રિટિશ એમ્પાયરનો માનવન્તો ઇલ્કાબ એનાયત કરેલ છે. ચોથા બેટા શેઠ ખોદાદાદ, શેઠ ધનજીભાઇ ધંધામાંથી ફારક થયાથી બાપીકા રોજગાર અને મિલ્કતોની સંભાળનું કામકાજ કરે છે.

લાકડાં વેરવાની મિલ ટિમ્બરસોમિલ તેમજ ઈંટો, નળીઆં બનાવવાનું કારખાનું ટાઇલ ફેક્ટરી મલબારમાં પહેલ વહેલાં સ્થાપિત કરવાનું માન શેઠ ધનજીભાઇ માણેકજીને ઘટે છે.

કલીકટમાં આસ્તે આસ્તે પારસી પ્રજાની વૃદ્ધિ થતી રહી અને એક નાની સરખી પારસી અન્જુમન રચાઇ. એ અન્જુમનનાં પ્રમુખપદ પર સર્વ પારસીભાઇઓએ શેઠ ધનજીભાઇને ચુંટયા અને તે હોદ્દા પર ઘણા વરસ સુધી સ્થિર રહી તેમણે કોમની ઉમદા સેવા કરી. એક નાની સરખી પારસી ધર્મશાળા હતી તે જગામાં ઘણો વધારો કર્યો અને તેનાં અંગે ઘણાં નાનાં નાનાં મકાનો ઉભાં કર્યાં. આજ એ સ્થળ ઘણું વિશાળ બન્યુ છે. આજ સંસ્થા પોતાના નિભાવ માટેનું ખરચ પોતે જ નીપજાવી શકે છે. મોબેદ રાખવા સારૂ એક એક નાનું મોબેદ ફંડ ઉભું કરી એક મોબેદ રાખ્યા તેમના પગાર વગેરેનું બીજું ખરચ કાનાનોર, અલપઈ, નિલગિરિ, વેલીન્ગટન વગેરે સ્થળે વસતા જરથોસ્તી ભાઇઓ તરફથી અવાર નવાર આવતી બક્ષીસોમાંથી ચલાવવામાં આવે છે. શેઠ ધનજીભાઇ માણેકજીના વખતમાં આ ધર્મશાળાની મિલ્કતોની કિંમત ૨૦ થી ૨૫ હજાર રૂપીઆની અંકાતી હતી. હાલ તો તે ઘણી જ મૂલ્યવાન બની ગઇ છે.

શેઠ ધનજીભાઇ માણેકજીની કોમી સેવાની કદરદાનીમાં કલીકટમાં વસતા જરથોસ્તી ભાઇઓ તરફથી ૧૯૧૯ ના મે માસમાં એક દબદબા ભરેલો મેલાવડો ભરવામાં આવ્યો અને તે મેલાવડામાં અન્જુમન તરફથી એમને કીંમતી શાલ અને નાણાંની થેલી સાથે માનપત્ર એનાયત કરવામાં આવ્યું.

ધનજીભાઇ શેઠે નાણાંની થેલીમાં પોતાના વતી અમુક રકમ ઉમેરી તે અન્જુમન ફંડને ભેટ આપી અને શાલ અન્જુમનના સીરપાવ તરીકે માથે ચડાવી.

શેઠ ધનજીભાઈ માણેકજી પારસી અન્જુમનના પ્રમુખના હોદ્દા ઉપર અરધી સદી સુધી રહ્યા તે દરમ્યાન ભારે ખંત, કુનેહ અને કાર્યદક્ષતાથી કલીકટની વાડીયાજીની ધર્મશાળાની વ્યવસ્થા કરી તેને એક નમુનેદાર પાયા પર લાવી મુકી છે. તે તેમના જીવનનો કીર્તિસ્થંભ છે. આ ધર્મશાળાને સુધારવાનું કામ હાથમાં ધરવામાં આવ્યું ત્યારે એ ધર્મશાળા માત્ર ૩૦×૨૦ ફીટની લંબાઇ પહોળાઇવાળું એક માળનું ઘર માત્ર હતું અને આસપાસ ૧૪૦×૮૦ ફીટની ખુલ્લી જમીન બગીચા સારૂ પડી હતી. શેઠ ધનજીભાઇએ તે ઘરને તોડાવી નાખી તેના બદલે એક સારી મિલ્કત વસાવી જેમાં પાકી બાંધણીનાં જૂદાં જૂદાં ૧૦ મકાનો ઉભાં કર્યાં અને બગીચાની જમીનનો વિસ્તાર ૩૦૬ ફીટ લંબાઇ અને ૪૧૧ ફીટની પહોળાઇમાં વિસ્તાર્યો. મકાનોનું ભાડું શેઠ ધનજીભાઇના વખતમા માસિક રૂપિઆ ૧૧૫ ના આશરે ઉપજતું હતુ. હાલ તો તેમાં પણ વધારો થયો છે. બગીચામાં કેળ, નારંગી અને નાળીયેરીનાં ઝાડો પણ ઉગ્યાં છે તે પણ સારી નીપજ આપે છે. કલીકટ જરથુસ્તી અન્જુમન પાસે ફંડ જેવું કશું હતું નહીં તે આજ એક મોટું ફંડ ધરાવે છે.

ગુજરાતી વાંચનમાળાવાળા સર ટી સી. હોપ રેલ્વે બોર્ડના સભ્ય નીમાયા હતા. તેઓ મદ્રાસ ઇલાકાની રેલ્વેલાઇનોની તપાસણી સારૂ પ્રવાસ કરતાં બેપુર આવ્યા. તેમને કલીકટની પ્રજાએ જાહેર સ્વાગતનું માનપત્ર આપ્યું. તે માનપત્ર શેઠ ધનજીભાઇ મુગા શેઠના હસ્તે આપવામાં આવ્યું. આ માનપત્રમાં બેપુરથી કલીકટ સુધી અને આગળ રેલ્વેલાઇન લંબાવવાની વિનંતિ કરી હતી. માનપત્ર અંગ્રેજીમાં વચાઇ રહ્યા પછી શેઠ ધનજીભાઇએ હોપ સાહેબને ગુજરાતીમાં કહ્યું " સાહેબ ! અમને હવે તો રેલ્વે આપો. " અઘોર રાનમાં પ્રિય વસ્તુ આવી મળે એમ આવા દૂરના પ્રાંતમાં પ્રિય ગુજરાતી શબ્દો સાભળી હોપ સાહેબ ખુશ ખુશ થઇ ગયા. મેળાવડામાં હાજર રહેલા યુરોપીઅન વેપારીઓ, મલયાલી તમ્બુરાનો અને માપિલા શ્રીમંતો આશ્ચર્યચકિત થઇ માંહોમાંહે પૂછવા લાગ્યા કે " મુગા શેઠ બોલ્યા શુ ? " ત્યારપછી બેપુરથી કલીકટ સુધીની રેલ્વે લાઇન નાખવાની રીમણા રેલ્વે બોર્ડ તરફથી સાઉથ ઇંડિઅન રેલ્વે કમ્પનીને મંજુરી મળી.

વાડીઆજીની ધર્મશાળાના પુનરોદ્ધારના ખબર છાપાંઓમા વાંચતાં વાડીઆજીના વારસદારો ઘણાં ખુશ થયાં અને તેમણે શેઠ ધનજીભાઈ જોગો એક આભાર પત્ર લખી મોકલ્યો.

મેસર્સ ડી. માણેકજીની કમ્પની કાથો, સુંઠ, ઇમારતી લાકડું કોપરાં અને બીજી મલબારની પેદાયશની ચીજો હિન્દનાં જુદાં જુદાં બંદરો અને પરદેશ ખાતે ચડાવવાનું અને વિલાયતથી કાપડ અને હાર્ડવેર આયાત કરી જ્યાબંધ મલબારના વેપારીઓને આપવાનું કામકાજ કરે છે. આ પેઢીના સ્થાપના શેઠ ધનજીભાઇ માણેકજીએ ૧૮૬૦ નાં વરસમાં કરી હતી. મેસર્સ પીઅર્સ લેસ્લી કમ્પનીના તેઓ સોલ બ્રોકર હતા.

શેઠ ધનજીભાઇ માણેકજી ૧૯૨૦ માં ૯૦ વરસની અતિ વૃદ્ધ વયે કલીકટ ખાતે બેહસ્તનસીન થયા.

મેસર્સ ડી. માણેકજીની કમ્પનીનું કામકાજ હાલમાં શેઠ ધનજીભાઇના ચોથા પુત્ર શેઠ ખોદાદાદ ધનજી માણેકજી મુગાશેઠ સંભાળે છે જર્મનીના સુપ્રસિદ્ધ રંગના વેપારીઓ મેસર્સ લીઓ પોટર કેસેલા

એન્ડ કમ્પનીના રંગોની મલબારે ખાતેની એજન્સી પણ એમના પાસે છે. તે ઉપરાંત સ્ટેન્ડર્ડ લાઇફ એસ્યુરન્સ કમ્પની, રોયલ ઇન્સ્યુરન્સ કમ્પની અને સાઉથ બ્રિટિશ ઇન્સ્યુરન્સ કમ્પનીની એજન્સીઓ પણ એઓ પાસે છે.

શેઠ ધનજીભાઇ માણેકજી મુગાશેઠના બેટા શેઠ જહાંગીરના બેટાઓ હાલમાં કોચીન રાજ્યમાં મેસર્સ મુગાશેઠ એન્ડ સન્સના નામે વહીવટ ચલાવે છે.

શેઠ ધનજીભાઇ માણેકજી મુગાશેઠે મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે કમ્પનીને બળતણ પુરું પાડવાનો પણ ઇજારો રાખ્યો હતો. તે ઉપરાંત આસપાસની ખાડીઓ અને મોટી નદીઓમાં સ્ટીમ બોટની ફેરી સર્વિસો પણ તેઓ ચલાવતા હતા.

શેઠ ધનજીભાઇના બપાવા મુંગા હતા તેથી એવણને સહુ મુગાશેઠના નામે ઓળખતું. તેમના ગુજર પામ્યા પછી એ ઓડખ એમના પુત્ર પૌત્રોમાં પણ જળવાઇ રહી. એ કુટુંબની મૂળ ઓડખ તો શેઠના છે.

શેઠ ધનજીભાઇ કલીકટની પ્રજામાં એટલો ચાહ ધરાવતા હતા કે એક વાર શહેરની મ્યુનિસિપલ કાઉન્સીલના સભ્યોની ચુંટણી વેળા તેવણ કલીકટમાં ન હતા, મુંબઇ હતા; છતાં શહેરના અમુક લતાના સમગ્ર લોક ખ્રિસ્તિ અને નાયર કોમની મહિલાઓએ પણ શેઠ ધનજીભાઇ મુગાશેઠને પોતાના મત આપ્યા હતા.

મિ. લોગન અને મિ. ગોગટન જેમણે મલબાર મેન્યુઅલ લખ્યું છે અને જેઓ અનુક્રમે મલબારના કલેક્ટરના હોદ્દા પર હતા તેઓ બન્ને શેઠ ધનજીભાઇના ખાસ મિત્રો હતા.

શેઠ ધનજીભાઇના વેપારની પેઢીમાં જેઓ પહેલાં વર્કીંગ પાર્ટનર હતા તે શેઠ રૂસ્તમજી માણેકજી વજીફદાર વિલાયતમાં જઇ વસ્યા હતા. ૧૯૨૩ ના વરસમાં તેઓ ત્યાંજ બેહસ્તનશીન થયા.

શેઠ ધનજીભાઇ માણેકજી મુગાશેઠના અવસાનના સમાચાર આપતાં "ટાઇમ્સ ઓફ ઇન્ડિઆ" ના સંપાદકે તા. ૮ મી ડિસેમ્બર ૧૯૨૦ ના અંકમાં નોંધ લીધી કે,

"He took a prominent part until a very few years ago in all useful and charitable movements having been most active in bringing about the extention of the Madras Railway to Calicut and in this connection besides going to Madras to give evidence before the railway commission, he was especially consulted with reference to local conditions by Mr. Hope, Minister of Railways to the Government of India."



# શેઠ ગોકુલદાસ જમનાદાસની કમ્પની.

મદ્રાસમાં વસતા ગુજરાતી સમાજમાં શેઠ ગોકુલદાસ જમનાદાસની પેઢી ઘણી પ્રતિષ્ઠિત અને માનવન્તી છે, શેઠ ગોકુલદાસ જમનાદાસનું કુટુંબ ગુજરાત તરફના દશા ખડાયતા વણિક જ્ઞાતિનું છે. એમના વડવાઓએ ઇશુની અઢારમી સદીમાં ગુજરાતને છોડી આ બાજુ ન્હેસુાક કર્યું હોય એમ જણાય છે, મોગલ શહેનશાહતના અસ્ત થતા જતા સૂરજની સંધ્યાએ દક્ષિણનાં મરાઠાનાં દળ ભભૂકતી આગમાં ઘીની આહુતી બની ગુજરાતની પ્રજાને દમી રહ્યાં હતાં એથી અને ગુજરાતના સુબાઓનું પીડન સહન ન થવ. ઘણાંએ ધર્મપ્રાણ કુટુંબો વ્હાલા ગુજરાતને–કાચું સોનું નીપજાવતી ગુજરાતને તજી પૂર્વ કે દક્ષિણમાં અહીં તહીં ઇતર ભાષા ભાષીય પ્રાંતોમાં ચાલી જઇ વસ્યાં હતાં. કાશી, કલકત્તાનાં નાગર કુટુંબો, આરંગાબાદ ભોપાલનાં ઓસવાળ વણિક અને મદ્રાસ, તાંજોર, મદુરા ને મહીસુરના મોઢ તથા લાડ વણિક તેમજ ખેડાવાળ, નાગર અને સોમપરા બ્રાહ્મણ વગેરેનાં કુટુંબો એ પૈકીનાં છે.

મદ્રાસમાં અત્યારે ખડાયતા વણિક કોમનાં પચીશેક કુટુંબો વસે છે. એમનાં ગોત્રો પરથી એમ લાગે છે કે એ કુટુંબોના પૂર્વ પુરૂષો ઘણું કરીને નડીયાદની આસપાસના વતની હોવા જોઇએ. શેઠ ગોકુલદાસ જમનાદાસની પેઢીના પૂર્વ પુરૂષો લુણાવાડા તરફના હોય એમ વહીવંચાની જુની નોંધ વહીમાં આ પેઢીવાળાના પૂર્વ પુરૂષોના સંબંધીના ઉલ્લેખને અંગે લુણાવાડાવાળા એવું લખાએલું છે તે ઉપરથી કહી શકાય છે.

શેઠ ગોકુલદાસ જમનાદાસના પૂર્વ પુરૂષોનાં નામમાં શેઠ પરમાણંદદાસ સુધીનાં નામપર પ્રકાશ પડયો છે એટલે આ પ્રતાપી વંશવેલાની તવારીખ એ પુરૂષથીજ લખી શકાય એમ છે. પરમાણંદદાસ શેઠના પુત્ર અમીચંદશા ઘણા નામીચા પુરૂષ થઇ ગયા છે. તે પ્રતાપી નરના નામથી અત્યારે આ કુટુંબ અમીચંદશાવાળાની તખલ્લુસથી સગાં, જ્ઞાતિજન અને પરિચિત વર્ગમાં પ્રસિદ્ધ છે.

અમીચંદશાના પુત્ર દ્વારકાદાસ થયા, દ્વારકાદાસના પુત્ર જમનાદાસ; એઓ બહુ બાહોશ નર થયા. એક રમણ્ય ફૂલવાડીમાં ડોલરનું પુષ્પવૃક્ષ વાડીને સુગંધિત પરાગથી સુગંધિત કરે એમ જમનાદાસ શેઠે પોતાના પૂર્વજોની વાડીને કીર્તિધૂસરથી પરિવેષ્ટિત કરી હતી. તેઓશ્રી પોતાનાં જમનાદાસ દ્વારકાદાસના નામે કામકાજ ચલાવતા હતા, તેના વેપારમાં ચીનમાંથી મંગાવેલ કપુર, અત્તર, હીરાના કટ વગેરે વસ્તુઓ હતી. જમનાદાસ શેઠને સન્તાનમાં ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ થયાં, ત્રણે પુત્રો પિતાજી સાથે વ્યવસાયમાં નિપુણ નીવડયા ને પિતાજીના સ્વર્ગવાસ પછી ત્રણે બન્ધુઓએ ઐક્યબળથી બાપીકી દોલત અને કિર્તિમાં અભિવૃદ્ધિ કરી.

વડાભાઇ શ્રીયુત્ પરમાણંદદાસ ચુસ્ત વૈષ્ણવ અને પરમ કૃષ્ણભક્ત હતા. તેઓ શેઠ ગીરધરદાસ માણેકજીને ત્યાં મુનીમ હતા, એમને સન્તાનમાં એકજ પુત્રી થયેલાં. તેઓ સંવત ૧૯૪૩ ના પોષ વદ ૯ ના દિવસે દેવલોક પામ્યા. બીજા બન્ધુ શ્રી ગોવર્ધનદાસ શેઠ વાણિજ્યમાં કુશળ હોઇને અપ્રતિમ બુદ્ધિશાળી હતા. મદ્રાસમાં વસતાં ગુજરાતી કુટુંબોમાં એમની સલાહ સદાએ લેવામાં આવતી; આપસ આપસના કંકાસ કલેશ વેળા ગોવર્ધનદાસ ભાઇનો નિર્ણય બેઉ પક્ષને સંતોષ આપતો એવા તેઓ બુદ્ધિમાન અને દક્ષ હતા.



Sheth purushottam Doss Gocoola Doss
of Messrs Gocoola Doss Jumna Doss & Co
229 China Bazaar Road Madras

શેઠ પુરુષોત્તમદાસ ગોકુળદાસ, મદ્રાસ



Late Sheth Goverdhan Doss Jumna Doss
(of Gocoola Doss Jumna Doss & Co ) Madras
સ્વ શેઠ ગોવર્ધનદાસ જમનાદાસ
મેસર્સ ગોકુળદાસ જમનાદાસની કમ્પની વાળા





Late Sheth Dwarka Doss Goverdhan Doss
(of Gocoola Doss Jumna Doss & Co ) Madras
સ્વ. શેઠ. દ્વારકાદાસ ગોવર્ધનદાસ,
મેસર્સ ગોકુલદાસ જમનાદાસની કમ્પની વાળા



Shrijut Purushottam Doss
of Messrs. Gocool Doss Jumana Doss & Co
શ્રીયુત્ શેઠ પુરૂષોત્તમદાસ
મેસર્સ ગોકુલદાસ જમનાદાસની કમ્પનીવાળા; મદ્રાસ





Chiranjeevi Ramdoss
the son of Sheth Purushottam Doss.
શેઠ પુરૂષોત્તમદાસના પુત્ર ચી. રામદાસ.



Mr Jumna Doss Dwarka Doss
(of Messrs Gocooldas Jumna Doss & Co)
શ્રી જમનાદાસ દ્વારકાદાસ
મેસર્સ ગોકુળદાસ જમનાદાસની કમ્પની વાળા





Mr Amichand Doss Dwarka Doss
(of Messrs Gocoolda Doss Jumna Doss & Co )
શ્રી, અમીચંદ દાસ દ્વારકાદાસ
મેસર્સ ગોકુળદાસ જમનાદાસ કમ્પની વાળા



The Business place of Messrs Gocool Doss Jumna Doss & Co
229, China Bazaar Road, Madras

મેસર્સ ગોકુલદાસ જમનાદાસની કું નું વ્યાપાર સ્થળ—ચાઇનાબજાર રોડ—મદ્રાસ.



The front view of the Bunglow "Shree Nath Bagh" Chetpet

શેઠ પુરશોતમદાસ ગોકુલદાસના નિવાસ ભવન "શ્રીનાથ બાગ" ના બંગલાની આગળની બાજુનો દેખાવ



Another view of "Shree Nath Bagh" Chetpet.

શેઠ પુરૂષોતમદાસ ગોકુલદાસનાં નિવાસ ભવન. "શ્રીનાથ બાગ" ની બીજી બાજુનો દેખાવ.



The view of 'Goverdhan Nivas' Building which is let free for marriage & other good ceremonial functions for the Gujarati community and Brahmins by Messrs Gocooldoss Jumna Doss & Co., Madras

"ગોવર્ધન નિવાસ." શુભ અવસરે વાપરવા માટે
શેઠ ગોકુળદાસ જમનાદાસ કમ્પની તરફથી અર્પેલુ મકાન
એકામ્બરેશ્વર અગ્રહારમ, મદ્રાસ



Late Sheth Ratanshi Trikoo Murlidhar, Cochin.

સ્વ. શેઠ રતનસી ત્રિકુ મુરલીધર, કોચીનના પહેલા ભાટીઆ નગરશેઠ.

આ વખતે લોડ કૃષ્ણદાસ બાલમુકુંદદાસ અને શેઠ ચત્રભુજદાસ ખુશાલદાસે શ્રી વલ્લભકુળનાં બાળકો સારૂ રૂપિયા પચીસ હજારના ખરચે નારાયણ મુદલી સ્ટ્રીટમાં એક હવેલી બંધાવી. વળી એજ અરસામાં મદન મોહનજીનું મોટું મંદિર અને લોડ કુટુંબવાળાં ભગવતી બાઇ ગંગાબાઇનું વિઠ્ઠલનાથજીનું મંદિર એમ બીજાં બે મંદિરો અસ્તિત્વમાં આવ્યાં. શેઠ ગોવર્ધનદાસજીએ તે ત્રણે સંસ્થાઓની વ્યવસ્થા કરવામાં અગ્રપદ લીધું ને જીવનપર્યન્ત એ ત્રણે ખાતાંઓની વ્યવસ્થા ઘણી સુંદર રીતે સાચવી.

દિવાન બહાદુર લોડ કૃષ્ણદાસ બાલમુકુંદદાસ, શેઠ ચત્રભુજદાસ ખુશાલદાસ અને મૂળજી જેઠા કમ્પનીના એજન્ટ શેઠ કલ્યાણજીભાઇ તથા શ્રી નરસીભાઇ જેવા એ વખતના ડાહ્યા અને સમર્થ પુરૂષો પણ અગત્યની બાબતમાં ગોવર્ધનદાસ શેઠની સલાહ માગતા હતા. શેઠ ગોવર્ધનદાસની દૃષ્ટિમાં તવંગર અને ગરીબ સહુ સમાન હતાં; ગમે તેને એમની જરૂર પડે તેમને તે પોતાની વ્યવહારકુશળ બુદ્ધિનો લાભ નિરાભિમાન પણે આપતા. શેઠ ગોવર્ધનદાસ, શેઠ ચત્રભૂજદાસ ખુશાલદાસના વિશાળ વહીવટના વ્યવસ્થાપક અને મંત્રી તરીકે રહ્યા હતા. એ જગો પર તેઓ ૩૨ વરસની મુદત જેટલા લાંબા વખત સુધી રહ્યા અને શેઠ ચત્રભૂજદાસનાં વૈકુંઠવાસ પછી પણ જીવનપર્યન્ત એમની મોટી દુકાનનો વહીવટ ચલાવ્યે રાખ્યો હતો. આ પુન્યાત્મા ૬૪ વરસની ઉમરે સંવત ૧૯૬૪ ના માહ સુદ ૧૨ ના દિવસે પરલોકવાસી થયા એ વખતે મદ્રાસના ગુજરાતી સમાજમાં ભારે ઉદાસી ફેલાઇ. ગુજરાતી કુટુંબોમાં વરવાંધા પડતાં આજ પણ એ પરલોકવાસી પૂન્ય પુરૂષને યાદ કરી કહેવામાં આવે છે કે " ગોવર્ધનદાસ શેઠ નથી. હોય તો આ વખત આવે નહિ. "

શ્રીયુત ગોકુલદાસ પોતાની નાની ઉમરથી શેઠ રિધકરણલાલા મારવાડી પાસે નોકરીએ હતા, અને નોકરી કરતાં કરતાં તેઓ પોતાના પિતાની સાથે મદદ તરીકે જમનાદાસ દ્વારકાદાસના નામે ચાલતો વહીવટ સંભાળતા હતા. એમને સન્તાનમાં એકજ પુત્રી થઇ હતી. પુત્ર ન હતો. શ્રી ગોવર્ધનદાસને સન્તતિમાં ત્રણ પુત્ર હતા અને સહુથી નાનાભાઇ શ્રી ગોકુલદાસને પણ સન્તાનમાં માત્ર એકજ દીકરી હતાં એટલે શ્રી ગોવર્ધનદાસ શેઠના નાના પુત્ર શેઠ પુરૂષોત્તમદાસને શેઠ ગોકુલદાસે સંવત ૧૯૫૩ ના ચૈત્ર વદ ૧૨ ના શુભ દિવસે ગોદ લીધા.

શેઠ પુરૂષોત્તમદાસનો જન્મ દિવસ સંવત્ ૧૯૩૮ ના શ્રાવણ શુદ ૪ ને વાર ગુરૂનો છે. એવણનાં માતાજી એમને ૨૦ વાસાની અતિ કુમળી વયના છોડીને દેવલોક સીધાવ્યાં, પણ પ્રભુકૃપા અને ભાગ્યબળના પ્રતાપે એ નશીબમંદ બાળક પાન ફૂલમાં ઉછર્યા અને શેઠ ગોકુલદાસ જમનાદાસના નામની દુકાન સંવત્ ૧૯૩૮ ની સાલમાં રેશમી કાપડના વેપારના શેઠ ગોકળદાસે સ્થાપેલી, તેમના માલીક બન્યા. આજ એ વહીવટ દિન—પર દિન વૃદ્ધિ પામે છે.

પુરૂષોત્તમદાસ શેઠે પોતાના વડીલ બન્ધુ શ્રી દ્વારકાદાસ સાથે ગુજરાતી ભાષાનું ગૃહશિક્ષણ મેળવી સ્થાનિક પચ્ચઇપ્પા હાઇસ્કુલમાં અંગ્રેજી કેળવણી લીધી. તામિલ અને તેલુગુ ભાષાઓનો સાધારણ અભ્યાસ પણ સાથે સાથે થયો હતો.

દ્વારકાદાસ શેઠનું લગ્ન સ્થાનિક ખાતેજ મોરલી કાકાના નામથી ઓળખાતાં કુટુંબનાં એક પુત્રી સાથે થયું હતું. એ શ્રીમતીને સન્તાનમાં બે પુત્ર શ્રી. જમનાદાસભાઇ અને શ્રી અમીચંદદાસ અને એક પુત્રી બહેન સુભદ્રા બાઇ છે. દ્વારકાદાસ શેઠ સંવત્ ૧૯૭૨ ના વૈશાક સુદ ૨ ને દિવસે વૈકુંઠવાસ પામ્યા છે. તેઓ બકીંગહામ કર્ણાટિક મિલ્સના ડાયરેકટર હતા. એમનાં અવસાન બાદ એ જગો શેઠ પુરૂષોત્તમદાસે

સંભાળી છે. સંવત ૧૯૫૦ ની સાલમાં જે શ્રી મદનમોહનજીનું મંદિર સ્થપાએલું છે, ત્યારથી તે મંદિ વ્યવસ્થાપક અને ખજાનચીનું પદ શેઠ ગોવરધનદાસ તથા શેઠ પુરૂષોત્તમદાસ હસ્તક આજ કુટુંબમાં વખત સુધી સચવાઇ રહ્યું હતું. તેની ઉત્તમરીતે વ્યવસ્થા થઇને મન્દિરને ઉન્નત સ્થિતિમાં લાવ આવ્યું. શેઠ ગોવરધનદાસ પછી શેઠ પુરૂષોત્તમદાસે સંવત્ ૧૯૭૭ સુધી એ મંદિરની વ્યવસ્થા સાથ ઉત્તરોત્તર મંદિરની સમૃદ્ધિમાં અભિવૃદ્ધિ કરી હતી. ઉક્ત સાલથી એમણે એ કામકાજના રાજીનામું આપેલ છે.

એક બીજા બન્ધુ મનમોહનદાસ મસ્તિષ્ક વ્યાધિના લીધે સંસાર—વ્યવહારથી અળગાજ રહે તેઓ ૧૯૭૯ ના જેઠ સુદ ૬ ના રોજ વૈકુંઠવાસી થયા છે.

શેઠશ્રી પુરૂષોત્તમદાસનાં પ્રથમ લગ્ન વિજાપુરમાં શાહ નાગરદાસ રામદાસ દરબારનાં પુત્રી અ. ગોદાવરીબાઇ વેરે થયેલાં. એ શ્રીમતિને સંતતિમાં ત્રણ પુત્રીઓ ઉપર એક પુત્ર થયો. પુત્ર જન્મ થ પછી એઓ શ્રીમતી સુવાવડી દશામાંજ અવસાન પામ્યાં ત્યારે નવજાત શિશુ માત્ર ત્રણ વાસાનું હતુ ભાગ્યશાળી બાળક શ્રી. રામદાસ આજ પાંચ વરસની વયના છે. ( જેઓ આ ગોકુલદાસ જમનાદાસ કમ્પનીના નામે ચાલતી પેઢીના ભવિષ્યમાં સહુથી વડા સંચાલકનું પદ લેશે. )

પુરૂષોત્તમદાસ શેઠનાં બીજીવારનાં લગ્ન ખાનદેશ જીલ્લામાં આવેલાં પારોલા ગામના પ્રતિ ગૃહસ્થ શેઠ નરોત્તમદાસ ગણપતદાસ દેશાઇનાં સુપુત્રી શ્રીમતી સૌ૦ લીલાવતીબાઇ સાથે થયાં. એવણ શ્રીમ એક પુત્રરત્ન સોંપડી દોઢેક વર્ષનું થઇ દેવલોકવાસી થયું છે.

શેઠ ગોકુલદાસ જમનાદાસની પેઢીનો સઘળો વહીવટ હાલમાં શેઠ પુરૂષોત્તમદાસ સંભાળે છે. નામ સવત્ ૧૯૩૮ ની સાલથી ચાલુ થએલું, એ પેઢીનો કારભાર શેઠ ગોકુલદાસ સંવત્ ૧૯૫૪ ની સા સુધી સંભાળતા હતા અને શેઠ દ્વારકાદાસ પોતાના કાકાને મદદ તરીકે સરવે કામકાજમાં સાથે રહેતા. બાદ શેઠ દ્વારકાદાસ પોતે ઉપરની પેઢી ચલાવતા અને શેઠ પુરૂષોતમદાસ પણ મદદ તરીકે કામકાજમાં સા આપતા હતા. શરૂઆતમાં રેશમી કાપડ, જીક વગેરેનો વેપાર ચાલતો. ત્યારબાદ તેની સાથે સુતરનો ધં પણ શરૂ કર્યો અને હાલમાં સુતરનું કામકાજ મોટા પાયાપર ચાલે છે; તેમજ વડવાઓની સંપત્તિમાં ઉત્તરો ત્તર વૃદ્ધિ થતી રહી છે. શેઠ પુરૂષોતમદાસ બેની કમ્પનીની બકીંગહામ અને કર્ણાટક મિલ્સ કમ્પનીન ડાયરેક્ટર છે.

પુરૂષોતમદાસ શેઠે દેશનાં લગભગ સઘળાં તીર્થસ્થાનોની યાત્રા કરી છે. મહીસુરવાળા શેઠ વિષ્ણુ દાસ ચતુર્ભૂજદાસનાં ફંડમાંથી જે સદાવ્રત ચાલે છે તેના તેઓ માનદ ટ્રસ્ટી છે પોતે પરમ વૈષ્ણવ હોઇ મરજાદ ધારણ કરેલો છે અને ઘર સેવા રાખી છે. વિદ્યાર્થીઓને વિદ્યાદાન આપવામાં તેઓ પૂરતી મદ કરે છે. પિતાજીની ચીરયાદમાં એમણે એકામ્બરેશ્વર અગ્રાહારમના લત્તામાં " ગોવર્ધન નિવાસ " નામનુ વિશાળ મકાન રૂપિઆ ત્રીશ હજારના ખરચે બંધાવ્યું છે અને તે જાહેરના ઉપયોગ માટે ખુલ્લું મૂક્યું છે ગુજરાતીઓ તેમજ ઉતર પ્રાંતના ઉચ્ચ વર્ણના હિન્દુલોક સરઅવસરે એ મકાનનો લાભ લે છે. મદ્રાસમ પહેલ વહેલી ગુજરાતી કન્યાશાળા આ મકાનમાં ખોલવામાં આવી અને કન્યાશાળાને પોતાનું મકાન પ્રાપ્ત થયું ત્યાંસુધી એ મકાન વાપર્યું. શેઠ પુરૂષોત્તમદાસે સિદ્ધપુર બ્રહ્મચર્યાશ્રમના વિદ્યાર્થીઓને વાર તહેવારે મિષ્ટાન્ન ભોજન અને વાર્ષિક પારિતોષિક મળવાનો પ્રબંધ કરી આપ્યો છે. અમદાવાદ ખડાયતા છાત્રાલયને શ્રી પુરૂષોત્તમભાઇએ એક સારી રકમ ભેટ આપી છે. ખડાયતા મિત્ર માસિકની સેવક સમિતિના તેઓ

મુરબ્બી છે અને અમદાવાદ સમસ્ત ખડાયતા કેળવણી મંડલ મારફત વાર્ષિક છસો રૂપીઆની શિષ્યવૃત્તિઓ એમના તરફથી આપવાનો પ્રબંધ થયો છે.

મદ્રાસથી ૪૦ માઇલને અંતરે કાંજીવરમ જાત્રાનું ધામ છે. ત્યાં શિવકાંચીમાં પાંચ મકાનો શેઠ લખમીદાસના કુટુંબમાંથી દાન અપાયલાં છે. તે મકાનોને સંભાળવા માસ ૧ ના રૂપિઆ સાડા ત્રણ લેખે આપવામાં આવે છે તથા દશેરાનો ઉત્સવ જે દરવરસે ચાલે છે તેની વ્યવસ્થા એ પેઢીમાંથી સારી રીતે થતી આવે છે.

શેઠ પુરૂષોત્તમદાસ સાથે એમના ભત્રીજાઓ શ્રી. જમનાદાસ ભાઇ અને શ્રી અમીચંદદાસ વેપાર વણુજ અને લોકસેવાનાં કામમાં ઉલટથી સાથેજ રહે છે.

ગત અખિલ હિન્દ રાષ્ટ્રીય મહાસભાનું ૪૨ મું મહા અધિવેશન મદ્રાસમાં મળ્યું તે અવસરે મહા સભામાં ભાગ લેવાને પધારેલા ગુજરાતી પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોનાં ભોજન અને ઉતારા માટે શેઠ ગોકુલદાસ જમનાદાસ તરફથી પચઇપ્પા કોલેજના વિશાળ ભવનમાં ગોઠવણ કરવામાં આવી હતી. જે વખતે દશ દિવસ સુધી રસોડું ખુલ્લું મૂકવામાં આવ્યું હતું અને મેમાનોને કોઇજાતની અગવડતા વેઠવી ન પડે એ માટે ખાસ કાળજી રાખવામાં આવી હતી. આ પ્રસંગે આ માતબર અને ઉદાર પેઢીના મુનીમ દવે દામોદર ભાઇશંકરે પોતાની નોકરીના અંગેની અમૂલ્ય ફરજ બજાવી હતી તથા સઘળાં વ્યવસ્થાના કાર્યમાં શેઠ ગોકુલદાસ મગનલાલ કમ્પનીવાળા શ્રી અમૃતલાલ દત્તરામ રાવળે પોતાના સમય અને શક્તિનો અથાગ ભોગ આપ્યો હતો એ નોંધવાલાયક છે.

શેઠ ગોકુલદાસ જમનાદાસની પેઢી એ ગુજરાતીઓનું સાચું ભૂષણ અને એ પેઢીના સંચાલક શ્રીયુત પુરૂષોત્તમદાસ એ સમાજના મુકુટમણિ છે એમ નોંધવામાં કશી અતિશયોક્તિ નથી.

# શેઠ રતનશી ત્રિકુ મુરલીધર.

કોચીનમાં આવી વસનારા જુનામાં જુના ગુજરાતીઓ પૈકી શેઠ ત્રિકુ મુરલીધર એક હતા. તેઓ મૂળ કચ્છ–માંડવીના વતની અને ગ્નાતે ભાટીઆ. માંડવીમાં લીમડાવાળી હવેલીની સામેની ખડકી એ એમનું જુનું રહેણાક. ત્રિકુ શેઠને એક બીજા ભાઇ હતા. તેનું નામ પ્રેમજી હતુ. બન્ને ભાઈઓ સાથે જ કોચીનમાં આવેલા, માંડવીથી બે ગાઉને છેટે નદીને કાંટે આવેલાં ગુંદીઆળી ગામમાં ત્રિકુ શેઠનું લગ્ન થયુ હતું. એમનાં ધર્મપત્નિનું નામ સુંદરબાઇ, શેઠ ત્રિકુ મુરલીધરે કોચીનમાં આવીને ધીમે ધીમે કામ જમાવી પોતાની પેઢી નાખીને કોચીનના નગરશેઠનુ બિરૂદ પ્રાપ્ત કર્યું. કોચીનમાં વેપાર અર્થે આવનારા કચ્છી, હાલાઇ, મુલતાની, હિન્દુ, મેમણ વગેરે વેપારીઓ એમના વછીઆત થતા. મલબારના બહોળા વેપારવણુજ જોઇ વછીઆતોએ પછી પોતાની જ પેઢીઓ ખોલવા માંડી હતી. આજ કોચીનમાં જે વખારો જોવામાં આવે છે તેમાંની ઘણીખરીના સ્થાપકો કે સ્થાપકોના વડીલો એ શેઠને ત્યાં વછીઆત કે નોકરીમાં હતા.

ત્રિકુ શેઠને ત્રણ બેટાઓ થયા. સહુથી મોટા ગોવિંદજી, બીજા રતનશી અને નાના સુંદરદાસ. હાલમાં કોચીનની નામીચી શેઠ ધનજી લીલાધર અને શેઠ પોપટલાલ મુળજીની પેઢીઓ જ્યાં બેસે છે તે જગો શેઠ



Shriman Jeshinglalbhai of
Messrs. Soorajmal Lalubhai & Co., Madras.
શેઠ સુરજમલ લલ્લુભાઇની કંપનીવાળા
શ્રીમાન્ જેશીંગલાલભાઇ.



Surajmal's Diamond House
Esplanade, Madras
શેઠ સુરજમલ લલ્લુભાઇનું
હિરણ્ય ભવન-મદ્રાસ.

ત્રિકુ મુરલીધરે દરબાર પાસેથી ભાડે રાખી હતી. વરસ એકનું ભાડું રૂપિઆ ૫૦ અંકે પચાશ હ ઘણાં વરસ સુધી એમણે એ ભાડાંથી એ જગોમાં વખાર રાખી; પરંતુ કોચીનના સમર્થ દિવાન શં વોરીઅરના વખતમાં શેઠ ત્રિકુ મુરલીધરને તે જગો રૂપિઆ ૧૦૦૦ એક હજારમાં વેચાતી રાખી લેવા કહેવામાં આવ્યું; પણ અહીંઆ જગ્યા લઇ શું કરવું એ વિચારથી તેમણે સરકારની તે માગણી સ્વીકા નહીં. તેવામાં ગોવિંદજી શેઠ અને રતનશી શેઠ એ બેઉ બન્ધુઓ વચ્ચે કલહ થયો શેઠ ગોવિંદજી અં શેઠ રતનશી બન્ને ભાઇઓએ નોખા થવાનો વિચાર કર્યો, પિતાજીને ભાગ વહેંચી આપવા જણાવ્યું. તેમ આ ભાડાવાળી જગ્યોમાં કોણ બેસે તે સંબંધી તકરાર થઇ. છેવટે દરબારે તેમાં હાથ નાખ્યો અને તે જગો ભાડે આપવા બાબતનું જાહેર લીલામ થયું. તેમાં વરસ એકના રૂપીઆ ૨૭૦૦) સત્તાવીશસો ભાડું આપવાનું કરી ગોવિંદજી શેઠે તે વખાર રાખી. થોડાક મહિના સુધી તે જગો રાખી પછી ગોવિંદજી શે મુંબઇ ગયા અને છેવટે એ જગોએ શેઠ રતનશી ત્રિકુએ પોતાની વખાર નાખી. દશ પંદર વરસ સુધી આ જગ્યો વાપરવામાં આવી તે જગ્યોની સામે એક ખુલ્લી જગ્યા હતી તે ગુજરાતી મહાજનની માલીકીની હતી. તે વખતે કોચીનમાં માત્ર દશ પંદર ઘર હતાં. આવડું મોટું ભાડું ભરવા કરતાં એ ખુલ્લી જગ્યાનો ઉપયોગ કરવામાં આવે તો ઠીક એમ વિચારી રૂપિયા ૫૦૧) મહાજનને આપી તે જગ્યા શે રતનશી ત્રિકુએ ખરીદી લીધી. એ જગ્યાએ ગામની ગાયોને ઘાસ નાખવામાં આવતું હતું. તે ઉપ રતનશી શેઠે બાંધકામ કરાવી ત્યાં વખાર અને રહેણાક કરવામાં આવ્યું.

કોચીનમાં શેઠ ભાણજી રામજીનું બહુ મોટું ફારમ વખણાઇ ગયું છે. એ ફારમના વડીલ બન્ધુ શેઠ દામજી ઉકા પ્રથમ શેઠ રતનશી ત્રિકુને ત્યાં વહીઆતોની સરભરા કરવાના કામમાં નોકર હતા. પછીથી તેમણે દામજી ઉકા કમ્પનીના નામે વેપાર જમાવ્યો હતો. સ્વર્ગસ્થ શેઠ દેવજી ભીમજી જેઓ હજા રૂપિઆની કિંમતની મિલ્કતો ધર્માદાખાતાને સોંપી દેવલોક થયા છે તેઓ પણ શેઠ રતનશી ત્રિકુને ( પ્રથમ આશ્રિત તરીકે આવેલા.

શેઠ રતનશી ત્રિકુનો જન્મ કોચીનમાં સંવત્ ૧૮૯૨ માં થયો હતો અને એમનાં લગ્ન કોર્ય નના ખાનદાન કુટુંબના શેઠ કાનજી પદમશીનાં સુપુત્રી બાઇ દેવકાંબાઇ સાથે થયાં હતાં. શેઠ ત્રિકુ મુરલીધ સંવત્ ૧૯૪૦ માં સ્વર્ગવાસ પામ્યા અને શેઠ રતનશી ત્રિકુ સવત્ ૧૯૭૭ માં દેવલોક પામ્યા છે.

આ શ્રીમંત માતબર પેઢી સંકેલાઇ ગઇ છે. પૂન્યશાળી ત્રિકુ મુરલીધરની જાહોજલાલીનું નામ ભૂતકાળનાં ગાણું ગાતાં ગાતાં કયારેક કયારેક કોઈ કોઇ જુના લોક યાદ કરે છે. બાકી વિશેષ એમના વિષે જાણવાનું કે લખવાનું કશું સાધન નથી. કોચીનના મટાનચેરીના લતામાં આવેલા એ સ્વર્ગવાસી રતનશી ત્રિકુ મુરલીધરની મિલ્કતોના ટ્રસ્ટીઓ શેઠ માવજી કાનજી અને શેઠ દ્વારકાદાસ હંસરાજ છે. તેઓ એ મિલ્કતોના વહીવટની વ્યવસ્થા જાળવી રહ્યા છે.



# શેઠ સુરજમલ લલ્લુભાઇની કમ્પની. ઝવેરીઓ.

આ ઇલાકામાં તો ઠીક પણ સારા દેશમાં અને ઝવેરાતની દુનિઆમાં સુરજમલ લલ્લુભાઇનું નામ ઘરગથુ થઇ પડ્યું છે. એ શ્રીમંત ઝવેરીની પેઢીના સ્થાપક શેઠ સુરજમલ લલ્લુભાઇનું મૂળવતન પાલણપુર છે અને જાતે શ્વેતાંબર દેરાવાસી જૈન છે. શેઠ સુરજમલે કેળવણી પાલણપુરમાંજ લીધી છે. મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી તેઓ પ્રથમ નવાબ સાહેબની નોકરીમાં વિધોટી કારકુનની જગો પર નીમાયા. પરન્તુ સ્વતંત્ર અને ઉચ્ચ જીવન ગાળવાની અભિલાષાવાળો નવયુવક એવી મર્યાદિત સ્થિતિમાં કેમ પડી રહે ? સત્તર વર્ષની વયે તેઓ મુંબઇમાં આવ્યા. ત્યાં તો ઝવેરી બજારમાં પાલનપુરીઆનું સાર્વભૌમપણું ! હીરા મોતીનો વેપાર એ જાણે પાલણપુરનોજ કહેવાવાને સરજાયો હોયની એમ આજ સારા ભરતખંડના નામીચા ઝવેરીઓમાં પાલણપુરવાસી ઝવેરીનું પદ અગ્રસ્થાને છે. શ્રીયુત સુરજમલે મુંબઇ આવી પ્રથમ તો ઝવેરાતની દલાલીનો ધંધો શરૂ કર્યો. પ્રમાણિકતા એકવચનનિષ્ઠતા અને સત્યતા એ એમનાં તીક્ષ્ણ હથિઆરો ! ઇચ્છાશક્તિ અને નિશ્ચયાત્મક બુદ્ધિથી એમણે થોડા વખતમાં તો પોતાની વ્યવસાય પ્રવૃત્તિને ઝળકાવી મૂકી અને ઇ. સ. ૧૮૯૫ માં ઝવેરાતની એક પેઢી ખોલી, એ વખતે એમનું વય ૨૦ વરસનું માંડ હશે. આટલી નાની વયમાં એમણે મુંબઇના સર્વથી શ્રેષ્ટ ધંધામાં ખેડવા માંડ્યું અને તેમાં તેમના બન્ધુઓ શ્રીયુત કેશવલાલભાઇ, શ્રીયુત મણીલાલભાઇ અને શ્રીયુત હીરાલાલભાઇની સહાયતા અને સહકાર મળ્યાં. પોતાના વડીલ બન્ધુની સમર્થ આગેવાની નીચે વ્યવસાયમાં ઘણી સારી પ્રતિષ્ઠા જામી. એકજ વાત માલની ઉંચી જાત અને વિવેકભરી વાણી એ વ્યાપારિક નીતિએ થોડાંજ વરસોમા તો એ માનવન્ત પેઢીનું નામ હીરા માણેક નીલમ પહેરનારી સૃષ્ટિના ખુંણે ખુંણે ગુંજી ઉઠ્યું.

પછી પોતાના ગ્રાહકોને નિત્ય નવીન નંગના નમુનાઓથી રંજિત રાખવાને અને વ્યાજબી ભાવથી સારી ચીજ મળે એ હેતુથી એન્ટવર્પમાં તેમણે પોતાનો એક એજન્ટ નીમ્યો પણ ધંધાની વધુને વધુ ખીલવણી વાસ્તે ૧૯૧૧ માં શ્રીયુત સુરજમલ પોતે એન્ટવર્પ ગયા ને ત્યાં જઇ હીરાની જાતો અને વ્યવસાય સબંધી પાશ્ચાત્ય દેશોની નીતિ રીતિ જ્ઞાન અને અનુભવ મેળવ્યાં. યૂરોપની યાત્રામાં તેમણે લંડન, બર્લિન, વગેરે જેવાં દુનિઆના પ્રથમ પંકિતનાં શહેરોની પણ મુલાકાત લીધી અને ધંધાને ખીલવવા ક્યાં ક્યાં અવકાશ છે તેનું સૂક્ષ્મ રીતે અવલોકન કર્યું.

જામતા જતા વેપારની સાથે પોતાના વ્યવસાયની નીતિ રીતિ ખૂબીથી ગ્રાહકો આગળ રજુ કરવાને પ્રસંગોપાત યોગ્ય માહિતી પણ પ્રગટ કરવામાં તેમણે વ્યવસ્થા ખીલવણીની ખીજ ચાલી હાથ ધરી. "Appreciation," ' Further credentials " અને " The Trumph of our one rate and service " એ ઉક્ત ફર્મ તરફથી પ્રગટ થએલી પત્રિકાઓએ ભલા ભલા રાજા-મહારાજાઓ, નગરો અને જમીનદારોને આકર્ષ્યા છે.

મુંબઇમાં સારું નામ મેળવ્યા પછી તેમણે રંગુન, કલકત્તા, મદ્રાસ અને ત્રિચિનોપલી વગેરે સ્થલોએ પોતાની શાખાઓ ખોલી. રંગુનમાં ૧૮૯૭ માં શાખા સ્થાપવામાં આવી. કલકત્તામાં ૧૯૧૬ માં




Office Building of Messrs T B Mehta & Sons
Diamond Merchants (453, Mint Street )

મેસર્સ ટી બી મહેતા એન્ડ સન્સની ઓફીસનુ મકાન—મદ્રાસ

કોહિરલાલ હીરાલાલની કમ્પનીના નામે વ્યવસાય શરૂ કર્યો. મદ્રાસની શાખા ૧૯૧૬ માં ખોલવામાં આવી અને આવશ્યક્તા માલુમ પડતાં ૧૯૨૨ માં ત્રિચિનોપલી ખાતે પણ શાખા ખોલવામાં આવી છે.

શેઠ સુરજમલના બે બન્ધુઓ શ્રીયુત્ કેશવલાલ અને શ્રીયુત્ મણીલાલ સ્વર્ગવાસ પામ્યા છે પણ એમના પાછળ તેઓ પોતાના પ્રતિનિધિરૂપે પોતાની જેવાજ સમર્થ સુપુત્રોને મૂકતા ગયા છે. સ્વર્ગવાસી શ્રીયુત્ કેશવલાલના પુત્ર રા. રા. જેશીંગલાલભાઇ મદ્રાસની શાખા સંભાળે છે અને રા. કીર્તિલાલ પોતાના કાકા શ્રીમાન સુરજમલ શેઠના હાથ નીચે ધંધાની તાલીમ લ્યે છે.

મદ્રાસની શાખા સ્થાપવામાં આવી ત્યારથી તેનો કુલ કારભાર શ્રી જેશીંગલાલભાઇના હસ્તક છે તેઓ યુવક છે પણ પ્રૌઢ-ગંભીર પુરૂષોની પ્રકૃતિને પણ શરમ આપે એવી એમની સભ્ય પ્રકૃતિ, ઉદાત્ત સરલ સ્વભાવ અને મીઠી વાણી તથા પોતાના શ્રીમંત ગ્રાહકોનાં દિલ વશ રાખવાની કળા તેઓ ધરાવે છે

શ્રીમાન્ સુરજમલ લલ્લુભાઇના પર શ્રીની અનન્ત કૃપા છે તે સાથે સરસ્વતીની પણ સંપૂર્ણ કૃપા છે. અને વળી સાધુતા તો તેમને વરેલી જ છે, તેઓ વિદ્યાદાન આપવામાં, અતિથિઓને સંતોષવામાં અને માનવ સમાજનાં કલ્યાણ કાર્યમાં એટલા દક્ષ રહે છે કે આવા પ્રખર પ્રવૃત્તિવાળા અને ધનથી લદાએલા પુરૂષ આટલા સરલ, આટલી સાધુતાવાળા અને આવા ભિન્ન ભિન્ન પ્રકૃતિ પરીક્ષક હોવા એ એક આશ્ચર્યની વાર્તા છે.

એ શ્રીમન્ત શિરોમણીનાં જીવનના નાનાવિધ સંજોગોની નોંધ લેવાનાં સાધન અમને ઉપલબ્ધ થયા નથી તેથી અમને આટલું લખી વિરમવામાં ઘણો અસંતોષ રહે છે.

# મેસર્સ ટી. બાલકૃષ્ણ મહેતા એન્ડ સન્સ.

*મદ્રાસની આ બીજી નામીચા ઝવેરીઓની પેઢી છે. એના ઇતિહાસની નીચે આપેલી હકીકતને મેળવી અમને ઘણો આનન્દ થયો છે.*

ઉક્ત પેઢીના વડવા મૂળ મહુધા-ગુજરાતના વતની, જ્ઞાતે બાજ ખેડાવાળ બ્રાહ્મણ આશ્વલાયન શાખાના, કુટુંબની ઓળખ મહેતા, એ કુટુંબના બે ભાઇઓ કુંવરજી મહેતા અને કામેશ્વર મહેતાના વખત સુધી આ કુટુંબનો જુનો ઇતિહાસ મળે છે. સંવત્ ૧૬૮૫ની વાત, મિતિ આસો સુદી ૧૦ તે દિવસે રાતના બન્ને ભાઇઓ ચિંતાતુર થઇ બેઠા હતા સ્વદેશને છોડવાનો વખત આવ્યો હતો મહુધા કસબાનું વસુલાત આ કુટુંબના પુરૂષો વસુલ કરી સુબાને પહોંચાડવાનુ કામ કરતા પણ અંધેરની સીમા નહીં એક અમલદાર આવી એકવાર લઇ જાય તો વળી બીજો અમલદાર ઉભો જ છે ત્યાં પુનાના મરાઠા રાજાઓના સરદાર પણ ચોથ ઉઘરાવવા આવે છે. તેને પણ બગડું કટકુ આપવું પડે. ન આપે તો ઘરની ઘરવખરી પણ લુટાઇ જાય. આવો ત્રાસ ક્યાંસુધી સહન કરવો ! છેવટે બન્ને ભાઇઓએ વિચાર કર્યો કે " આપણા વડીલો તો કહેતા હતા કે આપણે મૂળ દક્ષિણના છીએ અને અહીંઆ તો અનાયાસે આવી ચડયા છીએ તંજાવર વગેરે સ્થળોએ આપણી જ્ઞાતિ અને આપણાં સગાંવહાલાંના ઘણા ઘર છે માટે ચાલો આપણે પાછા

દક્ષિણમાંજ જઇએ." રાતના એ વિચાર થયો. બે દિવસ વીત્યા ને એક અમલદાર આવી ઘર લૂંટી ગયો. છેવટે માણેકઠારીના દિવસે શ્રી ડાકોરજીનાં દર્શને જવાનું મિષ કરી કુટુંબ સાથે બન્ને ભાઇઓ ઉપડયા. વૃદ્ધ માતા, બન્ને બન્ધુઓની પત્નિઓ તથા એક પુત્ર સાત વરસની ઉમ્મરનો એમ ૭ જણ ઘરનું રહ્યું સહ્યું જર-જવાહીર લઇ પોતાનાં ખેડુતનું ગાડું જોડાવી ડાકોરજી આવ્યા. ત્યાં આવી ગોમતીમાં સ્નાન કરી ભગવદ્ દર્શન કરી શ્રી ડાકોરજીની છેવટની વિદાય માગી.

ડાકોરથી પોતાના ખેડુતને રજા આપી. પગે ચાલી સઘળું કુટુંબ આણંદ આવ્યું. આણંદથી પછી રોજ દશ દશ ગાઉ ચાલવાનું ઠરાવી કુટુંબ મંડલીએ પ્રવાસ શરૂ કર્યો. નર્મદાજીના તટે અને સહ્યાદ્રિ પર્વતની અડોઅડનો માર્ગ પકડી અનેક નદી નાળાંઓ અને ડુંગરા ટેકરા અને જંગલ ઝાડીને પાર કરતાં આડે રસ્તે વળીને પંદર દિવસના પંથ પછી તે કુટુંબ પુના આવી પહોંચ્યું. પુનામાં ચાર પાંચ દિવસ સુધી રોકાઇ થાકોડો ઉતાર્યો. પછી વળી મંડળી ઉપડી, અનેક સંકટો વેઠતાં વેઠતાં પૂરા ચાર માસના પ્રવાસ પછી એ મહેતા કુટુંબ કોઇમ્બતુર આવી પહોંચ્યું. કોઇમ્બતુરમાં આ વખતે કાઠીઆવાડ તરફના પાંચ સાત મોટા વેપારીઓનાં ઘર હતાં અને ધર્મશાળા પણ હતી. ધર્મશાળામાં આ કુટુંબે ઉતારો કર્યો, પણ તેમને ગુજરાતી જાણી એક શેઠ પોતાને ત્યાં લઇ ગયા અને તેમનું ઘણું સન્માન કર્યું. પાંચ સાત દિવસ રોકી પછી સંગાથ ગોતી આપ્યો તે સાથે આ કુટુંબ તંજાવર આવ્યું. માહ માસ વીતી ગયો હતો અને ફાગણના બે ચાર દિવસ થયા હતા. અહીંઆ સગાં જ્ઞાતિજનનો જથ્થો જોઇ વૃદ્ધ માતુશ્રીનું મન વિશ્રામ પામ્યું. બન્ને ભાઇઓએ પણ અહીંજ કાયમનો વસવાટ કરવાનું નક્કી કર્યું. ઘરબાર વસાવીને પછી તેઓ કોઇ ધંધાની શોધમાં પડયા. તે વખતે તંજાવર શહેરમાં ઝવેરાતનો ધંધો ઉમદા રીતે અને કસ ભરી રીતે ચાલતો હતો. બન્ને ભાઇઓએ ઝવેરાતની દલાલી શરૂ કરી અને આખરે સત્ય નિષ્ઠાથી તેમાં તેઓ ફાવ્યા.

વડીલ બન્ધુ કુંવરજીને સંતતી હતી અને કામેશ્વરને પણ દીકરા દીકરીઓનો સારો વિસ્તાર થયો, વૃદ્ધ માતુશ્રી અહીંઆ દેવલોક પામ્યાં અને કાળે કરીને બન્ને બન્ધુઓએ પણ સંસારયાત્રા પુરી કરી. કુંવરજી મહેતાના પુત્ર સૂર્યદત્ત થયા. તેમના દીકરા ભૂખણજી થયા. પિતામહે મહુધા દોઢસો વરસ થયાં છોડયું હતું તેથી ભૂખણજીને એમની પ્રૌઢ અવસ્થામાં મહુધા જવાનું દિલ થયું. ભૂખણજી મહેતાએ પોતાના દાદાની જન્મભૂમિમાં આવી એક ભવ્ય મકાન બંધાવ્યું અને ગ્રામજનના સુખ વાસ્તે એક સુંદર તલાવડી પણ બંધાવી. એ તલાવડીને ચારે બાજુ છોબંધ ભીંત, અંદર ન્હાવા-ધોવા સારૂ પગથીઆંવાળાં આઠ આરા, પાણીની વચમાં એક હવા ખાવાનો બંગલો, બંગલા ઉપર જવાને કિનારેથી બંગલાના કઠેરા સુધી રસ્તો, પાણીના વહેન માટે ગરનાળું અને તલાવડીના કાંઠે શ્રી બાલાજી વિશ્ણુ મંદિર અને નજીકમાં શ્રી રામજીમંદિર બંધાવ્યું. બહાર ઢોરોને પાણી પીવા માટે અવેડા સાથેનો કુવો બનાવ્યો અને બન્ને દેવસ્થાનોનાં ખરચ સારૂ અમુક જમીન લઇ દેવસ્થાનને અર્પણ કરી. તળાવડીના એક આરા ઉપર મહેતાજી ભૂખણજીએ તળાવ બંધાવ્યું એવો શિલાલેખ હજુ મોજુદ છે. પટેલ લોકોએ પોતાની જમીન તળાવ માટે વેચાતી આપી પણ પોતાનું નામ રાખવાનો તેઓએ આગ્રહ કરવાથી તળાવ બંધાવ્યું મહેતાજીએ અને નામ રાખ્યું પટેલ તળાવ. મહુધા ગામની ભાગોળ આગળ સ્વર્ગસ્થ દિવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામનાં મકાન પાસે દરવાજો છે, તેને આજે પણ મહેતા દરવાજો કહે છે. દિવાન બહાદુરના ઘરની બાજુના ખાંચામાં હજી પણ મહેતાજીની હવેલી ભાંગી-તુટી હાલતમાં છે. મહેતાજીએ પોતાની આ મિલ્કત પોતાના ભાણેજને સુપરત કરી આપેલી અને ફરીને મહુધા જવાનું બન્યું નહીં તેથી તે મિલ્કત એકના હાથમાંથી બીજાના એમ કરતાં આજ તે પ્રખ્યાત દેશાઇ શિવલાલ મોતીલાલના વારસદારોના કબજામાં

છે. બન્ને મંદિરોનો કબજો ખેડાવાળ બ્રાહ્મણની ન્યાત સંભાળે છે. તે સારી હાલતમાં છે. મહેતાજી પિતાઈઓ આજ મહેતા ઓળખથી ઓળખાતા નથી; પણ મોગલ શહેનશાહતના અસ્ત પછી પિલાજીરાવ ગાયકવાડના ઉદયકાળે એમને આ કુટુંબ તરફથી મદદ મળતાં તેમના તરફથી દેશાઈનો ખિતાબ મળ્યો. દિવસથી મહુધાના મેતાઓ અમીન તરીકે દેશાઈ ગણાયા. ગાયકવાડ સરકાર તરફથી એ કુટુંબને જમીન અને કેટલાક ખાસ હક્કો બક્ષવામાં આવેલા તે હજુ સુધી આ કુટુંબ ભોગવતું આવે છે. જો કે ગાયકવાડ પેશ્વા અને અંગ્રેજ સરકાર વચ્ચેના તહનામાંથી મહુધા અંગ્રેજી હકુમતમાં ગયું છે તો પણ દેશાઈ કુટુંબના વડા દેશાઈ ભોગીલાલ કિશોરદાસનાં કુટુંબને મોટી રકમનું વર્ષાસન હજુ પણ મળે છે. તે કુટુંબના વડા શ્રી ભોગીલાલના પુત્ર શ્રીયુત શિવલાલ દેશાઈ ઉમરેઠ, નડીઆદ, બોરસદમાં સબ જડજ હતા. હાલમાં એજ કુટુંબના એક નબીરા દિવાન બહાદુર હરિલાલ દેશાઈ મુંબઈ સરકારનાં કેળવણીખાતાના મંત્રીના હોદ્દો ભોગવે છે.

કામેશ્વર મહેતાના પૌત્ર રંગનાથ થયા. તેમને બે પુત્ર રામનાથ અને રાજારામ. રામનાથ મહેતાને પુત્ર સંતતી ન હતી. રાજારામના બાલકૃષ્ણ થયા. બાલકૃષ્ણનો જન્મ સંવત્ ૧૮૯૦ ના ચૈત્ર માસમાં થયેલો. તેમનાં માતુશ્રીનું નામ રૂપાંબાઈ. બાલકૃષ્ણને નાની વયમાં મુકી પિતાજી સ્વર્ગવાસ પામ્યા. બાલકૃષ્ણે પિતાજી પાસે થોડું ઘણું ગુજરાતી શિક્ષણ લીધું. તે વખતે શાળાઓ ન હતી એટલે એક બ્રાહ્મણ ગુરૂ પાસે તેમને તંજાવરની સ્થાનિક ભાષા તામીલનું શિક્ષણ અપાવવામાં આવ્યુ. યજ્ઞોપવિત સંસ્કાર થયા પછી નાની વયમાંજ એમનું લગ્ન મદ્રાસના એક વખતના ગણાઈ ગયેલા હીરાના રાજા ( King of Diamonds ) શ્રીમાન્ રંગનાથ કૃપાશંકર ઠાકરના બહેન શ્રીમતી ભવાનીબાઈ સાથે કરવામાં આવ્યું. ઠાકર કુટુંબની આ લક્ષ્મીપુત્રીનાં કુંકુમવર્ણાં પગલાં રૂપાંબાઈનાં ગૃહમંદિરમાં થયાં ત્યારથી લક્ષ્મીની અઢળક કૃપા એ કુટુંબ ઉપર ઢળી હોય એવું બન્યું. દિવસે દિવસે શ્રીની વૃદ્ધિ થતી રહી અને શ્રી બાલકૃષ્ણે ધંધામાં પ્રવેશતાંજ ભારે નામના કાઢી. તંજાવરમાં એઓ નામીચા ઝવેરીઓમાં અગ્રસ્થાન ભોગવવા લાગ્યા; પરંન્તુ તંજાવરના મરાઠી રાજ્યનો અસ્ત થતાં ઝવેરાતના વેપારમાંયે ઝાંખી આવી. એટલે શ્રી બાલકૃષ્ણ મહેતાએ પછી મદ્રાસ સાથે વેપાર જોડયો તેમાં તેમને વારંવાર મદ્રાસ આવવું પડતું. છેવટે સંવત્ ૧૯૨૭-૨૮ માં તેઓ સહકુટુંબ મદ્રાસજ આવ્યા. અહીંઆ પણ ઝવેરાતનો વેપાર સારો ચાલ્યો અને પુષ્કળ લાભ મળ્યો.

શ્રીયુત્ બાલકૃષ્ણ મહેતાને ત્યાં સંવત્ ૧૯૨૨ માં પુત્રરત્ન પ્રાપ્ત થયું. તેનું નામ શુભરાય રાખવામાં આવ્યું. બીજા પુત્ર નિલકંઠનો જન્મ સંવત્ ૧૯૨૪ માં અને ત્રીજા પુત્ર અંબાશંકરનો જન્મ સંવત્ ૧૯૩૦ માં થયો. આ ત્રણ બેટાઓ ઉપરાંત બે બેટીઓ પણ થઈ. ક્રિસ્ટમસના તમાસાના મેલાવડામાં સન ૧૮૮૬ માં વરસમાં બાર વરસની ઉમ્મરે અંબાશંકર આગમાં દાઝી જઈ સ્વર્ગવાસ પામ્યા. બાળક પુત્રના આવા આકસ્મિક અવસાનથી શ્રીયુત્ બાલકૃષ્ણ મહેતાને ઘણું દુઃખ થયું; પણ તે સર્વેશ્વરની લીલા પાસે આપણા મનુષ્ય લોકનો શો ઇલાજ? શુભરાયને પરણાવવામાં આવ્યા, પણ પ્રથમવારનાં વધૂ ટુંક સમયમાં અવસાન પામવાથી બીજીવાર તેમનુ લગ્ન કર્યું. નાના ચીરંજીવી નિલકંઠનું લગ્ન મદ્રાસના પ્રખ્યાત રામસ્વામિ દેવાલના કુટુંબમાં જગન્નાથ દવેનાં સુપુત્રી શ્રીમતી કામાક્ષી બાઈ જોડે થયુ. શ્રી બાલકૃષ્ણ મહેતા વેપારમાં સારી પ્રતિષ્ઠા અને લક્ષ્મી મેળવી પુત્ર પરિવારની લીલીવાડી મુકી ૬૭ વરસની વયે મદ્રાસમાં સંવત્ ૧૯૫૫ માં આ ફાની દુનિઆનો ત્યાગ કરી સ્વર્ગવાસ પામ્યા.

શ્રીયુત્ શુભરાય અને શ્રીયુત્ નિલકંઠ મહેતાએ પિતાજીની પ્રતિષ્ઠા અને વ્યાપારમાં પોતાનાં બુદ્ધિકૌશલ્યથી અભિવૃદ્ધિ કરી, મહીસુરના મહારાજા, જેપુર, વ્યંકટગિરિ, પેથાપુરમ, કાલાહસ્તી, સિંદુર,



Late T Soobraya Mehta,
Son of Balakrishna Mehta, Madras
શ્રીમાન્ સ્વ બાલકૃષ્ણ મહેતાના
જ્યેષ્ટ પુત્ર સ્વ સુબરાય મહેતા





Late T Neel kanth Mehta
son of Balakrishna Mehta
શ્રીમાન્ સ્વ બાલકૃષ્ણ મહેતાના
બીજાપુત્ર સ્વ નીલકંઠ મહેતા

આરણી, વિજયાનગરમ્ વગેરેના રાજાઓ અને કાઠીયાવાડના ઠાકોરોની ઘરાકી એ બન્ને બન્ધુઓએ ખેંચી. શુભરાય મહેતા ધીરધાર કરવવામાં જરા ડરતા, પણ નિલકંઠ મહેતા દીર્ઘદૃષ્ટિ વાપરી વેપારમાં ભારે સાહસ અને જોખમ ખેડતા. મદ્રાસના પ્રખ્યાત ઝવેરીઓ ઠાકર કમ્પનીવાળા શ્રીયુત્ ગોપીનાથજી એક કુશળ ઝવેરી ગણાતા તેમ શ્રી નિલકંઠ મહેતા પણ એક ભારે બાહોશ ગણાતા. હીરાના રાજાઓ મેસર્સ ટી. આર. ઠાકર કમ્પનીના સાથે વ્યવસાયમાં એની હરિફાઇ હતી. ઝવેરાત વાપરનાર જગતપર શ્રીયુત્ નિલકંઠ એક વાર તો ચક્રવર્તીપણું ભોગવતા, પણ નિસર્ગ દેવની શું ઇચ્છા છે તે મનુષ્ય જાત કળી શકતી નથી. ૧૯૧૦ના માર્ચમાં ૩૫ વરસની ઉમ્મરમાં એમને કારમો મંદવાડ આવ્યો ને તેથી નિલકંઠ મહેતા જેવા નરરત્ન કાળના મુખમાં હોમાઇ ગયા. સ્વર્ગવાસી નિલકંઠનાં ધર્મપત્નિ કામાક્ષી બાઇ બે વરસ પહેલાંજ અવસાન પામ્યાં હતાં. નિલકંઠ મહેતાએ ફરી લગ્ન શુકલ કુટુંબમાં કર્યું હતું, પણ દોઢેક વરસમાં તો તેમનો દેહ-વિલય થયો. શ્રીયુત્ નિલકંઠને ત્રણ પુત્રરત્ન તેમાં મોટા રામનાથ આ વખતે ૧૮ વરસની ઉમરના હતા. રંગનાથ ૧૪ વરસની ઉમરના અને રાજારામ ૧૦ વરસની ઉમરના હતા. શ્રી નિલકંઠ મહેતાએ અંગ્રેજી શિક્ષણ સ્થાનિક પચાઇપ્પા કોલેજમાં કરેલો. તે કોલેજમાં વિદ્યાર્થીઓ માટેનાં હોસ્ટેલની જરૂર હતી મૃત્યુશય્યા પર શ્રીયુત્ નિલકંઠ મહેતાને તે સ્મૃતિ થઇ. તેમણે વડીલ બન્ધુને બોલાવી રૂપિઆ ત્રીશ હજાર ઉક્ત કોલેજને હોસ્ટેલ બાંધવા માટે આપવાનું જણાવ્યું. વડીલ બન્ધુ શુભરાયે લઘુ બન્ધુનાં બાળકોને સંભાળી પોતાનાં જતન નીચે રાખ્યા અને રૂપિઆ ત્રીશ હજાર જેવી બાદશાહી રકમ બન્ધુના આત્માના સંતોષાર્થ કોલેજને અર્પણ કરી. તે ઉપરાંત રૂપીઆ ત્રણ હજાર કોલેજમાં ભણતા ગુજરાતી વિદ્યાર્થીઓને અભ્યાસનાં સાધનો મળે એ માટે વધારે આપ્યા.

શ્રીયુત્ શુભરાય મહેતાનું બે વાર લગ્ન થયું, બીજી વારનાં પત્નિ પણ કંઇ સંતતિ મૂકયા વિના અવસાન પામ્યાં અને ત્રીજીવાર તંજાવર નિવાસી શ્રીયુત્ અંબાશંકર' જોશીનાં પુત્રી સાથે લગ્ન કર્યું. પણ પોતાના નાનાભાઇ ભર યુવાન વયે અવસાન પામ્યાથી 'આ સંસાર ક્ષણભંગુર છે દેહનો ભરોસો નથી' એમ સમજી લઘુ બન્ધુના વચેટ પુત્ર શ્રી રંગનાથને વિધિપૂર્વક દત્તક લીધા. સ્વ. નિલકંઠના વડા પુત્ર શ્રી રામનાથભાઇનાં લગ્ન મેસર્સ ટી. આર. ઠાકર કમ્પનીવાળા શ્રીયુત સદાશિવ રંગનાથનાં સુપુત્રી સૌ૦ લક્ષ્મીબાઇ સાથે ઘણી ધામધુમથી રાયપેઠમાં આવેલાં ઠાકર ગાર્ડનમાં થયાં. આ વિવાહ ઘણા મોટા બાદશાહી ઠાઠમાઠથી થયો હતો. દક્ષિણ હિન્દમાં વસતી સમસ્ત બાજખેડાવાળ બ્રાહ્મણની ન્યાતને નિમંત્રણ આપવામાં આવી હતી. તંજાવર, ત્રિચિનોપલી, તિનેવેલી વગેરે જગ્યોએથી જ્ઞાતિ બન્ધુઓની મોટી સખ્યા વિવાહોત્સવમાં હાજર હતી. રોશની, દારૂખાનું અને ભોજનપાર્ટીઓની છોળ ઉડી હતી. એ પ્રસંગને મદ્રાસના લોક આજ પણ યાદ કરે છે. શ્રી રંગનાયજીનું શુભલગ્ન ત્રિચિનોપલીવાળા શ્રીમાન્ રામસ્વામિ કોટડીઆ જેઓ ડિસ્ટ્રિક્ટ રજીસ્ટ્રારના હોદ્દા પર સરકારી નોકર હતા, તેમનાં સુપુત્રી સૌ૦ જમનાબાઇ સાથે સંવત ૧૯૬૮ ની સાલમાં થયું. શ્રી રાજારામનું લગ્ન મદ્રાસના ઝવેરી રાજારામ જોશીને ત્યાં થયું.

શ્રીમાન્ શુભરાય મહેતા વ્યવસાયમાં ઘણા કુશળ હતા. શ્રી રંગનાથ અને રામનાથ પોતાના વડીલને બહોળા વેપારમાં જમણા હાથરૂપે મદદ આપતા, શ્રીમાન્ શુભરાયને તૃતીય પત્નિથી એક પુત્ર અને બે પુત્રીઓ થયાં પુત્ર ચી. બાલકૃષ્ણ આજે ૧૫ વર્ષની વયના છે. મોટાં પુત્રી શ્રી શુભરાય ત્રવાડીના પુત્ર સાથે અને બીજાં પુત્રી સૌ. સરસ્વતી બહેન શ્રી રાજારામ જોશીના પુત્ર સાથે પરણાવ્યાં છે.

સ્વ. નિલકંઠ મહેતા અને શ્રી શુભરાય મહેતા તરફથી પચઇપ્પા કોલેજને અર્પાએલી સખાવત

સાર મદ્રાસના તે વખતના ગવર્નર લોર્ડ પેટલેન્ડે જાહેર સભામાં વખાણ કર્યાં અને આ સખાવતની પ્રશંસા કરતું નામદાર સરકાર તરફથી સરટિફિકેટ ઓફ ઓનર આપવામાં આવ્યું.

૧૯૨૬ ના નવેમ્બરમાં શ્રી શુભરાય મહેતાને ૬૦ વરસની વયે મંદવાડ લાગુ પડયો. દીર્ઘબુદ્ધિ વાપરી તેમણે તુરતજ પોતાના કનિષ્ટ ભ્રાતાની ભલામણ મુજબ કુટુંબ સારૂ સર્વ મિલ્કતોની યોગ્ય વ્યવસ્થાનું વિલ કર્યું અને સર્વ કુટુંબીઓનાં મનને મનાવવા તા. ૯ મી ના દિવસે તો તેઓ દેવલોક પામ્યા

શ્રીમાન્ શુભરાય મહેતા સરલ સ્વભાવના, માયાળુ અને નિરાભિમાની હતા, તેથી સગાં સહોદરો અને પરિચિત જનોમાં સહુને તેમના પ્રત્યે પ્રેમને પૂજ્યભાવ હતો. એ વડીલરૂપ છત્ર ગયા પછી કુટુંબનો સર્વ ભાર બેઉ બન્ધુઓ શ્રીયુત્ રામનાથભાઇ અને શ્રીયુત્ રંગનાથભાઇના શીરે આવી પડયો છે. તેમણે સલાહસંપથી કુટુંબ સભાળી બહોળો અને પ્રતિષ્ઠિત વ્યવસાયને હાથ ધરી વડવાની કીર્તિ અને સમૃદ્ધિમાં અભિવૃદ્ધિ કરી છે.

શ્રીયુત રામનાથજીનાં ધર્મપત્નિ શ્રીમતી લક્ષ્મીબાઇ ૩ પુત્ર અને ૩ પુત્રીઓને મૂકી થોડા સમય થયાં અવસાન પામ્યાં છે. શ્રીયુત્ રંગનાથને સન્તાનમાં ૨ પુત્ર અને ૨ પુત્રીઓ છે. શ્રીયુત્ રામનાથ મહેતાનાં મોટાં પુત્રી મેસર્સ ટી આર. ઠાકર કમ્પનીવાળા શ્રીયુત કૃપાશંકર રંગનાથના સુપુત્ર ચી૦ શિવશંકર સાથે પરણાવ્યાં છે. આજ સ્વ૦ શ્રીમાન્ બાલકૃષ્ણના પૌત્રોની લીલી વાડી ઘણી સુખી છે.

તંજાવરમાં આ કુટુંબના એક વડવા રામચંદ્રે સ્થાપેલું એક ક્ષેત્ર છે. તેને આધીન જે મિલ્કતો છે તે એક લાખ રૂપીઆની ઉપરની અંકાઇ છે તેનાં ઉત્પન્નમાંથી હજુ સદાવ્રત ચાલે છે. સ્વ. શ્રી બાલકૃષ્ણ મહેતાએ વડીલોની ધાર્મિક મિલ્કતો જે ગ્રામ પંચાયતની હકુમત નીચે છે તે પોતાની હકુમત નીચે લાવવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ ન્યાત જાતના ઝઘડાઓને લઇને પછી તે મિલ્કત તેમણે ફરીને એજ સંસ્થાને સોંપી આપી. યુરોપનો રણસંગ્રામ જાગ્યો તે વખતે આ મિલ્કતનાં ઉત્પન્નમાંથી જે મોટી સીલક જમા થઇ હતી તેમાંનો એક સારો ભાગ વોર ફંડમાં આપી દેવામાં આવ્યો હતો. તિરવાતીમાં આ કુટુંબની માલીકીની મિલ્કતો પણ હજુ મોજુદ છે.

સારા મદ્રાસમાં, ઇલાકામાં અને દેશના રાજા-મહારાજાઓ, અમીર-ઉમરાવના રાજમહેલોમાં મેસર્સ ટી. બાલકૃષ્ણ મહેતા એન્ડ સન્સ નું નામ ઝવેરીઓ તરીકે ઘરગથ્થુ થઇ પડયું છે.





Late Shrijut Bhanushankar Kripashankar Pandya
of Messrs Pandya Bhanushankar & Co, Mangalore

સ્વ. શ્રીયુત્ ભાનુશંકર કૃપાશંકર પંડ્યા, મેંગલોર.

# પંડયા ભાનુશંકર એન્ડ કમ્પની.

દક્ષિણ કર્ણાટકના મેંગલોર શહેરમાં આ કાઠીઆવાડી પેઢી છે. એમના સ્થાપક શ્રી ભાનુશંકર કૃપાશંકરનું મૂળ વતન વડોદરા રાજ્યના અમરેલી પ્રાંતમાં ચલાળા નામનું ગામડું છે તે. એમનો જન્મ સંવત ૧૯૩૪ ના ભાદરવા શુદી ૧૦ ના થએલો. પિતાશ્રી કૃપાશંકર ઝીણાભાઇ વડોદરા રાજ્યનાં કેળવણી ખાતામાં એક સારો હોદ્દો ધરાવતા હતા. તેઓ સારા વિદ્વાન, વક્તા અને કવિ હતા. કાઠીઆવાડમાં ચાલતા કન્યાના વેપાર પર ચાબખા મારતું અને આબેહુબ વર્ણન આપતું 'કન્યાવિક્રયની ક્રૂરતા' નામનું પુસ્તક એ વખતનાં ગુજરાતી સાહિત્યનાં પુસ્તકોમાં એ કોટિનું એ એકલું જ હતું અને આજ પણ એ પુસ્તકની જોડીમાં મૂકી શકાય એવું એક પુસ્તક લખાયું કે પ્રગટ થયું નથી. કાશીના ભારત ધર્મ મહામંડલ તરફથી એમને મહામહોપાધ્યાય અને કવિરત્નની ઉપાધિ મળેલી. સંસ્કૃતના તેઓ સારા વિદ્વાન હતા અને વેદપાઠ તેઓ ઘણી સુંદર રીતે કરી જાણતા. અમરેલીનાં કામનાથ શિવાલયમાં પ્રભાતના પાંચ બજે એમનું અષ્ટાધ્યાયી રૂદ્રિનું ગાન જેમણે સાંભળ્યુ હશે એમનાં કર્ણમાં એમના ઉચ્ચ પણ મધુર અને શુદ્ધ વેદગાનના સુર ગુંજતા હશે. જેઓ એ દિવ્ય મૂર્તિને જોવા ભાગ્યશાળી થયા હશે તેઓને એ પ્રહ્મા જેવા ઋષિની પ્રતિમાનું વિસ્મરણ થવું મુશ્કેલ છે.

એવા વિદ્યાવિનોદી પિતાના ગૃહમાં બાળકને કેવું શિક્ષણ મળે એ સહજ સમજી શકાય તેમ છે. ઓછામાં પુરૂં શ્રીમાન કૃપાશંકરભાઇનાં માતુશ્રી પણ સંસ્કૃતનાં વિદ્વાન હતાં, એટલે દાદીમા પાસે તે બાળક ભાનુશંકરને વિદ્યામૃત મળવામાં શું ખામી રહી હશે? રામાયણ અને મહાભારતની રસીક વાર્તાઓ પિતામહીના મુખથી સાંભળી બાળક ભાનુ ખુશખુશ થઇ જતા. અદસ્ય રીતે એમનામાં પિતામહીએ ઐતિહાસિક જ્ઞાન અને વ્યવહારકુશળતાના સંસ્કાર રેડયા. પ્રાથમિક શિક્ષણ ચલાળામાંજ પૂર્ણ કરી ૧૯૮૧ માં ચૌદવરસની નાની ઉમરે ભાનુશંકરભાઇ શિક્ષકની નોકરીમાં જોડાયા, સાદું જીવન અને ઉચ્ચ આદર્શથી વધતાં વધતાં તેઓ ઉપરી અધિકારીઓની પ્રીતિ સંપાદન કરી કેળવણી ખાતાની કચેરીના હેડ ક્લાર્ક થયા; પરંતુ જીવન વિકાસના ઉલ્લાસવાળી વ્યક્તિ સંકુચિત મર્યાદાનાં બન્ધનમાં ઝકડાઇ સ્થિર રહી શકતી નથી; આફ્રીકાદિક પરદેશોમાં જવાની એમણે વડીલ પાસે ઘણીવાર આજ્ઞા માગી પરંતુ તે મળી નહિં. છેવટે મુંબઇ જ મોકલવા વિનંતી કરી. વડીલોની પ્રીતિએ તેમને વિદેશ જવા દીધા નહી. આખરે કુદરતનીજ ઇચ્છા હોય ત્યાં કોઇની શી સત્તા! ભાનુશંકરભાઇના વડીલ ખુદ અને એમના ન્હાનાભાઇને મુંબઇ આવવાનું થયું, પણ તેથી તો બહોળાં કુટુંબને સંભાળવાનો સઘળો ભાર એમના શીરે આવ્યો પણ કુદરતે તેનો પણ રસ્તો કર્યો. ભાનુશંકરભાઇનાં પત્નિનો સ્વર્ગવાસ થવાથી બાકીનું કુટુંબ લઇને મુંબઇ આવવાને વડીલેજ તેમને બોલાવ્યા એટલે તેઓ ૧૯૦૩ માં મુંબઇ આવ્યા; મુંબઇમા તેમને એક વહોરા ગૃહસ્થની પેઢીમાં નોકરી મળી અને એ પેઢી તરફથી તેમને કેરોસીન તેલ વેચવાને મેંગલોર આવવું પડયુ. ત્યાં આવી તેમણે શેઠ કાનજી હીરજીની આડતમાં કામકાજ શરૂ કર્યું એટલામાં સદરહુ કમ્પનીના ભાગીદારો આપસ આપસમાં કુસંપથી છુટા પડયા અને અનાયાસે શેઠ કાનજી હીરજીને ત્યાં તેમને નોકરી પણ મળી ગઇ. શેઠ કાનજી હીરજીની પેઢીમાં ભાનુશંકરભાઇએ કેશીયરનું, ખરીદી કરવાનું અને છેવટે બે વરસ સુધી મુનીમ તરીકેનું કામ કરી મેંગ-

લોરના એક જમીનદાર અને કારખાનાવાળા મિ. બી. એમ. ડિસોઝા નામના ગૃહસ્થ સાથે ભાગીદારી પંડયા ભાનુશંકરની કમ્પનીના નામે ૧૯૧૧ માં વહીવટ શરૂ કર્યો.

વ્યવહાર કુશળતા અને પ્રમાણિકતા એ બે ધંધાની મુખ્ય ચાવીઓ છે. ભાનુશંકરભાઇ ચાવીઓ સારી રીતે જાણતા હતા. તેથી ટુંક વખતમાં એમણે પોતાના ધંધામાં સારી નામના મે જીલ્લાના એક અગ્રગણ્ય વેપારી તરીકે ગણાવા લાગ્યા. મુંબઇના કુરોપખાને માલ ચડાવનારા વેપારી એજન્ટ તરીકેનું કામ પણ આ નામીચી પેઢીને મળ્યું.

ધંધાની ખીલવટમાં યશ અને લક્ષ્મીમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જતી હતી દરમિયાન ૧૯ ફેબ્રુઆરીની તારીખ ૧૪ મીના રોજ ૩૭ વરસની ભર યુવાન વયે વૃદ્ધ પિતા, ન્હાનાભાઇ, યુવાન ૨ અને બે બાલક પુત્રીઓને મૂકી હરસના દુષ્ટ વ્યાધિથી એમણે આ નશ્વર સંસાર છોડી દીધો.

સ્વર્ગસ્થ ભાનુશંકરભાઇ ઇતિહાસ અને ભૂગોળનું અચ્છું જ્ઞાન ધરાવતા હતા. શિક્ષક હતા ત્ય પણ એ બે વિષયો શીખવવામાં તેઓ એક્કા હતા. તેઓને વર્તમાન પત્રો વાંચવાનો પણ ઘણો સારો શો હતો. તેઓ સાહિત્ય વિલાસી હતા. સાહિત્યના વિવિધ અંગોનાં પુસ્તકોનો એક સારો સંગ્રહ એમણે એકઠ કર્યો હતો. સાર્વજનિક કામમાં પણ તેઓ ઉત્સાહથી ભાગ લેતા હતા. મેંગલોરમાં એમના અગમ્ય ઉત્સાહથી "ગુજરાતી મિત્ર મંડલ" નામની સંસ્થા સ્થાપન થઇ છે. એ સંસ્થાનો ઉદ્દેશ પરસ્પર સહકાર મેળવ અન્યોન્યની ભીડ વેળા મદદગાર થઇ પડવું એ છે. મેંગલોરમાં એક દેશીભાઈ ઘણી તંગ હાલતના હતા. તેમને મરકી થઇ તે વખતે તેમની સારવારમાં પોતાની જાનને લગાવી આત્મભોગ અને સેવાનો આદર્શ રજુ કર્યો હતો. ૧૯૦૯ માં મલબાર કિનારા ઉપર ભયંકર વાવાઝોડાનું તોફાન થયેલું તે વખતે સેંકડો વહાણો ભાંગી જવાથી ખલાસીઓનાં ટોળેટોળાં નિરાધાર હાલતમાં મેંગલોર આવ્યાં તે સર્વની સારી શાન્ત્વના કરી, ખોરાકી-પોશાકી આપી બીજા ગૃહસ્થો પાસેથી અપાવી સુખરૂપ મુંબઇ ભેગા પહોંચતા કર્યા.

આવા બીજા અનેક છાનાં સંજોગો છે કે જે વખતે સ્વર્ગવાસીએ પોતાના ઉદાર સ્વભાવનો પરિચય આપ્યો હોય. વ્યાપારિક કુશલતામાં એક અજાણ્યા દેશમા જાતિએ અને ધર્મે પણ ભિન્ન એવા ભાગીદારને વેપારમાં સાંગોપાગ સંતોષ પહોંચાડવો એનાથી વિશેષ શા પ્રમાણ અપાય ? પણ અફસોસ કે એવો સાહસિક, ઉદાર અને મહત્વાકાંક્ષી પુરૂષ વધુ વખત આ સંસારમાં રહ્યો નહિ. એમણે વાવેલાં આમ્રવૃક્ષનાં ફળ ચાખવાનો અવસર સાંપડે તે પહેલાં તો તે પરલોકવાસ કરી ગયો. આજ એના લઘુ ભ્રાતા આમ્રવૃક્ષની છાંયા નીચે સ્વર્ગસ્થનાં કુટુંબ પરિવારને સંભાળી સ્વર્ગસ્થે સ્થાપેલી પ્રતિષ્ઠામાં વધારો કરતા એ પેઢી ચલાવી રહ્યા છે. ને બન્ધુનું શુભ નામ શ્રીયુત લાલશંકરભાઇ છે. તેઓ હાલ એ વડીલ બન્ધુ પંડયા ભાનુશંકરની કમ્પનીના નામે વહીવટ ચલાવે છે. આ પેઢીનાં કામકાજમાં મેંગલોરી નળી-ઓનું કામ વિશેષ પ્રમાણમા છે. તદુપરાંત સોપારી, એલાયચી, કોફી વગેરે સ્થાનિક પેદાશનું કમીશન એજન્ટ તરીકેનું કામકાજ પણ કરે છે.





Mahashaya Manekji Bahechar Dave
Proprietor —Bombay Arya Bhavan, Madras

મહાશય માણેકજી બેચર દવે, મુંબઈ આર્ય ભવનના માલીક—મદ્રાસ

# મહાશય માણેકજી બેચર દવે.

મદ્રાસનાં પ્રથમ પંક્તિનાં વિશ્રાન્તિ ગૃહોમાં ગણાતાં આર્યભવન વિશ્રાન્તિ ગૃહના માલીક મહાશય માણેકજી બેચર દવેના જીવન પરિચયને સંગ્રહતાં આનન્દ થાય છે.

એઓ મહાશયનું બાપીકું વતન ચરોતર પ્રદેશની પાટનગરી અને ગુજરાતી સાક્ષર રત્નોની વિલસનવાટિકા રૂપી નડીઆદની પાસે નરસંડામાં; જ્ઞાતિએ બાજ ખેડાવાળ બ્રાહ્મણ; પૂજ્ય બેચર દવેને ત્યાં એમનો જન્મ સંવત્ ૧૯૩૨ના શ્રાવણ માસમાં થયેલો; માતાજીનું નામ મંછાબાઇ; નરસંડામાં જ માણેકજીભાઇએ પ્રાથમિક અભ્યાસ કર્યો, બેચર દવેનો ધંધો ખેતીનો હતો, માણેકજીભાઇના મામા શ્રીયુત હરિશંકર નથુ ભટ્ટ મંદ્રાસના રેશમી કાપડના વેપારી બ્યાસ દામોદર વેણીરામની કમ્પનીમાં ભાગીદાર હતા. એટલે એમણે સમજણી ઉમ્મરના થયેલા પોતાના ભાણેજને મદ્રાસ બોલાવ્યા; સંવત્ ૧૯૪૮ના વર્ષમાં સોળ વર્ષની વયે માણેકજીભાઇ મદ્રાસ આવ્યા.

મદ્રાસમાં ખેડાવાળ જ્ઞાતિના ઘણાખરા ગૃહસ્થોનો ધંધો વ્યાજ વટાવનો છે, માણેકજીભાઇએ શરૂઆતમાં કાપડની ફેરી કરીને બે પઇસા મેળવ્યા અને તેનાથી પોતાના જ્ઞાતિબન્ધુઓના ખાસ ધંધાના ચિલ્લે વ્યાજવટાવનો રોજગાર શરૂ કર્યો; પણ તેમાં તેમને કંઇ ફાવ્યું નહીં અને કોઇ સવિશેષ પરિશ્રમશીલ વ્યવસાય કરવાનું દિલ થયું, એટલે રેંકડીઓ રાખીને સોડાવોટરની બાટલીઓ નાના નાના દુકાનદારોને પૂરી પાડવાનો રોજગાર સૂઝી આવ્યો; એ ધંધામાં ઝંપલાવતાં હાડમારી પુષ્કળ અને નફો સ્વલ્પ તેથી થોડા વખત પછી તેમાં કંટાળો ખાઇને એ ધંધો છોડયો; બાદ ચિંગલપેઠ જીલ્લાનાં તીરૂકલી કુન્ડરમ્ (પક્ષી તીર્થ) નાં ગામડામાં કુશળ વણકરોને શાળો આપી તેનાથી બારીક કાપડનુ વણાટ કામ કરાવીને તે તૈયાર માલ મદ્રાસમાં વેચવાનો રોજગાર ખોલ્યો; આ ઉદ્યોગ પણ થોડા વખત સુધી ચલાવ્યો; છતાં તેમાંયે પરિશ્રમના પ્રમાણમાં ફલ નહીં મળતું જણાવાથી તે ધંધાને પણ રજા આપી. ત્યારબાદ નાના મોટા બીજા સાત-આઠ ઉદ્યોગોમાં જીવનનિર્વાહના માર્ગને યોજવા સારૂ અખતરા કરવારૂપે એક પછી એકમાં ઝંપલાવી પુરૂષાર્થ અને પ્રારબ્ધને અનેક રીતે અજમાવ્યાં. છેવટે સન ૧૯૧૦ માં એટલે સંવત્ ૧૯૬૬માં મદ્રાસના પ્રખ્યાત આયર્ન ફાઉન્ડર્સ-લોખંડના જબરા વેપારી અને ઇજનેરો મેસર્સ ડી. રાજુની કમ્પનીનું સાંચાકામ અને પોતાની વ્યવસ્થા એ મુજબ એક તેલની ઘાણી ઉભી કરી તેમાં બે વરસ વીતાવ્યાં, ઉદ્યોગમાં નફો સારો મળતો, પણ તેલી બીયાંમાં જીવાત પુષ્કળ થાય અને તે અતિશય સાવચેતી રાખવા છતાં પણ પોતાની આંખ આગળ એ જીવાતોને સાંચામાં પીલાતી જોઇને એમને ત્રાસ છુટ્યો એટલે એ ધંધાને પણ મહાશય માણેકજીભાઇએ તિલાંજલિ આપી.

માણેકજીભાઇ જેવા પરિશ્રમી યુવક પોતાનાં જીવનના પૂર બહારનાં રણસંગ્રામમાં ૨૦ વરસના દીર્ઘ સમય સુધી કેવું યુદ્ધ મચાવે છે તે આટલા સંક્ષિપ્ત ઉલ્લેખથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે. એમણે અનેક ધંધાઓના ઉત્પાતો ઉઠાવ્યા અને સહ્યા. આખરે નોકરીઓની રાહ પણ લીધી, થોડી થોડી મુદત સુધી કચ્છી હાલાઇ મેમણ વેપારીઓને ત્યાં ચાકરીમાં પણ અજમાયશ કરી. છેવટમાં સન ૧૯૧૨ માં મદ્રાસના પ્રખ્યાત દેશી સોની અને ઝવેરી શેઠ વિકમસી છબીલદાસની દુકાન અને કારખાનાની મેનેજરની જગો

જેવા જોખમી હોદા પર પણ તેઓ આવ્યા, ત્યાં તેમણે પોતાનાં શક્તિ સામર્થ્યનો સારો પરિચય આપ્યો; કિન્તુ સ્વતંત્ર વ્યવસાયની તલપાપડે માણેકજીભાઇને નોકરીની પરતંત્રતારૂપી બેડીમાં જકડાઇ જવા ન દીધા.

મિન્ટ સ્ટ્રીટમાં કાનજી ભવાનીશંકર નામના એક કચ્છી બ્રાહ્મણની ફરસાણની દુકાન હતી અને મથુરાના એક ક્ષત્રિય જાતિના લૈયા હરિદયાલની મીઠાઇની દુકાન હતી; એ બન્નેએ ફરસાણ અને મીઠાઇ બનાવવાનું અંદરનું કામ સંભાળવું અને માણેકજી ભાઇએ ઉપરની વ્યવસ્થા કરવી એવી ગોઠવણ મુજબ એક આલાં દરજ્જાનું વિશ્રાંતિગૃહ ખોલવાનો ધંધો કરવાનો નિશ્ચય થયો. ઠરાવ મુજબ ચાયના બજારના જાહેર લતા પર 'આનન્દ ભવન વિશ્રાન્તિ ગૃહ' ખુલ્લું મુકાયું. કામકાજ ચાલુ થયા પછી કાનજી મહારાજે ત્રણ મહિનામાંજ ધંધામાંથી એકાએક વિદાય લીધી એટલે અંદરનું સઘળું કામકાજ હરિદયાલ લૈયાને શીરે આવી પડ્યું, પણ કામકાજ તો જામતું ચાલ્યું. સુંદર વ્યવસ્થા અને શુદ્ધ ખાનપાનના પ્રબંધથી ઘરાકીનો દરોડો શરૂ થયો તેમ તેમ કામમાં નામના અને લક્ષ્મી એકત્ર થતાં ગયાં.

મહાશય માણેકજીભાઇ શેઠ વિક્રમસી છબીલદાસને ત્યાં નોકરી કરતા હતા ત્યારે તેમને એકવાર દેશમાં જવાનું થયું હતું. રસ્તામાં એમને કેટલાક આર્યસમાજના વિદ્વાનોની મુલાકાત થઇ. એ વખતે પરમહંસ પરિવ્રાજકાચાર્ય જ્યોતિર્મઠના શંકરાચાર્ય સ્વામિશ્રી માધવતીર્થ અને આર્યસમાજના ધુરંધર વિદ્વાનો પ૦ પ૦ સ્વામિશ્રી નિત્યાનન્દ સરસ્વતિ, પંડિત બાળકૃષ્ણજી, પંડિત મણીશંકર શર્મા વિગેરે. એ બેઉ પક્ષ વચ્ચે અમલસાડમાં શાસ્ત્રાર્થ હતો. આ શાસ્ત્રાર્થ સનાતની અને સમાજીષ્ટ એમ ઉભય પક્ષના વિવાદોના ઇતિહાસમાં ખાસ ઉલ્લેખનીય છે. તે સમયથી માણેકજીભાઇનું લક્ષ સમાજના સિદ્ધાંતો અને ઉદ્દેશો પ્રત્યે આકર્ષાયું હતું.

દેશમાંથી પરત મદ્રાસ આવ્યા પછી મહાશય માણેકજીભાઇએ સમાજના ઉદ્દેશોને લગતા સાહિત્યનું વાંચન શરૂ કર્યું હતું અને એને પરિણામે પરમ પૂજ્ય સ્વામિ શ્રીમદ્ દયાનંદ સરસ્વતિના શુભ ઉદ્દેશો અંતરમાં ઉતારવા માંડ્યા હતા. વાંચન અને મનનના યોગે મહાશય માણેકજીભાઇ તે તે શુભમાર્ગોને અનુસરી વસ્તુને વ્યવહારમાં પણ મૂકતા ગયા તે એટલે સુધી તે કે આનન્દભવન વિશ્રાન્તિગૃહના વ્યવસાયમાં પણ ઉદ્દેશોને ઓતપ્રોત કર્યા. આચાર, શુદ્ધતા અને દેશબન્ધુઓની સ્વાસ્થ્યરક્ષાનાં આયોજનો વ્યવસાયમાં જ્યાં જ્યાં આવશ્યક કે ત્રુટક જણાય ત્યાં ત્યાં યોજવા અને દુરસ્ત કરવા માંડ્યા. તેથી એક પંથ ને દો કાજ જેવુ થયું. ધાર્મિક આચરણની સિદ્ધિ અને જનતાની પ્રીતિ બન્ને સાથે ઉપલબ્ધ થવા લાગ્ય। મહાશય માણેકજીભાઇ અને લૈયા હરિદયાલ વર્માએ આ વ્યાપારિક સંસ્થાને સતત પરિશ્રમથી નવ વરસ સુધી સાંગોપાંગ જાહોજલાલીના રૂપમાં ચલાવી. એવામાં હરિદયાલજીનું અવસાન થયું એટલે એ વ્યવસાયની પાંતિ વહેંચી લઇ વિશ્રાંતિગૃહ સ્વર્ગસ્થના ન્હાના ભાઇને આપી મહાશય માણેકજીભાઇ છુટા થયા. એક વરસ વિશ્રાંતિ લીધા પછી ગોવિન્દપ્પા નાયક સ્ટ્રીટના લતામાં આર્યભવન વિશ્રાંતિગૃહની સ્થાપના કરી. આજ આ વિશ્રાંતિગૃહ મદ્રાસમાં પ્રથમ પંક્તિનું ગણાય છે. એમના માલીકને એણે વિપુલ લક્ષ્મી અને યશ પ્રાપ્ત કરાવ્યાં છે.

વિશ્રાંતિગૃહનું નામ સાંભળીને બહુ શીઘ્રતાથી મત બાંધી લેનારાને એક હોટલ એટલે ખાણી-પીણીની સેળભેળવાળું શંભુમેળે મળવાનું ઠેકાણું એમ સહજ ખ્યાલ આવે; પરન્તુ આ વિશ્રાંતિગૃહ માટે આવી કલ્પના કરવી અસ્થાને છે. એની આંતરવ્યવસ્થાનાં દર્શનથી કોઇપણ સદ્વિચારકને સાનંદા-

ર્ષ થયા વિના રહેશે નહિ. એટલે આર્યભવનની કેટલીક વિશિષ્ટતાઓનો અહીંઆ સંક્ષિપ્ત ઉલ્લેખ વો ઘટે છે.

સૌથી પહેલી અને અગત્યની ધ્યાન ખેંચાય એવી બાબત એ છે કે આર્યભવનમાં તૈયાર થતા ખાદ્ય પદાર્થોમાં કોઇપણ જાતનાં તેલ કે મિશ્રણવાળાં યા બનાવટી ઘી બીલકુલ વાપરવામાં આવતાં નથી. રેક વસ્તુમાં શુદ્ધ ઉંચ જાતનાં ઘીનો ઉપયોગ એ આ વિશ્રાંતિગૃહનો પ્રથમ નિયમ છે. બીજી અગત્યની બાબત પેયની છે. એ માટે જોઇતાં પાણી સારૂ વિશ્રાંતિગૃહના અંદરના જ ભાગમાં કુવો છે; શહેર સુધરાઇ ખાતા તરફથી આપવામાં આવતું નળ વાટેનું પાણી આ વિશ્રાંતિગૃહ ઉપયોગમાં લેતું નથી. મીઠા જળના કુવામાં પમ્પીંગ નાખ્યું છે તે વાટે દરેક પેય વસ્તુમાં એ શુદ્ધ જળ વાપરવામાં આવે છે. ત્રીજી વાત સફાઇની છે; ખાનપાનમાં વપરાયેલાં પાત્રો રકાબી પ્યાલા વગેરેને પ્રથમ ઠંડા જલમાં ધોઇને પછી ૨૦૦ ડીગ્રી સુધીનાં ઉકળતાં જળમાં ઝબોળી રાખવામાં આવે છે. ત્યારપછી તેના પર પશ ફેરવીને પુનઃ તેને ઠંડા જલમાં લેવામાં આવે છે. પાત્રોને સફાઇ કરવાની આ વિધિ છે. વિશ્રાંતિગૃહની ઉપર અને નીચે એમ બે ભૂમિકાઓ છે. પ્રાતઃકાલના નવ વાગ્યા સુધી ઉપરની ભૂમિકા વાપરવામાં આવે છે ત્યાં સુધીમાં નીચેની ભૂમિકા ફિનાઇલ, માટી, સાબુ અને જલથી સાફ થાય છે. પછી નવથી નીચેની ભૂમિકા વાપરવામાં આવે છે અને ઉપરની ભૂમિકા એજ રીતે સાફ થાય છે. એ રીતે પ્રતિદિવસ બે વાર ઉપાહાર લેવાનાં આસનો, ખુરશી, ટેબલ અને જમીનપટ સાફ થાય છે; આવાં ઉચ્ચકોટિનાં આદર્શ વિશ્રાંતિગૃહની સ્વચ્છતા માટેની આ કાળજી ખરેખર આવકારદાયક ગણાય.

હવે આપણે મહાશય માણેકજીભાઇના વ્યવસાય અંગેની આશ્ચર્યભરી બુદ્ધિકૌશલ્યની વાત કરીએ. ખાદ્ય પદાર્થોમાં વપરાતી દાળને માણસોના હાથથી વટાવવામાં પુષ્કળ સમય જાય, સ્વચ્છતા જળવાય નહીં અને બીજી કેટલીક અગવડતાઓ પડે તે દૂર કરવા એક કાળમીંઢ પત્થરની મ્હોટી ખાંડણી બનાવી તેના વચ્ચેના ભાગમાં વિદ્યુતબળને સાંધી એ ખાંડણીમાં બે બરાબર ગોળ ભીષણ શાલિગ્રામોને નાખી દાળ વાટવાનું યાંત્રિક કામ ગોઠવ્યું છે જે જોઇને દર્શકને આનંદ થયા વિના રહેશે નહિ. એક બીજી પણ વાત કરીએ:—ગુજરાત–કચ્છ–કાઠીઆવાડમાં મેંદાની સેવ એ એક પ્રિય ભોજન છે એટલે સેવથી ર્વ કોઇ ગુજરાતી ભાષા ભાષી સુપરિચિતજ હોય. એ સેવ મદ્રાસ ઇલાકાને વિલાયત દર વરસે ૨૦ લાખ રૂપીઆની ખવરાવતું ! દેશ હિતચિંતક આર્યવીર મહાશય માણેકજીનાં અંતરમાં આ વિનાશકારક પરદેશીઓની લૂંટનો કાંટો કેમ ના ખૂંચે ? એમણે કાષ્ટના બે ત્રણ દાંડા આમ તેમ જોડી સેવ વણવાનું એક યંત્ર ગોઠવી કાઢયું. તેનાથી ઉમદા પ્રકારની, રંગમાં મફેદ ગફલા જેવી, બારીકાઇમાં સુરતની સુતરફેણી જેવી અને સ્વાદમાં કાઠીઆવાડનાં નારીવૃન્દનાં કોમલ હસ્તથી વણાતી સેવની મિષ્ટતા જેવી વરસ દિવસ સુધી રૂપ, રંગ અને સ્વાદમાં કશો પણ ભિન્નભાવ ન થાય તેવી સેવના ઢગલા બનાવી તેનાં સારાં પેકેજો બનાવી તે પર " એમ. બી. શર્મા " નો મારકો મારી મદ્રાસ ઇલાકાની બજારોમાં હડસેલી દીધાં, જોતજોતામાં તેનો જબરો ઉઠાવ થવા લાગ્યો અને આજ તો દરેક સુધારક કહેવાતા અમીર ઉમરાવોના ગૃહમાં એ સેવનું પેકેજ પડયુંજ છે. આને લીધે મદ્રાસની બજારમાં વિલાયત પોતાની સેવ હવે આજ ભાગ્યેજ એકાદ લાખ રૂપીઆની મોકલી શકે છે. વ્યવસાય દૃષ્ટિથી આ સેવનુ યાંત્રિક તંત્ર ગોઠવાયું છે એમ નથી, પણ જે કોઇ ઉત્સાહી વિચારક તાંમિલ, તૈલંગ, કાનડી, મલયાલી સજ્જન નર કે નારી આ યંત્ર જોવા ને સમજવા આવે છે તેમને મહાશય માણેકજીભાઇ આનંદે સમજાવે છે. આવા કર્તવ્યનિષ્ટ નરને ઇશ્વરે ભલે ધન આપ્યું ! ! !

"મલબાર સમાચાર" ની દ્વિતીય વાર્ષિક ભેટ.



Saith Adam Hajee Mohamed, Madras.

શેઠ આદમ હાજી મોહમદ, મદ્રાસ.

મહાશય માણેકજીભાઇના વિવાહ બાલપણથીજ થયેલા, આજ એમને ત્યાં સંતતિમાં ત્રણ પુત્ર અને એક પુત્રી છે. જ્યેષ્ટ પુત્ર ભાઇ જેઠાલાલનો જન્મ સંવત ૧૯૫૮ ના ફાલ્ગુન શુકલ પક્ષ ૫ર્વ દિવસે થયો છે. એમનાં લગ્ન સંવત ૧૯૭૬ માં થયાં છે. બીજા પુત્ર ચી. ચંદુભાઇ ૧૯૬૫ માં અને ચ શાન્તિલાલ ૧૯૭૨ માં જન્મ્યા છે. ચી. શાન્તિલાલ ગુજરાતનાં સુપા ગુરૂકુલમાં છે અને ત્યાં તેનું ગુ નામ સત્યભૂષણ બ્રહ્મચારી છે; મહાશય માણેકજીભાઇના લઘુભ્રાતા મહાશય નારાયણજીભાઇ છે. તેઓ દે માં બાપીકી મિલ્કતો સંભાળે છે. એમના ચી. ચીમનલાલ પણ સુપા ગુરૂકુલમાં છે અને ત્યાં તેનું ના બ્રહ્મચારિ ચંદ્રમણિ રાખવામાં આવ્યું છે.

સુપા ગુરૂકુલને મહાશય માણેકજીભાઇએ રૂપિઆ સાડાપાંચ હજારના ખરચે એક ભોજનશાળ બંધાવી આપી છે. તદુપરાંત સાત ગાયો બ્રહ્મચારીઓનાં દુગ્ધપાન માટે આપી છે. મહાશય માણેકજીભા આર્યસમાજના ઘણાખરા વાર્ષિકોત્સવોમાં ઉપસ્થિતિ આપે છે. ગુરૂકુલ કાંગડીના રૌપ્ય મહોત્સવ અને મહ દયાનંદના શતાબ્દિ મહોત્સવમાં તેઓએ ખાસ ઉપસ્થિતિ આપી હતી. શ્રી સત્યાર્થ પ્રકાશનું તામિલ ભા ષાંતર થઇ, છપાઇને તામિલ પ્રજાને લાભ મળ્યો તે કાર્યમાં મહાશય માણેકજીભાઇની સહાયતાનો મોટ હિસ્સો છે. ગુજરાતના જલપ્રલયનાં સંકટવેળા તેઓ મદ્રાસથી સત્વર જન્મભૂમિમાં દોડી જઇ સંકટ નિવા રણાર્થે યથાશક્ય પોતાનાં તન મન ધન રોક્યાં હતાં.

મહાશય માણેકજીભાઇને ત્યાં અનેક આર્ય અતિથિઓ અવારનવાર પધારે છે. બ્રહ્મીભૂત સ્વામી શ્રી શ્રદ્ધાનંદજી તો એમના પૂજ્ય પરોણા હતા; શ્રી આનન્દપ્રિય, શ્રી રૂચિરામ, શ્રી રામદેવ, શ્રી ચારૂદત્ત શાસ્ત્રી વિગેરે મહાભાગ અતિથિઓનાં પગલાં મહાશય માણેકજીનાં ગૃહમંદિરમાં થયાં છે. એમને ત્યાં પ્રતિ રવિવારે હવન થાય છે. જેના આશયનું લોક અનુમોદન કરે છે અને જેના જીવનના યશગાન લોક પ્રેમથી ગાય છે. ધન્ય છે એમના જીવનને !

## શેઠ આદમ હાજી મોહમદ.

મદ્રાસમાં દેશી મેમણ ગૃહસ્થોની સારી વસ્તી છે. તેમાં જાહેર કામોમાં આગળ પડતો ભાગ લઇને સારી ખ્યાતી પામેલા શેઠ આદમ હાજી મોહમદ એક બાહોશ વેપારી અને દિલસોજ પુરૂષ છે. એમના વડવાઓ મુળ કચ્છ–ભૂજના વતની હતા. આજથી પાંચમી પેઢીના પૂર્વજ શેઠ હાજી કાસમ મલબારમાં આવેલા, તે અરસામાં મલબારના વેપારનું પાયતખ્ત કોચીન હતું. સાહસિક વેપારીઓ સાહસ ખેડવાને અહીં આવી વસતા હતા. શેઠ હાજી કાસમ કોચીનના પાડોશનાં એક ગામડામાં રહ્યા હતા. એઓ કોપરાં અને કાથાનો વેપાર કરતા હતા; હાજી કાસમના શેઠ હાજી દાઉદ થયા, તેઓ ૩૫ વરસની ઉમ્મરે હજ પઢવા ગયા હતા ત્યાંથી પાછા આવતાં રસ્તામાં ત્રિવેન્દ્રમ્ મુકામે ગુજર પામ્યા.

શેઠ હાજી દાઉદના હાજી ઇબ્રાહીમ થયા તેમણે કોપરાં અને રસી સાથે ધાન ચોખાનું પણ કામકાજ હાથમાં લીધું અને ગુદીતોડમાં સારો જમાવ કર્યો. અહીં એમણે કોમી બિરાદરોને સારૂ એક સુંદર મસજીદ બંધાવી; હાજી ઇબ્રાહીમના હાજી મોહમદ થયા, તેમણે પિતાજીના કારભારમાં સવાઇ કરી લાખો રૂપીઆ હાથથી પેદા કર્યા અને લાખો રૂપીઆ હાથથી વાપર્યા; કોચીનના ચાકુદીવાડાના બંદરમાં એમણે



The Residency and business place of Sait Adam Hajee Mohamed
7, Bunder Street Madras.

શેઠ આદમ હાજી મોહમદનું નિવાસ ભવન અને વેપારનું સ્થળ
નં ૭, બંદર સ્ટ્રીટ, મદ્રાસ

મોટી મિલ્કતો ખરીદી એમને ત્યાં સન ૧૮૯૫ માં પુત્રનો જન્મ થયો તેનું નામ આદમ રાખવામાં આવ્યું. મોટી ઉમ્મરનો બાળક થતાં તેને પિતાજીએ સારી કેળવણી આપી.

કચ્છી મેમણ શ્રીમંતો પોતાનાં બાળકોને કેળવણી આપવા માટે ઘણા બેદરકાર રહે છે. કોચીનમાં આજ ઘણા કચ્છી મેમણ ગૃહસ્થો સારા ધનાઢ્ય જમીનદારો છે, પણ તેમાં પોતાનાં બાળકોની કેળવણી પ્રત્યે પૂરતું ધ્યાન આપતા હોય એવા ઘણાજ થોડા છે.

હાજી મોહમદ શેઠ એવા શેઠીઆંઓમાં અપવાદરૂપે હતા. એમણે પોતાના ચિરણજીવીને સારો ઇલ્મ મળે એવી બનતી કોશીષ કરી, આદમ શેઠે પણ ચીવટથી ગુજરાતી, મલયાલી, અને છેવટમાં કોચીનની હિન્દુ તિરૂમલ દેવસ્વમ મંદિર હસ્તકની હાઇસ્કૂલમાં ઉંચું અગ્રેજી શિક્ષણ લીધું. પછી તેઓ પિતાજી સાથે કામકાજમાં જોડાયા; પણ ૧૯૦૯ માં હાજી મોહમદ શેઠને આંખોનું દરદ હોવાથી તેનો ઇલાજ કરાવવાને મદ્રાસ આવવું પડયું. તેથી કોચીન છોડવું પડયું. આંખનાં દરદનો ઇલાજ કરાવતાં કાંઇક આરામ જણાયો એટલે કોચીનને બદલે મદ્રાસમાં જ સ્થિર રહેવાનો વિચાર કરી મદ્રાસમાં કાપડનો વેપાર ખોલ્યો. એ વખતે કાપડના વેપારમાં ઘણો સારો કસ હતો. ગોડાઉન સ્ટ્રીટમાં ૧૯૧૧ ના સપ્ટેમ્બર માસમાં દુકાન ખોલી; જોતજોતામાં એ વેપાર ઘણો જામ્યો અને પુષ્કળ નફો મળ્યો. આદમ શેઠ લગ્નજોગ ઉમ્મરના થએલા હોવાથી શેઠ આમદ હાજી ઇબ્રાહીમનાં બેટી સાથે ૧૯૧૬ ના માર્ચની તારીખ ૩ ના શુભ દિવસે ભારે ધામધૂમથી લગ્ન કર્યા: આ મંગલ ઉત્સવની યાદમાં હાજી મોહમદ શેઠે સમગ્ર ન્યાતમાં લ્હાણી કરી.

કાપડનો વેપાર હાજી મોહમદ શેઠે ૧૯૨૧ ની સાલ સુધી ચલાવી તેમાં સારો નફો મેળવ્યો. પછી વેપારમાં એવો સારો કસ નહીં જણાવાથી એ વેપાર બહુ સારી સ્થિતિમાં સંકેલી લીધો, પણ આ બાજુ આદમ શેઠે સન્ડ્રીઝનો વેપાર મદ્રાસની લંડન મારકીટ જેવા ગણાતા બંદર સ્ટ્રીટના લતામાં ૧૯૦૯ ના જુલાઇની તારીખ ૨૫ મીથી ખોલ્યો હતો. તે આબાદ રીતે વધતો જતો હતો એટલે પુત્રની આબાદી જોઇને પિતાજી હાજી મોહમદ શેઠને નિરાંત વળી હતી. એઓ ૧૯૨૩ ના ડિસેમ્બરની તારીખ ૭મીના વફાત થયા.

આદમશેઠ સાબુ, સેન્ટ, દિવાસળી, કન્ફેક્શનરી વગેરે સન્ડ્રીઝ ગુડસનો વેપાર કરે છે. લંડનની ધી ઇસ્ટ ઇંડિઆ ડિસ્ટીલરીઝ અને સ્યુગર ફેકટરીઝ લીમીટેડ કમ્પની જેના મેનેજિંગ ડાયરેકટર મેસર્સ પેરી એન્ડ કમ્પની છે તેના મદ્રાસ ઇલાકાના ચીફ ડીસ્ટ્રીબ્યુટર છે. વળી કલીકટ ખાતેનાં સરકારી કેરલ સોપ ઇન્સ્ટીટ્યુટના ઇલાકાના મદ્રાસ, ચીંગલપેટ, ઉત્તર આરકોટ અને દક્ષિણ આરકોટ જીલ્લાનાં તેઓ એજન્ટ છે. મેસર્સ પેરી એન્ડ કમ્પનીની એજન્સીમાં અથાગ પરિશ્રમ ઉઠાવીને આદમ શેઠે કમ્પનીને સારો લાભ અપાવ્યો છે. એની કદરદાનીમાં ઉક્ત કંપની તરફથી આદમ શેઠને એક માનપત્ર એનાયત કરવામાં આવ્યું છે.

આદમ શેઠ જાહેર કામોમાં સારો ભાગ લ્યે છે અને એક કેળવાએલા ઇસ્લામીક વેપારી તરીકે સર્વે કોમના નાના મોટા વેપારીઓ એમના પ્રત્યે ભારે માન ધરાવે છે. એઓ જન્મે કચ્છી હોવા છતાં ગુજરાતી, હિન્દી, ઉર્દુ, અગ્રેજી તામિલ તેલુગુ અને મલયાલમ અને કર્ણાટકી ભાષાઓના સારા અભ્યાસી છે. માત આઠ ભાષાઓના જ્ઞાતા એક કચ્છી મેમણ ગૃહસ્થની આ દક્ષતા ઘણી વખાણવાજોગ છે, એમના પિતાજીના એક ઓલીઆ દોસ્ત તરફથી વીંછુ ઉતારવાનો ઇલ્મ શિખવવામાં આવ્યો છે. તેથી એઓ શેઠ પાસે વીંછુ કરડેલો કોઇ પણ આદમી દિવસ યા રાતના કોઇ પણ વખતે આવે તો તેઓ પોતાના ઇલ્મથી ખરી કાળજી પૂર્વક વીંછુ ઉતારે છે. મદ્રાસ જીલ્લામાં વીંછુનો ઉપદ્રવ ઘણો છે.



Late Sheth Ranchhod Das Khetasee-Cochin and Calicut

સ્વ. શેઠ રણછોડદાસ ખેતસી, કોચીન અને કલીકટ

તેઓ સાઉથ ઇંડિઅન ચેમ્બર ઓફ કોમર્સના ઓનરરી સેક્રેટરી છે તથા વેપારીઓના ટ્રેડ મા સંબંધી વિચાર કરવાને ચેમ્બર ઓફ કોમર્સની એક સબકમિટિ છે તેમાં પણ તેઓ એક મેમ્બર છે મલયાલી ક્લબ અને "ગુજરાતી મિત્ર મંડલ" ના તેઓ માનવન્તા સભ્ય છે. સાઉથ ઇંડિઅન એથેલેટિ એસોસીએશન લીમીટેડમાં પણ તેઓ એક સભ્ય છે. એઓ શેઠના મુબારક હસ્તે નાતજાતના ભેદભાવ વિન અનેક લાયક વિદ્વાનો અને સંસ્થાઓ એમની ઉદારતાનો લાભ મેળવે છે. આવા એક શિક્ષિત ઇસ્લામિ વેપારીને ધરાવી મદ્રાસ ઇલાકાનો ગુજરાતી સમાજ અભિમાન ધરાવે છે.

# તેલના રાજા શેઠ રણછોડદાસ ખેતસી.

કોચીન અને કલીકટના આ સમર્થ ભાટીઆ નરનાં જીવન સંસ્મરણો નોંધવાનાં સાધનો ઘણાજ અધુરાં રહ્યાં છે. જન્મ સંવત્ વિગેરે કશું મળ્યું નથી. એટલું માત્ર જાણવામાં છે કે માત્ર આકજ વરસ ઉપર એઓ સ્વર્ગવાસ પામ્યા છે. એમના પુત્ર, પૌત્રો અને ભત્રીજા વગેરેની અહોળી કુટુંબવાડી કોચીન કલીકટમાં બહુ વિસ્તૃત છે, પણ એમના પાસે એમની જાહોજલાલીની કશી શીલસીલેવાર નોંધ નથી. રણછોડદાસ શેઠ તેલના રાજા કહેવાઇ ગયા છે. એમના વડીલ બન્ધુ ધારશી શેઠ મોટા પ્રારબ્ધશાળી નર હતા. એઓ આજથી વીશ વરસ પહેલાં સ્વર્ગવાસ પામ્યા છે. ધારશી શેઠના ચીરંજીવી શ્રીયુત્ ગોવર્ધનદાસ અથવા મનુ શેઠ કોચીનમાં બાપીકી વિશાળ મીલ્કતોનો ભોગવટો કરે છે અને રણછોડદાસ શેઠના વડા ચીરંજીવી રામદાસ શેઠ કલીકટમાં પોતીકું કામકાજ સંભાળે છે. સઘળા મળીને એ ચાર ભાઇઓ, ધારશી શેઠ રણછોડદાસ શેઠ, કલ્યાણજી શેઠ અને પ્રેમજી શેઠ છે. શેઠ કલ્યાણજી ખેતસી હજુ હયાત છે અને તેઓ પોતાની પેઢી ચલાવે છે; પ્રેમજી શેઠના ચી. લીલાધર શેઠ પણ બાપીકી મિલ્કતો સંભાળી આબાદીથી પોતાનું કામકાજ સંભાળે છે. ધારશી શેઠ અને રણછોડદાસ શેઠે કોચીનમાં સ્ટીમરોમાં માલ ચઢાવવા માટે ખરીદી કરી આપવાની પરદેશી વેપારી પેઢીઓની દલાલીનું કામકાજ કર્યું હતું. તેમાં સહુથી વિશેષ તેલનું કામકાજ મોટા પ્રમાણમાં હતું. પોતાનાં બુદ્ધિકૌશલ્યથી રણછોડદાસ શેઠ તેલના રાજા કહેવાઇ ગયા છે. તેઓ એટલા મોટા બુદ્ધિમાન હતા કે ઓસ્ટ્રેલિઆ અને ઇંગ્લાંડથી સાહેબ લોક તેમને જોવા માટે આવતા. મરોડીમાંથી તેલ નીકળે છે એ પહેલી શોધ એમની હતી. એમણે મરોડીમાંથી તેલ પીલાવીને ઓસ્ટ્રેલિઆ અને જર્મની તપાસવા માટે મોકલ્યું હતું. તેમની આ શોધ જગતને ભારે ઉપકારી થઇ પડી છે. કારણ એ તેલ કુષ્ટ જેવા રોગ માટે અકસીર ઇલાજ છે. સાબુની બનાવટમાં તેનો મોટો ઉપયોગ થાય છે. મરોડીનું તેલ ઘણું સસ્તું ધારી ઓસ્ટ્રેલિઆના લોકોએ તેને ખાવાના ઉપયોગમાં લીધું તેથી ઘણા જાનોનો વિનાશ થયો.

કોચીનમાં શેઠ ધારશી ખેતશી કામ ચલાવતા હતા અને શેઠ રણછોડદાસે કલીકટને વધારે પસંદ કરી કલીકટમાં વસવાટ અને કામકાજ રાખ્યાં હતાં. તેઓ કલીકટના ઓનરરી સ્પેસ્યલ મેજીસ્ટ્રેટ, મ્યુનિસિપલ મેમ્બર તેમજ લેન્ડીંગ અને શિપિંગ ડ્યુઝ કમીટીના પણ મેમ્બર હતા. કોચીનમાં એકવાર મોટી આગ લાગી તે વખતે મેસર્સ આસ્પીનવોલ કમ્પનીનું લાખો રૂપિઆનું તેલ નાશ પામ્યું. કમ્પની નાદારીમાં જવા તૈયાર હતી પણ એ તક સાધી શેઠ રણછોડદાસે એ કમ્પનીને લાખો રૂપીઆ ધીરી આબરૂ સાચવી એ ઉપકારના બદલામાં મેસર્સ આસ્પીનવોલ એન્ડ કમ્પનીએ તેમને પોતાનાં કામકાજનાં સોલ બ્રોકર નીમ્યા અને લાખો રૂપીઆ ખટાવ્યા ત્યારથી એ મહાપુરૂષના બન્ધુઓ અને સઘળું કુટુંબ "વિલાયતી" કુટુંબના નામે પ્રસિદ્ધ થયું.

૧૯૫૦ માં કલીકટવાળી શેઠ કલ્યાણજી સુંદરજીની કાપડની મિલ કમીશનમાં ચલાવવાનું કામ ઉપાડ્યું પણ એક વરસ પછી તે છોડી દીધું. મેસર્સ તાતા ઓઇલ મિલ્સ કમ્પની શેઠ રણછોડદાસની સલાહના માસીક ૨૫૮૦ રૂપીઆની બક્ષીસ આપતી. રણછોડદાસ શેઠ સાદાઇનો નમુનો હતા. તેઓ પોતાના માટે કદિ કપડાં શીવડાવતાં નહિ. ધારશીભાઇ કપડાં શીવડાવી આપે ત્યારે તેઓ પહેરે. ધારશીભાઇ મોટા પ્રારબ્ધશાળી પુરૂષ હતા. સઘળા ભાઈઓમાં અનહદ સંપ હતો તેથી લક્ષ્મીએ અઢળક મહેર કરી હતી. સાધુ-સતો, બ્રાહ્મણો અને ભિક્ષુકોની ભીડ એ બેઉ સખી બન્ધુઓનાં આંગણે સદાય લાગી રહેતી. ધારશી-ભાઇએ એક વાર એક નાગા બાવાને રૂપિઆનો થાળ ભરીને આપ્યો હતો. રણછોડદાસ શેઠ પોતાના ભત્રીજા મોરારજી શેઠને દેશમાં પરણાવવા ગયા ત્યારે મુંબઇમાં રૂપીઆની જરૂર પડી એટલે પોતાના આડ-તીઆ રાયશી અમરચંદને ત્યાં દસ હજાર રૂપીઆ લેવા ગયા. ગોઠણસુધીની પોતડી, કાલાઘેલાના જેવો મોઢામાં પાનનો ડુચો—એ મૂર્તિને જોઇ રાયશી શેઠ વિચારમાં પડ્યા. જગત્ વિખ્યાત તેલનો રાજા રણછોડ ખેતસી આ ! ! તેણે જવાબ આપ્યો " શેઠ ! આપ રૂપીઆ માગો છો તે ખરી વાત છે; પણ રણછોડ ખેતસીને અમે નજરે જોયા નથી. આપ જ રણછોડદાસ છો એમ કહો છો તે ખરૂં હશે, પણ આપ હુંડી લખો એટલે સ્વીકારી લઇએ. " તુરતજ રણછોડદાસ શેઠે સાથે રહેલા મહેતા પાસે હુંડી લખાવી. તે જોઇને રાયશી અમરચંદ છક થઇ ગયા. તુરતજ તેલના રાજાનું ભારે સન્માન થયું ! !

એકવાર રણછોડદાસ શેઠ પોતાનાં કાકી ગ. સ્વ. મીઠાંબાઇ અને પત્નિ શ્રીમતી લાડકાંબાઇ સાથે જાત્રા કરવા ગયા. કલકત્તામાં મોરારજી લધુ અને દયાળ માવજી ભારે શ્રીમંતો આડતીઆ હતા. તેમને સ્ટેશન પર લેવા આવવા તાર કરેલો. શેઠ દયાળ માવજી બે ઘોડાની પાંચ ગાડીઓ, ત્રણ મોટરો અને પુષ્કળ માણસો સાથે હાવરાના સ્ટેશન પર તેલનો રાજા જાત્રાએ નીકળ્યો છે તેને લેવા આવ્યા. પહેલા અને બીજા કલાસના ડબાઓ સઘળાં જણ ઢુંઢી વળ્યાં. રણછોડ શેઠ તો પોતાનાં પત્નિ, વિધવા કાકી અને એક ચાકર સાથે પોટલાંનો પથારો કરી પાનનો જુડો દોડી પાન ચાવતાં બેઠાં હતાં. મીઠાંબાએ કહ્યું છોરા ! " ઉઠાં ગોતી જતા . " રણછોડ શેઠ બોલ્યા " ઉની કે જરા રખડી ગીન ન દે માં હીડાં પાન-સુપારી ખાઇ ગીનો." કલકતાના ભાટીઆ મહાજન આખી ગાડીનો ડબ્બેડબ્બો જોઇ વળ્યા પણ શેઠ રણછોડ-દાસ ખેતશીનો પત્તો મળે નહિ. પછી આ દેશી મંડલી " તુલસીશ્યામના જાત્રાળુઓ જેવી " સહુએ જોઇ. મીઠાંબા પણ મુસાફરીથી થાકી ગયાં હતાં તેણે દયાળભાને હાંક મારી કહ્યું, " ભા ! હીડાં અચો, પાંજો રણછોડ ખેતસી હીડાં આય." આશ્ચર્યના ભારે ગરકાવ વચ્ચે સહુ એ મંડલીને વીંટળાઇ વળ્યાં અને અસં-ખ્ય ફૂલોના હારોની રણછોડભા ઉપર વૃષ્ટિ થઇ. ! !

શ્રી કલીકટના વૈષ્ણવ મંદિરના તેઓ સેક્રેટરી હતા. દેશી ગુજરાતી ભાઇઓમાં કોઇ વ્યક્તિનાં મરણ પ્રસંગે દહનક્રિયા કરવાના ઉપયોગ સારૂ શ્મશાન સંબંધી શેઠ રણછોડદાસે કલીકટમાં સારી વ્યવ-સ્થા કરી હતી. કલીકટના દેશી વેપારીઓના ઉપયોગ સારૂ કલીકટનાં બંદર પર અલગ પથ્થર નંખાવવાની ઝુંબેશમાં શેઠ રણછોડદાસે ફતેહ મેળવી હતી.

શેઠ રણછોડદાસ ખેતસી જેવો દેશી વેપારી આખા મદ્રાસ ઇલાકામાં થયો નથી અને નજીકના ભવિષ્યમાં થાય એવી કોઇ આશા નથી. એમના મૃત્યુના સમાચારથી મેસર્સ પીઅર્સ લેસ્લીના મેનેજર મિ. લેન્ગલીએ શોકપત્ર લખેલો જે અમારાં કથનની પૂર્તિ માટે બસ છે.



Shrijut Lalubhai Velchand Desai, Cycle Merchant, Broadway, Madras

શ્રીયુત લલ્લુભાઇ વેલચંદ દેસાઇ, મદ્રાસ.

Calicut 10 th February 1920

*To,*

**RAMDAS RANCHHODDASS Esq.**

**CALICUT.**

*Dear Sir,*

It is with very deep and sincere regret that we have heard this morning the death of your father Mr. Ranchhoddass Khetey.

He had been so long connected by the closest business ties with our firm and had for so many years enjoyed the friendship and esteem of all our seniors that we almost regarded him as " one of us, " his death will be greatly felt by us for business reasons and at the same time it remones a personality from this coast that can not be replaced;

Please convey this expression of our simpathy to all your family.

We are, Dear Sir,
Yours faithfully
( sd. ) W. K. M. Lengly.
for Peirce Leshie & Co. Ltd;

---

# શ્રીયુત લલ્લુભાઈ વેલચંદ દેશાઈ.

મદ્રાસના પ્રોડવેના પ્રસિદ્ધ લત્તાપર સાઇકલની મોટી દુકાન તે દેશી કાઠીઆવાડી ગૃહસ્થ શેઠ લલ્લુભાઇ વેલચંદ દેશાઇની છે. તેઓ મૂળ ભાવનગર રાજ્યના સીહોર તાલુકાનાં પાલડી ગામના રહીશ છે. જ્ઞાતિએ વીસાશ્રીમાળી શ્વેતાંબર દેરાવાસી જૈન વણિક છે. એમનો જન્મ સંવત્ ૧૯૪૩ ના અષાડ શુદ ૧ ના થએલો. શેઠ વેલચંદ દેશાઈ પાલડીમાં અનાજ, રૂ, કપાસ વગેરેનો વેપાર કરતા; અમરેલીવાળા પ્રસિદ્ધ શેઠ હાવાભાઇ કમળશીની આડતમાં એમનું કામકાજ હતું. વેલચંદ દેશાઇને ત્રણ પુત્ર; સહુથી વડા નેમચંદભાઇ, એમનો જન્મ સંવત ૧૯૪૦ માં થયેલો, નાના પુત્ર રા. છોટાલાલ, એમનો જન્મ સંવત ૧૯૫૬ ના આસો માસમાં થયેલો; ત્રણે ભાઇઓએ પાલડીની દરબારી નિશાળમાં પ્રાથમિક શિક્ષણ લીધેલું; વડા ભાઇ નેમચંદભાઇ મોટી ઉમ્મરના થતાં બહાર દેશાવરમાં જઇ સાહસ ખેડવાનું મન કરી સંવત ૧૯૬૨ માં બેંગલોર આવ્યા, ત્યાં તેમને સોડા લેમોનેડના એક કારખાનામાં નોકરી મળી; થોડો સમય એમ નોકરીમાં વીતાવ્યા પછી એમણે દારૂની દુકાન ખોલી ને કામ સારી રીતે જામ્યું ત્યાં એક ડોકટરને ત્યાં નોકરી કરતા રા. અંબાલાલ મીઠાભાઇ પટેલ સાથે મિત્રતા થઇ; તેઓ બન્નેએ સાથે મળીને સાઇકલો અને સાઇકલોનો સામાન વેચવાની દુકાન ખોલી, બેઉ દુકાનનો કારભાર વેપાર સારો જામ્યો. પછી શ્રી લલ્લુભાઇ પણ દેશમાંથી બેંગલોર આવ્યા; કામ સારી રીતે જામતું ગયું અને વેપાર વધતા ગયા એટલે મદ્રાસમાં પણ દુકાન ખોલવાનો વિચાર થયો; બેંગલોરમાં નવ વરસ સુધી વેપાર કર્યો હતો તેમાં સારી રીતે



The Three wel known Gujarati Cycle Merchants of Broadway
tting --Mr Chhotalal Velchand Desai of Messrs Manilal Nemchand & Co, Broadway, Madras
Srijut Nemchand Velchand Desai, The First Gujarati Pioneer in Cycle Trade of Madras
Srijut Lalubhai Velchand Desai

સાઇકલના નામીચા વેપારી–દેશાઇ બન્ધુઓ.



Sheth Gulabdas Narayandas.
*Cloth Merchant, Godown Street, Madras.*

શેઠ ગુલાબદાસ નારાયણદાસ, મદ્રાસ.

જમાવટ થઇ હતી; મદ્રાસમાં ઘોડવે ઉપર શ્રી નેમચંદભાઇના ચિરણુજી મણીલાલનું નામ જોડીને મણીલાલ નેમચંદના નામે દુકાન ખોલી; શ્રી લલ્લુભાઇએ પોતાની સ્વતંત્ર લલ્લુભાઇ વેલચંદના નામે દુકાન ખોલી. રા. ભોરાલાલભાઇ પણ મોટી ઉમ્મરના થતાં મદ્રાસ આવ્યા અને તેઓ પણ વડીલ બંધુનાં મણીલાલ નેમચંદના નામે ચાલતા કામકાજમાં જોડાયા: આ બાજુ બેંગલોરનું કામ પણ ધમધોકાર ચાલે અને મદ્રાસમાં પણ કામ ધમધોકાર ચાલે એ રીતે પુરૂષાર્થ અને પ્રારબ્ધ બળે ત્રણે બન્ધુઓએ વેપારમાં સારી જમાવટ કરી સારી લક્ષ્મી મેળવી.

પુત્રાની સારી સુખી સ્થિતિ જોઇ શેઠ વેલચંદ દેશાઇ ભાવનગરમાં ૧૯૭૪ ના માગશર વદી ૧૨ ના સ્વર્ગવાસ પામ્યા અને માતુશ્રી પણ એજ વરસમાં બેંગલોર મુકામે આસો શુદ ૧૧ ના સ્વર્ગવાસી થયાં. માતુશ્રી ઘણાં તપસ્વી હતાં: વ્રત, તપ, નિયમ પાળવામાં તેઓ ઘણાં ચુસ્ત હતાં.

પાલડીમાં દેરાસરજી માટે સાધર્મી બન્ધુઓને ઘણી તકલીફ હતી તેથી એક મોટી રકમ ખરચી શ્રી લલ્લુભાઇએ દેરાસર બંધાવી ખંભાતથી શ્રી સંભવનાથનાં પંચ ધાતુનાં પ્રતિમાજી મંગાવી સંવત ૧૯૮૨ ના ફાગણ શુદ ૩ ના રોજ આચાર્યશ્રી વિજયનીતિસૂરીશ્વરજીના શુભહસ્તે પ્રતિષ્ઠા કરવામાં આવી. એ વખતે પ્રતિષ્ઠા મહોત્સવમાં દેશતેડું કરવામાં આવ્યું, આ મહોત્સવમાં બહારગામથી અનેક ઉપાધ્યાય મહારાજો, મુનિમહારાજો અને શ્રાવક બન્ધુઓ પધાર્યા હતા.

શ્રી લલ્લુભાઇ વેલચંદે આ પ્રતિષ્ઠાનું ધર્મકાર્ય કર્યા પછી સખાવતનાં અનેક નાનાં મોટાં કામોમાં પોતાની ઉદારતાનો યોગ આપવો શરૂ કર્યો છે. જૈન સાહિત્યનાં અણુમોલ રત્ન શ્રીવાસુપૂજ્ય ચરિત્રનાં પ્રકાશન કાર્યમાં મોટી સહાયતા આપી છે. તદુપરાંત બેંગલોરની શ્રીલબ્ધિવિજય જૈન પાઠશાળા, જુનાગઢના શ્રીગિરનારપર શ્રી આદિનાથ ભગવાનની ટુંકનો જીર્ણોદ્ધાર કરાવવામાં, મદ્રાસની દાદાવાડીનાં દેરાસરજીનાં ફંડમાં, જીવદયા પ્રસારક સંસ્થાઓમાં અને ગુજરાત જલપ્રલય સંકટ નિવારણ ફંડ વગેરે વગેરેમાં છુટે હાથે સખાવત કરી છે. ગિરનારની તળેટીમાં એક તિથિનું ભોજન સાધર્મીઓને મળે એવી ગોઠવણ કરાવી છે એવી બીજી અનેક ધાર્મિક પ્રવૃત્તિઓમાં શેઠ લલ્લુભાઇ વેલચંદનું ઉદાર ચિત્ત અત્યારે પરોવાયું છે. શ્રી નેમચંદભાઇ પણ બેંગલોર ખાતે વસતા દેશી ગુજરાતીઓમાં એક માનવંતુ પદ ભોગવે છે. ત્યાંનાં ગુજરાતી વિદ્યાલયના તેઓ માનદ મંત્રી છે.

# શ્રીમાન્ શેઠ ગુલાબદાસ નારાયણદાસ.

મદ્રાસના આ નામીચા પુરૂષના વડવા ઉમરેઠના વતની હતા, ઉમરેઠની દશા ખડાયતા વણિક ન્યાતના અગ્રેસર જેવા શેઠ ભગવાનદાસ વિક્રમ સંવત ૧૮૫૦ સને ૧૭૯૫-૯૬ માં ગુજરાત છોડી પોતાના પુત્ર નરોત્તમદાસ સાથે ઔરંગાબાદ આવેલા, એ વખતે પેશ્વા સરકારનાવતી અમાસેલુકરની આણ ગુજરાતપર વર્તતી હતી; ગમે તે ઉપાયે અને જેટલું બને તેટલું વધારે નાણું પ્રજા પાસેથી કઢાવવું એવી રાજનીતિથી ઘણો જુલમ અને ત્રાસ થઇ રહ્યો હતો તેથી ઘણાંએ દશા ખડાયતા, વીશા ખડાયતા વણિકો ખેડાવાળ બ્રાહ્મણનાં શ્રીમંત કુટુંબો ગુજરાત છોડીને દૂર દૂર જઇ વસવા માંડયાં હતાં, શેઠ ભગવાનદાસનું કુટુંબ એમાંનું એક હતું. ઉમરેઠથી તેઓ પગપાળા નીકળી અઢી મહીનાની અનેક વિટંબણાઓવાળી મુસાફરી પુરી કરી ઔરંગાબાદ આવી શકયા હતા.

ઔરંગાબાદ આવ્યા પછી શ્રીયુત્ ભગવાનદાસને ત્યાંના પ્રખ્યાત શરાફ મારવાડી શેઠ પ્રેમરાજને



Saith Jivabhai A. Bhagat,
of Messrs. Mohamedally Sharafally & Co.,
Sambudoss Street, Madras.
શેઠ જીવાભાઇ એ. ભગત
મેસર્સ મહમદઅલી શરફઅલીની કાં. વાળા.





Mr Abdullabhoy Mohamedally
of Messrs Mohamedally Sharafally & Co.,
Madras.
મિ. અબ્દુલાભાઇ મહમદઅલી
મેસર્સ મહમદઅલી શરફઅલીની કાં. વાળા.

ત્યાં નોકરી મળી. પ્રેમરાજ મોટા ધનાઢ્ય અને ઘણા ભલા પુરૂષ હતા કામકાજ ધમધોકાર ચાલતુ હતુ તેથી ભગવાનદાસજીને એ નોકરીમાં સારો લાભ થયો. ને બાળ બચ્ચાં કુટુબ કબીલા સાથે ઔરંગાબાદ આવી વસવાથી સુખી થયા દશ વરસ સુધી એજ પેઢીમાં સારી કામગીરી બજાવી તેઓ સ્વર્ગવાસ પામ્યા સદ્‌ગત ભગવાનદાસના પુત્ર શ્રી નરોતમદાસ મોટી ઉમ્મરના હતા કામકાજમાં ઘણા હોશીયાર થયા હતા પિતાજીએ એમના લગ્ન પણ કરી દીધાં હતાં તેથી સઘળાં કુટુબને સભાળવાનો પોતાને શીરે આવી પડેલો ભાર એમણે ઘણી ચતુરાઇથી ઉપાડી લીધો કદરદાની પ્રેમરાજ શેઠે પોતાના ગત થયેલા કારભારીની ભૂતકાળની સેવાઓની કદર કરી પોતાના બહોળા કારભારના મુનીમના હોદ્દાપર નરોતમદાસને નીમ્યા એ જગોપર નરોતમદાસે શેઠને ઘણો સતોષ આપ્યો. નરોતમદાસને નારાયણદાસ નામનું એક પુત્ર રત્ન થયુ. એ બાળકે ઘેર પિતાજી પાસે ગુજરાતી ભાષાનો અભ્યાસ કર્યો ને વ્યાપાર વહીવટની તાલીમ લીધી નારાયણદાસની ૧૩–૧૪ વરસની ઉમર થતાં તે પણ પ્રેમરાજ શેઠને ત્યાંજ કામકાજમાં જોડાયા.

ખાનદેશ જીલ્લામા પારોલા ગામના દેશાઇ કુટુબનાં શેઠ ગણપતદાસ નારાયણદાસનાં સુપુત્રી શ્રીમની ચદ્રાવળીબાઇ સાથે નારાયણદાસનાં લગ્ન થયાં શ્રીમતી ચંદ્રાવળીબાઇને સવત્ ૧૯૩૮ ના જેઠ સુદ ૭ ને બુધવારનાં શુભ દિવસે પુત્ર રત્ન સાપડયુ તેનુ નામ ગુલાબદાસ રાખવામા આવ્યુ. ચદ્રની કલા સમાન ગુલાબદાસ મોટા થયા. ન્હાનપણથીજ એમનુ ચારિત્ર ખીલી નીકળ્યુ; એમની શાન્ત પ્રકૃતિ હૃદયની સરલતા, સત્યપ્રિયતા અને કાર્યદક્ષતાના વિશિષ્ટ ગુણોથી માતા પિતા, સગાં સહોદર અને પરિચિત જનસમાજમા ગુલાબદાસ ઘણાજ પ્રિય થઇ પડયા એમને પણ પિતાજી પાસેથીજ વાંચન, લેખન અને વ્યવહાર–રોજગારનું શિક્ષણ મળ્યુ. શ્રી નારાયણદાસ કડક સ્વભાવના હતા પણ ગુલાબના પુષ્પ જેવા ગુલાબદાસ મૃદુતાથી પિતાજીના એ તીવ્ર સ્વભાવને જીતી લઇ શકતા પોતાના અતિપ્રિય પુત્ર ગુલાબદાસે સસારક્ષેત્રમા પોતાનો યશપરાગ પ્રસરાવવા પુખ્ત ઉમ્મરે પહોંચે તે પહેલાં માતુશ્રી ચદ્રાવલીબાઇ સવત્ ૧૯૫૦ મા સ્વર્ગવાસ પામ્યા આ વખતે ગુલાબદાસનુ વય માત્ર બાર વરસનુ જ હતું, ગુલાબદાસના ગુણોથી આકર્ષાઇ મદ્રાસના પ્રખ્યાત અમીચદ શાના કુટુબવાળા શેઠ ગોકુલદાસ જમનાદાસે પોતાના એકના એક લાડકવાયા સુશીલ પુત્રી કુમારી માણેકબાઇનુ વેવિશાળ ગુલાબદાસ સાથે કરી સવત ૧૯૫૫ ના માહ સુદી ૫ ના શુભ દિવસે વિવાહ કરી આપ્યો.

હવે શેઠ નારાયણદાસ નરોતમદાસને ઔરંગાબાદ છોડવાનો વખત આવ્યો. કારણ નડીઆદવાસી ખેડાવાળ ઇશ્વર પડ્યાનુ કુટુબ હૈદરાબાદ રહેવા ગયુ હતુ તેથી ઔરંગાબાદમા સ્નેહી મડળની ખોટ પડી હતી એટલે નારાયણ શેઠ પુત્ર તથા પુત્રવધૂને લઇ મદ્રાસમા આવ્યા

આ વખતે ગુલાબદાસ કામકાજમા ઘણા ચતુર અને બાહોશ નીવડયા હતા, પણ મદ્રાસના વેપારનો અનુભવ લેવો બાકી હતો એટલે તેમને શેઠ માહમદ મુસા હાજી ઇબ્રાહીમની દુકાને નોકરીમા જોડવામાં આવ્યા ત્યા તેમણે કાપડના વેપારનો પૂરતો અનુભવ લીધો અને પ્રમાણિકતા, કામ કરવાની ઉલટ, ઘરાકોના દિલ જીતી લેવાની કુશળતા વગેરે વગેરે ગુણોથી તેમણે શેઠની સારી પ્રીતિ સપાદન કરતા પદર વરસની લાબી મુદત સુધી નોકરી કરી પણ તેવામા યૂરોપની વાદવારથળી ફાટી નીકળી અને એ નાણાની રેલમછેલ તેમજ વેપારની છોળમા શેઠ ગુલાબદાસે પોતાના પુરૂષાર્થ ને પ્રારબ્ધ અજમાવવા સ્વતત્ર કામકાજ ખોલ્યુ. યુરોપની લડાઇ ચાર–પાચ વરસ સુધી ચાલી તેમા કાપડના ભાવ તેજ રહ્યા તેમજ બિની કમ્પનીની બે મીલો બકીંગહામ મિલ્સ અને કર્ણાટક મિલ્સની એજન્સીઓ મળી એટલે શેઠ ગુલાબદાસ નારાયણદાસને વેપારમા સારો લાભ મળ્યો પુત્રની ચડતી દશા જોઇ શેઠ નારાયણદાસ સવત ૧૯૭૯ મા સ્વર્ગવાસ પામ્યા ઔરંગાબાદમાં શેઠ નારાયણદાસ નરોતમદાસનુ ગૃહ અતિથિ સાધુ–સતો માટે એક



Sharafally Building
of Messrs Mohamedally Sharafally & Co Sambidoss Street, Madras

શરફઅલી બિલ્ડીગ
શેઠ મહમદઅલી શરફઅલીનું મકાન—મદ્રાસ

ઉત્તમોત્તમ આશ્રયસ્થાન હતું. ઘેર શ્રી ઠાકોર સેવા હતી પણ મરજાદ સાચવવાની યોગ્ય પરિસ્થિતિ ન હોવાથી પછી શ્રી ઠાકોરજીને શ્રીનાથ દ્વારા પધરાવવામાં આવ્યા.

શેઠ ગુલાબદાસ અનેક સંકડામણો અને કષ્ટો સ્હામે ટક્કર ઝીલી પોતાના બાહુબળથી આજ લક્ષ્મી અને યશથી ભરપુર થયા છે; એમને ત્યાં વિદ્વાનો અને સાધુ સંતોનો સારો સત્કાર થાય છે. પાંચ ્સ પહેલાં કલ્લાલના શાસ્ત્રીજીને બોલાવી એમણે એક મોટું ખરચાળ પારાયણ કરાવ્યું હતું. મકર સં- ્તિના પૂણ્ય દિવસે શાહુકારપેઠના લતામાં સેંકડો રૂપીઆના ખરચથી ભીક્ષુકોને ભોજન આપવાનો નિયમ ાંચ વરસ થયાં શેઠ ગુલાબદાસજીએ રાખ્યો છે. આ નિયમ પહેલાં શેઠ એન. રામદાસ ઝવેરી પાળત તા. પોતાનાં કુળદેવ શ્રી કોટેશ્વરના જીર્ણોદ્ધારાર્થે પણ એમણે સહાયતા આપી છે. હમણાંજ તેઓ માતુશ્ ક્ષના સઘળાં માણસોને સાથે લઇ ઉત્તર હિન્દના તીર્થ સ્થળોની જાત્રા કરી આવ્યા છે. ચડતી જતી દિન- દશામાં શેઠ ગુલાબદાસ નારાયણદાસ અનેક જન સેવાનાં કામમાં પોતાની ઉદારતાનો સારો પરિચય આપે છે.

# શેઠ મહમદઅલી શરફઅલીની કમ્પની.

સિધપુરમાં શેઠ અબદુલઅલી રસુલજી બહુજ નાના પાયા ઉપર વેપાર કરી ઇજ્જત આબરૂ સાથે પોતાની સાધારણ સ્થિતિ નીભાવ્યે જતા હતા; પરન્તુ એમની મનોવૃત્તિ ઘણી પવિત્ર, પ્રકૃતિ પરગજુ. રહેણી કરણી સીધી, સાદી અને ભલગનસાઇ ભરેલી હતી, એમને ચાર બેટાઓ થયા, મહમદઅલી શેઠ, અકબરઅલી શેઠ, ફઝલઅલી શેઠ અને જીવાભાઇ, એમાંના ફઝલઅલી શેઠ ઇ. સ. ૧૮૯૭ માં મદ્રાસમાં શેઠ મહમદઅલી જીવાજીની નોકરીમાં જોડાયા. આ વખતે આ પેઢી ઘણી જાહોજલાલીમાં હતી, ૧૮૭૦ માં તેની સ્થાપના થયેલી ત્યારથી તે દિન–પરદિન પૂર આબાદીમાં ચડતી જતી હતી, લોખંડ અને હાર્ડ- વેરનું કામકાજ કરનારી આ એકલીજ અને પહેલ વહેલી દેશી ગુજરાતી પેઢી હતી, તેમણે આ ધંધામાં પુષ્કળ દૌલત અને નામના મેળવી હતી. એ પેઢીમાં થોડા વખત સુધી નોકરી કર્યા પછી શેઠ ફઝલઅલી ભાઇએ બીજા એક શેઠ મહમદઅલી નામના સદ્‌ગૃહસ્થ સાથે જોડાઇને મહમદઅલી ફઝલઅલીના નામે સ્વતંત્ર કામકાજ ચાલુ કર્યું; ૧૮૯૯ માં ફઝલઅલી શેઠે પોતાના નાનાભાઇ જીવાભાઇને મદ્રાસ બોલાવી પોતાનાજ ખાતામાં જોડયા. શેઠ જીવાભાઇએ આ પેઢીમાં ૧૯૦૬ સુધી ખંતથી કામ બજાવી આ ધંધાના વહીવટનું જ્ઞાન ઘણી ચીવટથી મેળવ્યુ. પછી પોતાને સ્વતંત્ર કામકાજ ખોલવાનું દિલ થયું એટલે તેમણે પોતાના વડીલભાઇઓની સલાહ અને સહાયતા માગી; છેવટે પોતાના એક માશીઆઇભાઇ શરફઅલી શેઠને મેળવીને વડીલ ભાઇ મહમદઅલીનું નામ તે સાથે જોડી શેઠ મહમદઅલી શરફઅલીની કમ્પનીના નામે તંબુચેટી સ્ટ્રીટના નંબર ૩૨૬ વાળાં ભાડાનાં મકાનમાં વહીવટ શરૂ કર્યો.

કામકાજ ચાલતાં જથાબંધ લોખંડ અને હાર્ડવેરનો માલ વિલાયતથી મંગાવી અહીંઆ જથા- બધ આપવાનાં ધોરણમાં કામકાજ સારૂં જામ્યુ, થોડા વખતમાં ઘણી સારી જમાવટ થઇ; શેઠ મહમદ અલી શરફઅલીની કમ્પનીનું નામ અને વિખ્યાતી વધવા માંડી.

૧૯૧૨ માં સેમ્બુદાસ સ્ટ્રીટમાં આ પેઢીએ પોતીકું ઘણું મોટું મકાન ખરીદું, તે મકાનને સારી રીતે સમરાવી તેનું નામ શરફઅલી બિલ્ડીંગ રાખીને પેઢીનો વહીવટ ત્યાં લાવવામાં આવ્યો.

શેઠ અકબરઅલીએ કરબલાની પાક જાત્રા કરીને દ્રવ્યનો સારો વ્યય કરી પેઢી અને બન્ધુઓના હકમાં

પૂના હાંસલ કીધું. ૧૯૨૨ માં ફ્રઝલઅલી શેઠ ગુજરી ગયા, એમને શેઠને બે બેટાઓ: સાલેભાઈ અને અબદુ ભાઈ; તેઓ બન્ને બન્ધુઓ હાલમાં શેઠ મહમદઅલી ફ્રઝલઅલીના નામે સારી રીતે વહીવટ ચલાવે છે.

શેઠ મહમદઅલી શરફઅલીની પેઢી લોખંડના વેપારીઓમાંજ માત્ર નહીં, વોહરા કોમમાંજ ફ નહીં, પણ સમસ્ત ગુજરાતી વેપારીઓમાં, ઇલાકાના નાના મોટા તમામ તેલંગ વેપારીઓમાં, યુરોપિઅ ઓફીસોમાં અને દેશના મધ્યમ કારખાનાંઓમાં સારી પ્રતિષ્ઠા ભોગવે છે.

સિધપુરમાં દરેક ભાઇના નામની મોટી મસ ઇમારત સિધપુરના શીરસ્તા મુજબ બાંધવા આવી છે, મુંબઇમાં નળ બજાર પરના ગોળ પીઠાંના લતામાં આ પેઢીની સારી મિલકતો છે. તેની વ્યવસ્થા કરતી અને મદ્રાસની પેઢી માટેનું કામકાજ કરતી પેઢી પણ ત્યાં છે.

ખુદ મદ્રાસમાં મેમ્બુદાસ સ્ટ્રીટ, પેરીઆ અન્ના મિસ્ત્રિ સ્ટ્રીટ, ઓલ્ડવે અને બંદરરામ અય સ્ટ્રીટ વિગેરે સ્થળોએ મળીને કુલે પોણો એક ડઝન ઇમારતો શેઠ મહમદઅલી શરફઅલીની માલીકીની છે

મદ્રાસ ખાતેનાં કામકાજનો વહીવટ શેઠ જીવાભાઇ સભાળે છે અને શેઠ મહમદઅલીના બેટા અબદુલાભાઇ જેઓએ તામિલ અને અંગ્રેજી ભાષાઓનો સારો અભ્યાસ કર્યો છે તેઓ શેઠ જીવાભાઇના જમણા હાથરૂપે બની આ વિશાળ વહીવટ સંભાળવામાં ઓતપ્રોત થઇ રહ્યા છે.

સ્થાનિક લોખંડના વેપારીઓની એક સંસ્થા જેનું નામ ધી તિજારતે અન્જુમને પન્જતન છે તે ૧૯૦૫ માં સ્થાપિત થઇ છે. એ સંસ્થા તરફથી લોખંડના વેપારીઓને પાળવાના કેટલાક ધારાધોરણ ઘડી કાઢ્યા છે. તેને લોખંડનો દરેક વેપારી બહુ માનથી પાળતો આવ્યો છે. તે સંસ્થાના માનદ સેક્રેટરી અને ખજાનચીનો હોદો શેઠ અબદુલહુસેન જીવાજીની કું૦ સંભાળતા તે સભાળવાનું માન ૧૯૨૪ થી શેઠ મહમદઅલી શરફઅલીની પેઢીને મળ્યું છે તે આજદિન સુધી બજાવતું આવ્યું છે.

વોહરા કોમના નામદાર વડા મુલ્લાંજી સૈયદના તાહેર સેફુદ્દીન સાહેબ ૧૯૨૬ માં નિલગિરિ પધારેલા. તેમને મદ્રાસમાં પધારવાનું ખાસ નિમંત્રણ શેઠ મહમદઅલી શરફઅલી તરફથી આપવામાં આવ્યું હતું અને તે વેળા તેઓ તરફથી નામદાર વડા ધર્મગુરૂ પ્રત્યે જે જે ફરજો અદા કરવી જોઇએ તે તે સહુ કોમી ભાઇઓ સાથે બહુ ઉલટથી ઉમદા રીતે બજાવી હતી.

જ્ઞાતિ સમુદાયમાં, વ્યાપારી મંડળમાં, ગુજરાતી જન સમાજમાં, અને પરિચિત લોકવર્ગમાં શેઠ મહમદઅલી શરફઅલી બહુ માનવન્તુ પદ ભોગવે છે, સહુ જનોનાં પ્રીતિ અને આદર એ ઉદાર અને પરગજુ વ્યાપારે કુશળ પેઢીના સચાલકો તરફ ખેંચાઇ રહ્યાં છે.

ધી તાતા ઇન્ડસ્ટ્રીઅલ કમ્પનીના એગ્રીકલ્ચર ખાતાની આ ઇલાકાની સોલ એજન્સી આ પેઢી ધરાવે છે.

આ માતબર પેઢીમાં પોતાની કોમના ૧૫ બિરાદરો કામે લાગ્યા છે તે ઉપરાંત ગુજરાતી ત્રણ મહેતાજીઓ છે અને ૪-૫ અહીંના હીંદુઓ છે. ઓફીસના મેનેજરના હોદ્દા ઉપર મિ. ચક્રવર્તિ આયંગર નામના અનુભવી ગૃહસ્થ છે જેઓ આ પેઢી સ્થાપિત થઇ ત્યારથીજ આ પેઢીની નોકરીમાં જોડાઇ અદ્યાપિ પર્યન્ત પેઢીનું કામ સંતોષપૂર્વક બજાવતા આવ્યા છે. તે આ પેઢીની કારકીર્દિમાં એક ખાસ નોંધવાજોગ બીના છે.

લોક સેવાનાં નાનાવિધ કામોની સખાવતોમાં હમેશા આ પેઢીની છુપી ઉદારતાનો મોટો હિસ્સો રહે છે.



Shriman Sheth Purushottam Ghelabhai, Cochin.

શ્રીમાન શેઠ પુરૂષોત્તમદાસ ઘેલાભાઇ, કોચીન.

# શેઠ પુરૂષોત્તમ ઘેલાભાઈ સુન્દ્રાણી.

કોચીનમાં વસતા ગુજરાતી સમાજમાં સારો મોભો ધરાવનાર શેઠ પુરૂષોત્તમ ઘેલાભાઇના
વડવાઓનું વતન મૂળ કચ્છ અંજારનું. એઓ જ્ઞાતિએ લોહાણા, એમની ઓડખ સુન્દ્રાણી.

એમના વડવા સંવત્ ૧૮૬૯ ના દુષ્કાળમાં કચ્છને છોડી મલબાર કિનારાના કલીકટ બંદરે
આવી વસ્યા હતા. પુરૂષોત્તમ શેઠના પ્રપિતા શેઠ નેણસી દેવજીએ કલીકટ છોડીને કોચીન વસાવ્યું હતું;
ત્યાં તેઓ પ્રથમ એક નાની સરખી નોકરીમાં જોડાએલા પણ પછી આગળ વધેલા, એમની શાન્ત પ્રકૃતિ
અને મીલનસાર સ્વભાવથી તે વખતના સમુદાયમાં તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી.

સંવત ૧૯૦૬ ની સાલમાં નેણસી શેઠને ત્યાં ઘેલાભાઇનો જન્મ થયો, આ ભાગ્યશાળી પુત્રના
જન્મ સમયથીજ નેણસી શેઠની આબાદીમાં વૃદ્ધિ થતી ગઇ; પિતાજી પાસેથીજ લેખન વાંચન અને
હિસાબ કિતાબનું કામ શીખી યોગ્ય ઉમ્મરના થતાં ઘેલાભાઇ સ્વતંત્ર કામકાજમાં જોડાયા; તેઓ નાનપ-
ણથીજ બુદ્ધિમાન અને નવા નવા માર્ગો શોધી કામ કરવાના ઉલ્લાસી હતા. એમણે વિદેશી વેપારીઓની
ઓફીસોમાં પગપેસારો કર્યો. સારૂ કામકાજ મળતાં કમીશન એજન્ટની પેઢી ખોલી સારી જમાવટ કરી.
પછી વિલાયતના વેપારીઓના તલપદના એજન્ટોને કોપરેલ ભરવાના પીપાંની ઘણી જરૂરીઆત પડી એટલે
યોગ્ય તકનો લાભ લઇ લેવાને સદા તત્પર રહેલા ઘેલાભાઇએ પીપાં બનાવવાનું કારખાનું ખોલ્યું. કારખા
નામાં પીપાં તૈયાર બનાવરાવી ઓફીસોમાં પૂરાં પાડવાના વ્યવસાયમાં ઘણો સારો લાભ થયો. એ કામ
સાથે ઇમારતી લાકડાંનાં કામકાજમાં પણ વધારો કર્યો. દિનપ્રતિદિન લાભ સાથે અભિવૃદ્ધિ થતી રહી.
શેઠ ઘેલાભાઇને ત્યાં ૧૯૩૨ માં એક પુત્રરત્ન સાંપડ્યુ. તેનુ નામ પુરૂષોત્તમ રાખવામાં આવ્યું. નિશાળે
જવા જેવડી વયનાં થતાં કોચીનમાં તે વખતની એક નાની સરખી ગુજરાતી નિશાળમાં તેમને ભણવા
મોકલવામાં આવ્યા. થોડું ગુજરાતી શીખી પછી તેણે મલયાલી અંગ્રેજી શાળાનો સારો લાભ લીધો.
પિતાજી ઘેલાભાઇએ પોતાનાં બાળકને કેળવવામાં ઘણી કાળજી રાખી. એકનો એક લાડકવાયો પુત્ર હોવા
છતાં પિતાજી ઘેલાભાઇ કે માતાજી મોંઘીબાઇએ તેને ખોટાં લાડ નહીં લડાવતા પ્રેમપૂર્વક નીતિ અને
ધર્મયુક્ત એનું જીવન બને એવી રીતની દરેક તજવીજ રાખી. શાળાનું શિક્ષણ આપવા ઉપરાંત પોતાના
ખીલતા જતા વેપાર વહીવટમાં ઘેલાશેઠે શ્રી પુરૂષોત્તમભાઇને સારી તાલીમ આપી. સત્તર વરસની ઉમ્મર
થતાં પોરબદરવાળા ઠકર સુંદરજી નેણસી જેઓ પોરબંદરવાળા સુપ્રસિદ્ધ વકીલ ગોવિંદજી ડાહ્યાભાઇ
લાખાણીના પિત્રાઇ ભાઇ થાય તેમનાં સુપુત્રી સૌ. જમનાબાઇ સાથે શ્રી પુરૂષોત્તમભાઇનાં લગ્ન થયાં. ઘેર
પુત્રવધૂનાં કુંકુમવર્ણા પગલાંથી માતુશ્રી મોંઘીબાઇને અપાર આનંદ થયો. સૌ૦ જમનાબાઇ પણ પોતાનાં
સાસુજીને માતા સમાન સમજી એમની આમન્યામાં રહી ગૃહસંસાર શોભાવવા લાગ્યાં.

વિશાળ વહીવટ, વિપુલ લક્ષ્મી, રાજ્યમાં સારી પ્રતિષ્ઠા મલયાલી અને દેશી વેપારીઓનો ચાહ
વગેરેનો પુત્ર માટે મોટો સંગ્રહ કરી સંવત્ ૧૯૬૩ માં શ્રીમાન શેઠ ઘેલાભાઇ સ્વર્ગવાસ પામ્યા. એ વખતે
પુરૂષોત્તમભાઇની ઉમ્મર ૩૧ વરસની હતી. પિતાજીના સર્વ વહીવટ અને કામકાજથી સારી રીતે વાકેફ
હતા એટલે પિતાજીનાં યશઃ કીર્તિ અને સંપત્તિને તેમણે સારી રીતે સંભાળી લીધાં. પિતાજીના ઉત્તરકાર્ય

નિમિત્તે શેઠ પુરૂષોત્તમભાઇએ કોચીનનાં સઘળાં લગભગ ૨૨ મંદિરોમાં પૂજા અર્ચન અને બ્રહ્મભોજન કરાવ્યાં. પરલોકવાસી આત્માના પુન્યને અર્થે આવું આ યોજન એ એક અનોખા પ્રકારનું ગણાય.

પિતાજીનો કારભાર સંભાળી થી પુરૂષોત્તમ શેઠે પીપાં અને ચા સીગારેટ રબર ભરવાની પેટીઓ બનાવવાનું કામકાજ મોટા પાયા ઉપર વિસ્તારી દીધું; ઇમારતી લાકડાંનો વેપાર પણ બહુ ફેલાવ્યો તે સાથે વિલાયતથી સીધાં ત્રાંબાનાં પતરાં અને એવી બીજી ઇમારતી સામાનની ચીજો આયાત કરી જથ્થાબંધ વેપારીઓને આપવા કે સરકારી ખાતાઓમાં પૂરાં પાડવાનો વ્યવસાય પણ ખેડ્યો. આ ઉપરાંત વધારે પરિશ્રમવાળું સરકારી ઇમારતો અને માહેબ લોકના બંગલાઓ બાંધવાનુ કામ એમણે ઉપાડ્યું. તેમાં હદ કરી. મોટી મોટી એન્જીનીયરીંગ કોલેજોની ડીગ્રીઓ ધરાવનારા ઇજનેરો અને રાત દિવસ રસ્તાઓ ઉપર માટી પાથરી કે ઇંટો ઉપર ઇંટો ચડાવી દિવાલો ઉભી કરવાનો ધંધો કરનાર અને ઇજનેરી જ્ઞાનનો ફાંકો રાખનારા ઉસ્તાદ મિસતરીઓ કરતાં શેઠ પરશોત્તમનું ભેજું ઇજનેરી કામમાં કુદરતી રીતે વિશેષતા ધરાવનારૂં નીવડ્યું. રેલ્વે પૂલો ઓફીસો વગેરેનાં પ્લાન ઘડવામાં તેમણે પોતાનું જે બુદ્ધિચાતુર્ય બતાવ્યું તેથી સારા સારા પાશ્ચાત્ય ઇજનેરો પણ ખુશ ખુશ થઇ ગયા. સાઉથ ઇન્ડિયન રેલ્વે કમ્પનીના એક્ઝીક્યુટીવ એન્જીનીયર અને કોચીન રાજ્યના ચીફ એન્જીનીયરે શેઠ પરશોત્તમના ઇજનેરી કામ માટે વખાણ કર્યા છે અને ઉંચા અભિપ્રાય સાથેનાં પ્રમાણપત્રો આપ્યાં છે.

પૈસા બહુ હોવાને લીધે શેઠ પરસોત્તમનું જીવન વિલાસી અને મોજશોખીલું છે એમ નથી. એમણે પોતાના રોજગારમાં જે ઝહેમતો વેઠી છે તે જાણીને સારા સારા સાહસિકોનાં પણ હાંઝાં ગગડી જાય. ઇમારતી અને પેટીના બરના વનીર લાકડાંનો ઉંચો માલ મેળવવાને તેઓ ખુદ કોચીન અને ત્રાવણકોર રાજ્યનાં ચાલાકુડી, આનમલા હિલ્સ, કુટીચાડી, ઉસી વગેરેનાં જંગલોમાં માણસો અને હથિયારોનાં સંરક્ષણ વિના પગપાળા રખડ્યા છે ને એ વખતે બે વાર સર્પના મુખમાંથી ત્રણ ચાર વાર ગાંડા તુર હાથીઓના હુમલામાંથી અને એકવાર વાઘના પંજામાંથી બચી જવા પામ્યા છે. એક ગાંડા હાથી સાથે જીવ સટોસટની બાજી ખેલતાં ઝાડ ઉપર ચડી જઇને એક વાર ઝાડનાં થડની આડે લપાઇ જઇને, સર્પને એક વાર ભુલાવો આપી આડે રસ્તે દોડી જઇને એક વાર કેવલ માત્ર ઇશ્વરને ભરોસે ઉભા રહીને, વાઘની નજર ચુકવી માંડવા ઉપર કુદી જઇને એમણે પોતાના જાનનું રક્ષણ કર્યું છે. રેલ્વેના પૂલો, સ્ટેશનો વગેરેનાં બાંધકામ પર તપાસણી રાખતાં એમણે પુષ્કળ ટાઢ, તડકા, અનરાધાર વર્ષા અને ગાજવીજનાં તોફાન સહ્યાં છે. કોચીન રાજ્યમાં અનેક બંગલાઓ તથા રસ્તાઓ એરના કોલમ સ્ટેશન અને સ્ટેશનને લગતી ઇમારતો તેમજ બ્રિટિશ કોચીનમાં મેસર્સ વોલ્કર્ટ બ્રધર્સના બંગલાની ઇમારતો એમનાં અદ્ભૂત ઇજનેરી જ્ઞાન ને કામના નમુના છે.

આ સઘળી જહેમતો એમણે વેઠી તો ખરી પણ તે સાથે બાપીકી સંપત્તિમાં તેથી અગણિત રીતે વધારો કર્યો; કોચીનના નવા રસ્તાપર બાપીકી મિલ્કતના બગીચા ઉપરાંત પચુરતી ચલાઇ, અકવઇ અને ટોટમુખમમાં મોટી મસ સ્થાવર મિલ્કતો ખરીદી એમણે સમૃદ્ધિમાં વધારો કર્યો છે.

આમ લક્ષ્મી સંપાદન કરવામાંજ શેઠ પરસોતમ ધેલાભાઇ મગ્ન રહ્યા છે એમ નથી. સાથે સાથે પરોપકારો અને સામાજિક સેવાઓમાં પણ તેઓ પોતાનાં તન મન ધનનો પ્રસંગોપાત યોગ દેતા આવે છે.



The family members and staff of Sheth Purushottam Ghelabhai, Cochin.

શેઠ પુરૂષોત્તમ ઘેલાભાઇનું કુટુંબ અને નોકર વર્ગ
શ્રીમતી જમનાબાઇ જેમની શુભ પ્રેરણાથી ધર્મશાળા
સ્થાપન થઇ તે માતુશ્રીની જોડમા બેઠા છે.



Bhagavathi Monghi bai, Mother of Sheth Purushottam Ghelabhai, Cochin

ગ. સ્વ. માતુશ્રી મોંઘીબાઇ, શેઠ પુરૂષોત્તમ ઘેલાભાઇના માતુશ્રી, કોચીન.



Sheth Purushottam Ghelabai's Chatram, Cochin

શેઠ પુરૂષોતમ ઘેલાભાઇની ધર્મશાળા, કોચીન.

સ્થળ છે એમ કહેવુ લેશ પણ ખોટુ નથી એ ભાગ્યશાળી દેવી ૧૯૮૦ ના જેઠ વદ ૧૩ ના સ્વર્ગવાસ પામ્યા છે પરલોકગમન કરવાની છેવટની ઘડી સુધી એ દેવી સાવધ હતા એમણે પોતાના મુરબ્બી ગજેશ્રી શિવજી પાનાચંદને બોલાવી પોતાની ઇચ્છા મુજબ કરવાના ધર્મકાર્યોની એક લાંબી ટીપ આપી પશુ પખીને ચારોચણ, દેવાલયોમા દીપદાન, દક્ષિણા, બ્રહ્મભોજન વૈષ્ણવ મદિરમા ભેટ સોગાદ લાગતા વળગતા ગોર વગેરેને વસ્ત્રો વગેરેના દાન અને એવી બીજી યાદીઓ એમા સમાવી પછી શાંતિ પૂર્વક એ જમનાબાઇ રૂપી નારીદેહમા રહેલો પુન્યાત્મા આ નશ્વર સસાર છોડીને બીજા કોઇ લોક ગયો કુકુમવર્ણા પગલાની વહુ જવાથી માતુશ્રી મોઘીબાઇને સખત આઘાત થયો અને તેના શોકમા માયાળુ દિલના ભગવતી મૈયાએ લાબા વખત સુધી ઝુર્યા કર્યું આ તે સજાગેનુ છુંગ્ગુ પ્રમાણ !!

શ્રી પુરૂષોત્તમ ઘેલાભાઇએ મૃત ધર્મપત્નિના પુન્ય નિમિત્તે એમની ભનામણ મુજબના ધર્મકાર્યો કર્યા ઉપરાત શ્રી નવનિત કૃષ્ણ મદિરમા પત્નિના ચીરનામ સ્મરણમાં એક કૌમુદિ મડપ બધાવી આપ્યો

સદ્ગત સૌ૦ જમનાબાઇને ઘણા સતાન થયા તેમાના હાલમા બાગ બચ્યાવાળો મોટી ઉમરના બે પુત્રીઓ સૌ૦ શ્રીમતી લક્ષ્મી બહેન અને સૌ૦ શ્રીમતી વાલી બહેન પોત પોતાના ગૃહસ્થાશ્રમ શોભાવે છે

સવત ૧૯૮૦ મા શેઠ પરશોત્તમ ઘેલાભાઇ માતુશ્રી સાથે દક્ષિણના તીર્થસ્થાનોની જાત્રા કરવા ગયા અને ત્યાથી ઉત્તરમા શ્રીનાથદ્વારા વગેરેની પણ જાત્રા કરી શેઠ પરશોત્તમના વિધવા ભાભી ગ સ્વ મણીબાઇના માવિત્ર કાઠિયાવાડમા હોઇને એ ગ સ્વ મણીબહેન ઘણા વખત થયા દેશમા ગયા હતા એટલે તેમની સાથે મડુ ડાકોર વગેરેની જાત્રા કરતા કાઠીઆવાડમા ગયા અને ત્યા પ્રારબ્ધયોગે બેસાણુમા ઠકર દેવરાજ નથુના સુપુત્રી કુમારી જીવીબાઇ સાથે શ્રી પરશોત્તમ શેઠનુ બીજીવારનુ લગ્ન થયુ બેસાણુમા દેવીનુ મંદિર, બીલખામા મહાજનવાડી વાવાવદરમા જળાશય વગેરે બધાવવાના કામમા સારી રકમો આપી તેઓ પુન કોચીન આવ્યા

સૌ૦ શ્રીમતી જીવીબાઇ એક શિક્ષિત સસ્કારી સન્નારી નીવડયા છે તેઓ એમના આગના સદ્ગત બહેન સૌ૦ જમનાબાઇના શુભ પગલે ચાલી શ્રી પરશોત્તમ ઘેલાભાઇનો સમૃદ્ધ ગૃહસ્થસાર શોભાવે છે

કોચીન ગુજરાતી વિદ્યાલય, શ્રી હરિયાસ્થાન વગેરેના મકાનોના બાંધકામમા અને એવી રીતે છુટક છુટક અનેક છાની સારી મખાવતો શેઠ પરશોત્તમ ઘેલાભાઇની છે તદુપરાત દેશમા મદદાયતાની અપેક્ષા રાખતા સગા જ્ઞાતિજનને તેઓ ઉદારભાવે પોષી રહ્યા છે એ એમના અમીરાઇભર્યા સ્વભાવને વિશેષ કીર્તિ અપાવે છે





Late Sheth D K Ashar of Madras

સ્વર્ગવાસી શેઠ ધરમસી કાનજી આશર—મદ્રાસ





Saith Mohomedally Abdoolabhoy F R S A
Special Magistrate (1st Class) Salem
શેઠ મહમદઅલી અબ્દુલાભાઇ—સેલમ

# સ્વર્ગવાસી શેઠ ધરમસી કાનજી આશર.



મદ્રાસના શ્રીમંત સમાજ સેવક શ્રીયુત ધરમસી કાનજી આશરનો જન્મ સંવત ૧૯૩૪ના શ્રાવણ
દ ૧૩ ના જામનગરમાં થયો હતો. જામનગરની કાપડ બજારમાં એમના પિતાજીનો કાપડનો વ્યવસાય હતો. એ
કાનનું જેરામ કુરજીના નામનું કામકાજ નવ પેઢી થયાં ચાલે છે શ્રી ધરમસી ભાઇના મામાશ્રી શેઠ નરસી
ારજી મદ્રાસ ખાતેની શેઠ મુળજી જેઠા કંપનીની કાપડની મીલના એજન્ટ હતા એટલે તેઓ અભ્યાસ કરવાને
મા પાસે મદ્રાસમાં આવ્યા. ત્યાં સારો અભ્યાસ કરી શોર્ટહેન્ડ અને ટાઇપ રાઇટીંગનાં શિક્ષણમાં કુશળતા
ળી. યોગ્ય ઉમરના થતાં મુંબઇની પ્રસિદ્ધ યુરોપિઅન કંપની મેસર્સ ટ્રાયર એન્ડ કંપનીમાં નોકરીએ રહ્યા.
ાં ૭ એક માસ નોકરી કર્યા પછી મેસસ મુળજી જેઠા એન્ડ સન્મની રોયપુરમ્ મિલ્સમાં આસીસ્ટન્ટ એજન્ટનો
દો એમને મળ્યો પણ એ મિલ પછી શેઠ રામજી લક્ષ્મીદાસે ખરીદી લેતાં શ્ર ધરમસી શેઠ એજન્ટ થયા.
ા જોખમદાર કામકાજ દશ વરસ સુધી સંભાળ્યા પછી આહમદ ભાઇ હાબીબભાઇની કોલંબોની મિલમાં
જન્ટ થઇને સિલોન ગયા ત્યાં સંતોષ પુર્વક કામ બજાવ્યા મદ્રાસ પોતાનું બાલ્યાવસ્થાનું પ્રિયસ્થાન હોવાથી
ાં સ્થિર રહેવાનો નિશ્ચય કરીને તેઓ મદ્રાસમા આવ્યા અને બિનિમિલ્સ કંપનીમાં શેઠ ચત્રભુજદાસ ખુશાલ
સના વતી કામ કરવા લાગ્યા આ કામમાં ઘણો સારો જશ મળ્યો એમનાં લગ્ન સંવત ૧૯૫૦માં જામન
રના પ્રસિદ્ધ શેઠ દેવા ભાણજી સંપટના કુટુંબી શ્રીયુત કરમસી મદનજીનાં સુપુત્ર સાથે થયો હતો એટલે બીજા
ાઇઓ શ્ર વાલજી ભાઇ શ્ર રામજીભાઇ તથા શ્રીયુત શામજી ભાઇ વગેરે સહકુટુંબને કાયમ માટે મદ્રાસ
ોલાવી લીધું શેઠ ચત્રભૂજદાસ ખુશાલદાસનુ કામકાજ સંભાળતા તેઓ પોતાનું ઘર કામકાજ પણ કરતા હતા.
ારો લાભ જણાતાં સન ૧૯૧૩-૧૪ માં વાલજી કાનજી કમ્પનીના નામથી પેઢી સ્થાપી. પિતાજી ૧૯૫૭ના
ાવણ વદ ૯ ના દેવલોક સાંધાવ્યાથી ત્રણે નાના ભાઇઓનાં લગ્ન પોતાને કરવા પડયાં એ કૌટુમ્બિક ફરજથી
ઓ યશસ્વી પણે પાર ઉતર્યા. ૧૯૬૫ ના કારતક સુદ ૨ ના દિવસે માતાજી પણ સ્વર્ગ વાસ પામ્યા. એટલે બહોળાં
ટુંબનાં તેઓ વડીલ થયા સહુભાઇઓ એક સંપીથી રોજગારમા ઘણી વૃદ્ધી કરવા લાગ્યા એટલે પછી ૧૯૨૦
ો સાલમાં તેઓ નોકરીમાંથી ફારક થયા. એઓ ૧૯૮૩ ના માહસુદ ૭ ના આ ફાની સંસાર છોડીને પર
ાકવાસ પામ્યા. છેલ્લા પાંચ-સાત વરસ એમણે ઘણી શાન્ત અને સામાજિક સેવામા વીતાવ્યાં જોકે એમનાં
શસ્વી અને સુખી જીવનમાં બે કારી ઘા લાગી ચુકયા હતા તે બે કોમળ વયરક પુત્રીઓ વિધવા થયા ના
ા આ વિષમ ઘાથી તેમનું શરીર હરહમેશ માનસિક વ્યથાને લીધે ઘવાતું જતું હતું પણ દઇવ પાસે મનુષ્ય
જાતિનો કંઇજ ઉપાય નથી એ વત્સલ હૃદયના વડીલ છેવટે એજ વ્યથામાં દેહ વિલય પામ્યા.

મદ્રાસમાં એક મારા માયા પર પાંજરાપોળ ૧૯૬૪થી સ્થાપિત થઇ ત્યારથીજ તેઓ તેની સારી
વ્યવસ્થા માટે ઉલટ ધરાવતા થયા હતા એ સંસ્થાના સેક્રેટરી પદ પર શેઠ કરશનદાસ મુળજી જેઠાની મિલ્સ
વાળા શ્રીયુત હરિદાસ વસનજી અને શ્રીયુત પુરૂષોતમદાસ ઝવેરી ચુંટાયા હતા. બાદમાં પાંજરાપોળની વ્યવસ્થાનુ
કામ શ્રીયુત ધરમસીભાઇના હસ્તકે આવ્યુ હતું એ કામ એમણે દશ વરસ સુધી સંભાળ્યું. મદ્રાસમાં ધી સિટી
કોઇમ્બતોરનીક મિલ્ક સપ્લાઇ કંપની લિમિટેડ નામની એક વેપારિક સંસ્થા સ્થપાઇને સઇ ગઇ તેની માલીકીનો



Late Sheth Rugnath Jootha Cochin

સ્વર્ગવાસી શેઠ રૂગનાથ જુઠા, કોચીન

૫૦૦ ચોરસ જમીનના વિસ્તારનો એક ટુકડો એ ગૌશાળા માટે મેળવવાના હકનું બહુ જ કિંમતમાં આપ્યું હતું. આ રીતે આજે મદ્રાસ પાંજરાપોળની સંસ્થા એ જગોએ આવેલી છે.

આ પાંજરાપોળને શરૂઆતમાં અમદાવાદના નગરશેઠના કોઈ એક કુટુંબી તરફથી એક પ્રોમીસરી નોટ બક્ષીસ મળી હતી. તેને ૨૦–૨૫ વરસ થઈ ગયાં છતાં એ નોટના નાણાં કે વ્યાજ કશુંજ વસુલ થયું ન હતું. શ્રીયુત ધરમશી ભાઈએ તે વાત હાથમાં લઈ ભારે જહેમતથી સરકાર સાથે પત્રવ્યવહાર કરી એ નોટને રિન્યુ કરાવી રૂપિઆ પંદર હજારની રકમ વસુલ કરી.

મદ્રાસ સરકારના ઇન્કમટેક્ષ ખાતાના તરફથી એક એવો સરક્યુલર નીકળવા પામ્યો હતો કે મદ્રાસમાં વસનારા જે તે પ્રાંતના વેપારિઓએ પોતપોતાના હિસાબ આ પ્રાંતની ભાષામાં રાખવા. આ બેહુદા ઠરાવ સામે લડત ચલાવી એ સરક્યુલર રદ કરાવ્યો અને જે તે પ્રાંતના વેપારીઓ પોતપોતાની ભાષામાં હિસાબ રાખે એવું નક્કી કરાવ્યું.

મદ્રાસ લેજીસ્લેટિવ કાઉન્સીલમાં ગોવધ પ્રતિબંધક ઠરાવ પસાર કરાવનારો એક ખરડો રજુ કરાવવા એમણે તનતોડ મહેનત કરી હતી.

મદ્રાસમાં વસતી ગુજરાતી પ્રજાના બાળકોના પ્રાથમિક અભ્યાસ સારૂ એક ગુજરાતી શાળા શેઠ ગોવિંદદાસને મળીને શ્રીયુત ધરમશી ભાઈએ ખુલ્લી મુકાવી અને એ શાળા બારવરસ સુધી ચાલી. મદ્રાસની હિંદુ સનાતન ધર્મ હાઈસ્કુલ જે પચ્ચયા હાઈસ્કુલના નામે ચાલે છે તેમાં ગુજરાતી વર્ગ ખોલાવવા પણ પરિશ્રમ લીધો હતો.

અનેક નાના મોટા સામાજીક સેવાના સન્માર્ગમાં એ વિશ્વવંદનો પ્રગટ અને અપ્રકટ સાથે હાથ રહેતો જ. આવો વિરલો મદ્રાસના ગુજરાતી સમાજમાં હાલ ગોત્યો મળે તેમ નથી.

## સ્વર્ગસ્થ શેઠ રૂગનાથ જુઠા.

કોચીનના આ સ્વર્ગવાસી બાહોશ નર સંવત ૧૮૩૮ માં પોતાના વડીલ બંધુ શેઠ માણેકચંદ જુઠા સાથે નાની વયમાં કોચીનમાં આવેલા. એક સાધારણ સ્થિતિમાંથી પોતાના બાહુબળે મેસર્સ રૂગનાથ જુઠા કંપનીના નામે મોટા પાયા ઉપર કામકાજ ચલાવી એક મોભાદાર વેપારી તરીકે શેઠ રૂગનાથ જુઠા પ્રસિદ્ધિ પામ્યા હતા.

તેઓ મોટી મોટી યુરોપિઅન ઓફીસો સાથે સંબંધ ધરાવતા હતા. યુરોપિઅન વેપારીઓ પર પણ એમના વ્યક્તિત્વની સારી છાપ પડતી. તેમનામાં કુટુંબ વત્સલતાનો ગુણ સહુથી આગળ તરી આવતો હતો. પોતાના કુટુંબનો દરેક યુવક વ્યવસાયમાં કુશળતા ધરાવતો થાય તેટલા ખાતર પોતે દેખરેખ રાખી તેને સારી રીતે



Shrijut Sheth Haridas Manekchand, Cochin.

શ્રીયુત્ શેઠ હરિદાસ માણેકચંદ, કોચીન





Sheth Haridas Manekchand's Bungalow Cochin

શેઠ હરિદાસ માણેકચંદનું નિવાસ ભવન–કોચીન



The Staff of Messrs Haridas Manekchand & Co , Cochin

મેસર્સ હરિદાસ માણેકચંદની કંપની–કોચીનના મહેતા મુત્સદીઓ.

કેળવતા. આજે એમનું વિશાળ કુટુંબ જે સાધન સંપન્ન સ્થિતિમાં મોખા પડતું ગણાય છે. તેનું માન સ્વર્ગવાસી શેઠ રૂગનાથ જીકાનેજ ધરે છે.

જ્ઞાતિ સેવામાં અને કેળવણીની સંસ્થાઓમાં તેઓ રસપૂર્વક ભાગ લેતા અને તેને પગભર કરવાને છુટે હાથે નાણું આપતા.

સંવત્ ૧૯૮૨ ના માગશર સુદ ૧૧ ને દિવસે તેઓ સ્વર્ગવાસ પામ્યા. તેમનાં અનેક સત્કૃત્યોને લઇ આજે પણ કોચીનની વેપારી આલમમાં અને તેમની દશા સોરઠીઆ વણિક જ્ઞાતિમાં તેઓનાં યશોગાન ગવાય છે. તેમના નાના ભાઇ શેઠ મુળજી જીકા તેમની જ્ઞાતિના શેઠને સ્થાને છે અને છગનલાલ મુળજીનાં નામે પાન ચોખાનું કામકાજ ચલાવે છે.



## શેઠ હરીદાસ માણેકચંદની કમ્પની.



ઉપર્યુક્ત શેઠ રૂગનાથ જીકાના વડા ભાઇ શેઠ માણેકચંદ જીકાના જ્યેષ્ટ પુત્ર શેઠ હરિદાસ માણેકચંદ અને એમના નાના બંધુઓ શેઠ નરોત્તમદાસ ભાઇ તથા શેઠ જમનાદાસ ભાઇ આ શેઠ હરિદાસ માણેકચંદની કંપનીના નામે કામકાજ ચલાવે છે. તેઓ કુશળ વેપારી તરીકે, શ્રી દશા સોરઠીઆ વણિક જ્ઞાતિના પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકે અને જાહેર સંસ્થાઓ તરફ સારી ચાહના ધરાવનારા તરીકે દેશદેશાવરમાં બહુ ખ્યાતિ પામ્યા છે.

સંવત્ ૧૯૩૫ ની સાલમાં કાઠીઆવાડના માણાવદર સ્ટેટના વેળવા ગામથી એમના વડવા વેપાર ધંધા માટે કોચીનમાં આવેલા. શેઠ હરિદાસ ભાઇના પિતા શેઠ માણેકચંદ જીકાએ કોચીનમાં પ્રથમ નોકરીથી શરૂઆત કરી પછી અનંત શેઠ માણેકચંદ કંપનીના નામે અને બાદમાં રૂગનાથ જીકાના નામે કમીશનનું કામ કાજ ચાલુ રાખ્યું હતું જેમાં તેમણે સારી નામના મેળવી હતી. સંવત ૧૯૬૮ ના કારતક સુદ ૧ ને સોમવારે તેઓ સ્વર્ગવાસ પામ્યા.

પિતાજીના સ્વર્ગવાસ પછી ત્રણે બંધુઓએ ઉત્સાહભેર કામકાજ ઉપાડી લીધું સંવત ૧૯૭૨ નાં વરસમાં તેમણે મેસર્સ હરિદાસ માણેકચંદની કંપનીનાં નામે વહીવટ શરૂ કર્યો.

કોચીનમાં કોપરેલ તેલ, કાથી કરીયાણુ વગેરે મલબાર પ્રદેશમાં થતી નીપજના વેપાર અને કમીશનનું કામકાજ ચાલે છે. મલબાર સ્વદેશી સ્ટોર્સ લિમિટેડના તેઓ ડાયરેકટર છે. ધી બર્મા શેલ ઓઇલ સ્ટોરેજ એન્ડ ડિસ્ટ્રીબ્યુટીંગ કંપની (ઇંડિઆ) લીમીટેડના કોચીન, એરનાકોલમ, વાઇકમ, ચેરતલા, પરવમ, પરૂર, પલીપુરમ વગેરે ગામો ખાતેની એજન્સી એમના પાસે છે.

ત્રાવણકોર રાજ્યનાં વ્યાપારીક બંદર અલેપી ખાતેની શાખામાં મરી, સુંઠ, વગેરે તમામ જાતનાં કરીઆણાં તથા કાથી, કોપરાં વગેરેનું કમીશનનું કામકાજ ચાલે છે.



Shrijut Sheth Veljibhai Kalyanjee with his sons, Udipi

શ્રીયુત્ શેઠ વેલજીભાઇ કલ્યાણજી, ઉડિપિ

શેઠ હરિદાસભાઇ કોચીનનું અને શ્રીયુત નરોતમદાસ તથા રા- જમનાદાસ અલેપી ખાતેનું કામ કાજ ચલાવે છે.

આજે આ પેઢી એક સારી આંટવાળી પેઢી તરીકે વેપારી આલમમાં સારો મોભો ધરાવે છે. મુંબઇ, કરાંચી, કલકત્તા, રંગુન, એડન, કાઠિઆવાડ અને કર્ણાટિક વિભાગમાં સારી પ્રતિષ્ઠા અને ચાહના સંપાદન કર્યાં છે. આજ આ માતબર પેઢીમાં લગભગ ૨૫૦ માણસો કામે લાગી પોતાની રોજી મેળવે છે.



## શ્રીયુત વેલજી કલ્યાણજી ઠક્કર.

ડાડાપમાં શ્રીયુત વેલજી કલ્યાણજી ઠક્કર નામના લોહાણા જ્ઞાતિના પ્રસિદ્ધ કાપડના વેપારી છે ઉડિપિ અને એટલા આખા પ્રદેશમાં એમનો માનમરતબો ભારે જબ્બર છે તેઓશ્રીનું મૂળ વતન સોરઠમાં પાજોદ એમના પિતાશ્રી કલ્યાણજી રામજી રૂના મોટા વેપારી તરીકે ઘણું નામ પામ્યા છે વેલજી ભાઇનો જન્મ સંવત ૧૯૪૦ ના વઇશાખ સુદ ૩ ના રોજ થએલો પાજોદનીજ પ્રાથમિક શાળાનું શિક્ષણ લઇ ૧૩ વરસની નાની ઉમરથીજ પિતાજી સાથે ધંધામાં તેઓ જોડાએલા. શેઠ કલ્યાણજીભાઇને શ્રી વેલજીભાઇ ઉપરાંત, ગોકુલદાસ, વિઠલદાસ અને રણછોડદાસ એ બીજા ત્રણ સુપુત્રો છે જેઓ હાલ મૂળવતનમાંજ બાપીકી બહોળી મિલ્કત અને સધ્ધર પેઢી સાચવે છે.

શ્રીયુત વેલજીભાઇનાં લગ્ન સંવત ૧૯૫૪ ના વઇશાખ સુદ ૪ના દિવસે દેવડામાં ઠક્કર કાનજી રામજીનાં પુત્રી સાથે થયાં. સંવત ૧૯૬૧ માં વેલજીભાઇ બરાડમાં ચેવતમેલ ખાતે રૂગનાથ રાઘવજી નામના એક કુટુંબી સાથે વેપાર અર્થે ગયા, ત્યાં અનાજનો પરચુરણ વેપાર શરૂ કર્યો પણ પ્લેગની બીમારીને લીધે વેપાર બરાબર નહીં ચાલવાથી તેઓ પાછા દેશમાં આવ્યા પણ ૧૯૬૫ માં વળી ચેવતમેલ અને પાંડરકઉડામાં દુકાનો ખોલી. આ વખતે ગણોદવાળા ભાઇ વિઠલજી શામજી અને તેમના ભાઇ ભવાન શામજીને સાથે ભાગમાં રાખ્યા. બે વરસ સુધી કામકાજ ચલાવતાં આમદાની ખરચ જેટલીજ થવાથી છુટા થઇ પાછા વેલજીભાઇ દેશમાં આવ્યા

આ અરસામાં મેંગલોર તરફ કામનો અનુભવ લઇ આવેલા પંડયા નાનાલાલ ગોવિંદજી સાથે મુલાકાત થઇ વાતચીત કરતાં ઉડિપિ ગામ પસંદ કરી ભાગીદારી નક્કી થઇને વેલજીભાઇ ઉડિપિ આવ્યા અને નાનાલાલભાઇ મુંબઇ માલની ખરીદી સારૂ રોકાયા. સંવત્ ૧૯૬૭ ના આસો સુદી ૧૦ ના શુભ દિવસે નાનાલાલ વેલજીના નામથી કાપડનું કામકાજ શરૂ થયું. અને દિવસે દિવસે કામમાં વધારો થતો ગયો.

શ્રી. વેલજી ભાઇને ત્યાં સંવત્ ૧૯૬૧ ના ચઇત્ર સુદમાં બેન લાધી બેનનો જન્મ થયો, એ બેનને જામ જોધપુરમાં ઠક્કર ડાહ્યાલાલે દામોદર રાયઠઠ્ઠાના સુપુત્ર કરશનદાસ સાથે પરણાવ્યાં છે અને તેઓ સુખી છે શ્રી વેલજીભાઇને હાલમાં ત્રણ સુપુત્રો છે તેમાંના સહુથી વડા પુત્ર ચી. જમનાદાસનો જન્મ ૧૯૬૫ ના ભાદરવા વદી ૧૦ ના થએલો, ચી જમનાદાસ યોગ્ય ઉમરના થતા પિતાજીને વ્યાપારમાં જમણા હાથ રૂપ થઇ પડયા છે.

૧૯૭૯ ના અષાડ માસમાં પંડયા નાનાલાલ ગોવિંદજી સાથેના કામકાજની ભાગીદારી નોખી થઇ અને બન્ને જણે પોતપોતાનું સ્વતંત્ર કામકાજ ચાલુ કર્યું. આજ શ્રીયુત નાનાલાલ ગોવિંદજી પોતાનું અને શ્રીયુત વેલજી કલ્યાણજી પોતાનું એમ બેઉ કાપડનું કામકાજ સારી રીતે ચલાવે છે

શ્રી વેલજી કલ્યાણજી ઉડિપિમા પોતાની મિલ્કતો અને ખેતીવાડી ધરાવે છે. શ્રીયુત નાનાલાલભાઇ સાથે મળીને શ્રી વેલજી ભાઇએ ઉડિપિ ગામનાં સ્મશાનમા એક સુંદર વાવ બંધાવી આપી છે ૧૯૨૫ ના જલપ્રલયમાં ઉડિપિ પણ સપડાયું હતું તે વખતે લોકોની સહાયતાર્થ એક સમિતિ સ્થપાઇ જેના માનવન્ત પ્રમુખ તરીકે શેઠ વેલજી કલ્યાણજીને પ્રજાસમસ્ત તરફથી નીમવામા આવ્યા નડીઆદ વાળા દાનેશ્વરી નર રમણભાઇ અહીંઆ પધારી રૂપિઆ ૧૨ હજાર વાપરી ગયા, સંકટમાંથી મુકિત મળતા એ ફંડમા જે કંઇ બચત રહી તેનાથી ઉડિપિની સીમમા લોકોના જવર અવરની સુગમતા સારૂ બે પુલો બાંધવામાં આવ્યા કાનરા કોરપોરેશન બેન્ક લી૦ ના સેક્રેટરી મિ આનંદરાવ આ કામમાં શ્રી વેલજી ભાઇની સાથે હતા. ઇશ્વર કૃપાથી આ કામ ઘણા યશ સાથે પાર ઉતાર્યું

સંવત્ ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળ વેળા પાન્દ્રમા શેઠ કલ્યાણજી રામજીએ અન્નસત્ર બાંધ્યુ હતું કલ્યાણજી શેઠ ઘણાજ દીનવત્સલ છે વેલજીભાઇ કહે છે 'મારૂ જે કંઇ કામકાજ ચાલે છે તે મારા પિતાજી ના પુન્યના પ્રતાપ છે' સુપાત્ર પુત્રનું એવુંજ કથન હોય



## શ્રીયુત નાનાલાલ ગોવિંદજી પંડયા.

શ્રીયુત નાનાલાલ પંડયા ઉડિપિમા એક કાપડના મોટા વેપારી છે તેમનું મુળવતન સોરઠ-વંથલી પાસે દણુન પણ એમના પિતાજી પંડયા ગોવિંદજી જગજીવન સવત ૧૯૩૪ મા નાન્દરકા રહેવા ગયા હતા. શ્રી નાનાલાલનો જન્મ ત્યા સવત ૧૯૪૨ મા થયો પ્રાથમિક શિક્ષણ પણ ત્યાજ લીધુ વડીલ બંધુ શિવશંકર ભાઇ માણાવદર બાંટવા વગેરે જગોએ કેળવણી ખાતામા શિક્ષક તરીકે નોકરી કરતા હતા

કુતીઆણાવાળા શેઠ જુસબ અબ્દુલ રહેમાનની કાપડની દુકાન મેંગલોરમા હતી તેમને ત્યા ૧૯૫૮ ના ભાદરવા માસમા બન્ને બંધુઓ-ભાઇ શિવશંકર ભાઇ અને ભાઇ નાનાલાલે નોકરી નોંધાવી. આ વખતે શિવશંકર ભાઇની ઉમર ૨૩ વરસની અને શ્રી નાનાલાલની ઉમર ૧૬ વરસની હતી શિવશંકર ભાઇને નામુ લખવાનું કામ અને ૧૫ રૂપીઆ પગાર અને નાનાલાલ ભાઇને વેચાણ ઉપર રહેવાનુ અને ૧૧ રૂપીઆનો પગાર એમ ઠેરવવામા આવ્યુ

મેંગલોર આવી બન્ને ભાઇઓએ ઘણી સારી નોકરી બજાવી અને વરસ સવાવરસમા તો એ બેઉ ભાઇઓ ઉપર કામકાજનો બોજો નાખી શેઠીઆઓ દેશમા ચાલ્યા ગયા. દેશમા તે લોક ૭ મહીના રોકાયા તે

દરમ્યાનમાં સ્વતંત્ર રીતે શેઠની દુકાનનું કામ જમાવતાં બન્ને ભાઇઓને કામનો ઘણો અનુભવ થઇ ગયો. શે આની ગેરહાજરીમાં કમાણી અને આંટ પણ ઘણી વધારી પછી શેઠ લોકોએ આવી કામ સંભાળી લીધું ને રાજી ખુશીથી દેશમાં જવાની રજા આપી પણ એમની ગેરહાજરીમાં જે કામગીરી બજાવી હતી તે બાબત ઇનામ મળવા બન્ને ભાઇઓને ઉમેદ હતી છતાં વિદાય વખતે રૂપીઆ દશ ચાંદલાના મળ્યા તે જોઇ બ દીલ ઘણું ખિન્ન થયું અને નોકરી તે નો...કરી...જ એમ બન્નેને લાગ્યું.

બીજી વાર પણ વરસની બંધણીથી રૂપીઆ ૩૦૦ અને ૨૦૦-ના પગારે બન્ને ભાઇઓ એ શેઠને ત્યાં નોકરી પર આવ્યા, આ મુદત પુરી કરી દેશમાં જતાં સ્ટીમરમાં બેઠા પછી નાનાલાલ ભાઇને મં થયો પણ હિંમતથી બન્ને બંધુઓ પ્રવાસ કરી મુંબઇ આવ્યા ત્યાં મુંબઇના પ્રસિદ્ધ નરરત્ન પોપટપ્રભુરા વઇદે સારવાર કરી પંદર દિવસમાં આરામ કર્યો પછી વળી ફરીને બન્ને ભાઇઓ શેઠ તઇયબ હુસેનની દુક વારસીક રૂપીઆ ૬૦૦ અને રૂપીઆ ૪૦૦ના પગારે મેંગલોર આવ્યા. એ વખતની બંધણી પુરી કરીને બન્ને ભાઇ સંવત ૧૯૬૧ માં દેશમાં ગયા પછી શિવશંકરભાઇ બહાર નીકળ્યા નહિં અને નાનાલાલ શેઠ ઇબ્રાહીમની વારસી રૂપીઆ ૫૦૦ ના પગારે ફરી મેંગલોર આવ્યા આ વખતે એમને મુંબઇ અને મદ્રાસ વગેરે તરફ ખરી કરવાનું કામ મળ્યુ અને મુંબઇ ખાતેની પેઢી પણ ૭ માસ સુધી સંભાળવી પડી બાદ દેશમાં જતી વખ એ શેઠીઆએ કામગીરીથી ખુશી થઇને રૂપીઆ ૫૦૦ પાંચસો બક્ષીસ આપ્યા ! !

નાનાલાલભાઇ દેશમાં આવ્યા પછી ભાગ્યજોગે શિવશંકર ભાઇ ફરી મેંગલોર આવ્યા અને ત્ય પ્લેગની બિમારીથી સ્વર્ગવાસ પામ્યા. આ માઠા બનાવથી પછી વડીલોએ નાનાલાલભાઇને પરદેશ જવાની બંધ કરી તેથી દેશમાંજ કંઇ રોજગાર કરવાનો નિશ્ચય થયો.

આ વખતે માણાવદર દરબારને એક દેશી નામું જાણે એવા માણસની જરૂર હતી તેથી ત્યાંના દિવાનને મળવા ગયા. આ વખતે મગનલાલ સુંદરજી જુનાગઢવાળા દિવાન હતા તેમણે જવાબ આપ્યો કે પરરાજ્યના માણસને નોકરી નહી રાખીએ. એ જવાબ મળતા નાનાલાલ ભાઇએ ઘરનો વેપાર શરૂ કર્યો.

આ વખત નાનાલાલ ભાઇની ધૈર્ય અને હિંમતની કસોટીનો હતો પણ વેપારમાં શરમ અને ક્ષોભ એ તો મેંગલોરે તજ્યાં હતાં એટલે સરધારના રહીશ મોઢ ચતુરવેદી બેચર નરભેરામ સાથે ભાગમાં દાઉદ શેઠ મેમણને ત્યાંથી સામટાં મરચાં ખરીદી ને તેના કોથળા ઉપાડી ગામડે ગામડે વેચવા જવાનો ધંધો શરૂ કર્યો ! !

આ દરમ્યાન શેઠ ઇબ્રાહીમ એલીઆસને મુંબઇ પેઢી ખોલવાનો વિચાર થયો તેણે નાનાલાલભાઇને આગ્રહથી મુંબઇ બોલાવ્યા પણ પિતાજીએ રજા આપી નહી છેવટે શેઠ મજકુરના મુનીમ સુલેમાન નુરમાહમદ કુતીઆણામાં હતા તે ઊંટ ઉપર ચડી નાનાલાલ ભાઇને બોલાવવા આવ્યા પિતાજીને સમજાવી મુંબઇમાં રૂપીઆ ૬૦૦ ના પગારથી તે શેઠમાં નોકરી નોંધાવી મુંબઇની પેઢી ખોલી. ત્યાં બે વરસ સુધી કામ કર્યું પછી તે



Shrijut Nanalal Govindji Sheth, Udipi

શ્રીયુત્ નાનાલાલ ગોવિંદજી શેઠ, સ્વબાહુબળથી આગળ વધેલા કાપડના પ્રતિષ્ઠિત વેપારી ઉડિપિ

કામમાંથી ફારક થઇ નાનાલાલભાઇ દેશમા આવ્યા તે વખતે પાનેલીવાળા શેઠ કલ્યાણજી રામજીના દીકરા શેઠ વેલજી ભાઇની માણાવદરમાં દુકાન હતી તેનો ભેટો થયો અને રોજગાર સંબંધી વાતચીત થતાં મેંગલોર પાસે ઉડિપિ ગામ વેપારનું અણુખેડેલું મથક છે એમ નાનાલાલભાઇએ મત આપ્યો, વખત નકી જોતાં શેઠ વેલજી ભાઇએ પોતાના પિતાજી કલ્યાણજી શેઠની સંમતિથી નાનાલાલભાઇ સાથે ભાગીદારીનું લખત કર્યું અને બન્ને જણ મુંબઇ આવ્યા. મેસર્સ ભાનુશંકર દિસોઝા કંપનીવાળા પંડ્યા ભાનુશંકર કૃપાશંકર આ વખતે મુંબઈમાંજ હતા તેમના સાથે નાનાલાલ ભાઇને મેંગલોરના વસવાટથી કૌટુંબિક સંબંધ હતો તેમના સાથે વેલજી ભાઇ ઉડિપિ આવ્યા અને નાનાલાલ ભાઇ મુંબઇમાં ખરીદી માટે રોકાયા. સંવત ૧૯૬૫ માં નાનાલાલ વેલજીના નામથી ઉડિપિમાં કાપડનું કામકાજ શરૂ થયું.

આ પંત્યાળો વેપાર સંવત્ ૧૯૭૯ સુધી ચાલ્યો તે દરમ્યાનમાં વેપાર ઘણો ધમધોકાર વધ્યો પ્રતિષ્ઠા અને ગ્રાહકોની લોકપ્રિયતા પુષ્કળ જામ્યાં અને નાણું પણ સારૂં મળ્યું બાદમાં બન્ને ભાગીદારો રાજી ખુશીથી જુદા થયા અને પોતપોતાનું કામ અલગ અલગ શરૂ કર્યું

સંવત ૧૯૮૦ ની ભાદરવા માસમાં શ્રી નાનાલાલ ભાઇના પિતાજી સ્વર્ગવાસ પામ્યા તેમનું ઉતર કાર્ય દેશમાં સારી રીતથી કર્યું

દેશમાં માણાવદર ગામે શ્રીયુત નાનાલાલ ભાઇએ રહેવાનાં ઘણાં સારાં મકાનો ચણાવ્યા અને તેનાં વાસ્તુ કાર્યના પ્રસંગ ઉપર માણાવદર અને સરધારનાં રાજકુટુંબને ખાસ નોતર્યાં.

ઉડિપિમાં પણ પોતાનીજ મિલકતો છે. બાલપણમાં નોકરીનાં અનેક કષ્ટો વેઠી હતાશ ન થતાં ઉમંગે આગળને આગળ જીવનની પ્રગતિ કરી સ્વ બાહુબળથી લક્ષ્મીમાન થનારાના ઇતિહાસોમાં શ્રીયુત નાના લાલ ભાઇનું પણ એક ઉજ્જવલ સ્થાન છે.

તેઓ સ્વભાવે સુશીલ, માયાળુ અને સ્વદેશ હિતચિંતક છે. દેશી ગુજરાતીઓનું વિદેશમાં કેમ કલ્યાણ થાય તેનો તેઓ સદોદિત વિચાર કરે છે એઓ ભાગ્યશાળીને ત્યાં પુત્રો પુત્રીઓની પણ સારી લીલી વાડી છે.



# પરમપૂજ્યપાદ મુનિમહારાજશ્રી ગંભીર વિજયજી મહારાજ.

આ જગતવંદ્ય મહાત્મા છેલ્લાં ત્રણ વર્ષ થયા સારા દક્ષિણ હિંદમાં ભ્રમણ કરી મારવાડી ગુજરાતી અને ઉત્તર દેશીય જૈન તેમજ જૈનેતર સમાજને ઉપદેશામૃતનું પાન કરાવી રહ્યા છે તેઓ શ્રીના ગુરૂ આચાર્યશ્રી વિજયલબ્ધિ સુરીશ્વર શ્રીની વિદ્વતા દેશવિખ્યાત છે ઉક્ત આચાર્યશ્રીએ ૧૯૫૯ મા આચાર્યશ્રી વિજય કમલ સૂરીશ્વરશ્રી પાસે બોરૂ ગામે દીક્ષા લીધી હતી એઓ વ્યાકરણ, કોષ, કાવ્ય અને અલંકારારિક શાસ્ત્રોમા પારગત છે સિદ્ધાંતાદિકનુ તેઓ અદ્વિતીય જ્ઞાન ધરાવે છે મૂર્તિમંડન અને અવિદ્યાધકાર માર્તંડ નામના પુસ્તકો એઓ શ્રીએ પોતાના પંજાબના વિહાર દરમ્યાન લખ્યા છે એમની વક્તૃત્વકળાથી પ્રસન્ન થઇ ઇડરના શ્રીસંઘે સદ્ગત આચાર્યશ્રી વિજય કમળ સુરીશ્વરજીના શુભ હસ્તે વ્યાખ્યાન વાચસ્પતિનુ બિરૂદ આપ્યુ છે.

૧૯૭૫ માં પંડિત બેચરદાસે દેવદ્રવ્યના સબંધમા વર્તમાન પ્રણાલિથી વિરૂદ્ધ એક પુસ્તક પ્રગટ કર્યું તેના વિરૂદ્ધમા તેઓશ્રીએ સચોટ જવાબ આપ્યો ૧૯૭૭મા આત્મ લબ્ધિ પ્રકાશ સ્તવનાવલી નામનું પદ્યપુસ્તક અને મત મીમાંસા નામનો ગ્રંથ પ્રગટ કર્યો કટોસણના ઠાકોરશ્રી તખ્તસિંહજીએ તેમના ઉપદેશથી પોતાના હદમા થતી જીવહિંસા બંધ કરાવી

૧૯૮૧ ના માગશર સુદ ૫ ને દિવસે આચાર્ય શ્રી વિજયકમળસૂરીશ્વરશ્રીએ આ મુનિમહારાજ તથા બીજા જ એવા સમર્થ મુનિશ્રી દાનવિજયજી મહારાજને ગણી અને પન્યાસ પદ આપ્યાં અને બાદમાં છાણી મુકામે એ આચાર્યશ્રીએ આ પન્યાસ શ્રી લબ્ધિ વિજયગણીને આચાર્યની પદવી આપી.

વઇરાગ્ય રસમંજરી નામનુ બીજું એક સંસ્કૃત પદ્યપુસ્તક પણ શ્રી વિજયલબ્ધી સૂરીશ્વરશ્રીએ લખ્યુ અને તે શાહ ઝવેર ભાઇ પન્નાજી અને સ્વ૦ મણીબેન સુરચંદના તરફથી પ્રગટ થયુ

હાલમા આ આચાર્યશ્રી મુંબઇમાં બિરાજે છે એમની પાસે બહોળુ શિષ્યમંડળ છે તેમાં મુનિમહારાજશ્રી ગંભીર વિજયજી મુખ્ય છે.

મુનિમહારાજ ગંભીર વિજયજીનો જન્મ સંવત્ ૧૯૪૫ માં શ્રી ભોયણીતીર્થ પાસેના શોભાસણ ગામમાં શ્રીમાળી જ્ઞાતિના પ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થ શેઠ કાલીદાસ સાંકળચંદના ધર્મપત્નિ પ્રાત:સ્મરણીય શ્રીમતી દિવાળી બાઇના ઉદરે થયેલો પ્રાથમિક શિક્ષણ તેઓ શ્રીએ માણસામા લીધુ ૧૪ વર્ષની બાલ્ય વયે ૧૯૫૯ મા કાઠીઆવાડમાં નારોનાલ ગામે આચાર્ય શ્રી વિજય કમલ સૂરીશ્વરના વરદ હસ્તે દીક્ષા પામ્યા અને વિજયલબ્ધિ સુરીશ્વર શ્રીના શિષ્ય મંડલમા સ્થાપિત થયા બાદમાં ૨૩ વર્ષના દીર્ઘકાલ સુધી તેઓ પોતાના સમર્થ ગુરૂશ્રીની સેવામાં રહી ગુરૂશ્રીના અગાધ જ્ઞાનનો લાભ લેવા પામ્યા અનેક શાસ્ત્રોનું અધ્યયન કરતાં ગુરૂ સાથે જ તેઓ વિચરતા હતા પરંતુ સંવત્ ૧૯૮૧માં આચાર્યશ્રીનું આગમન વડોદરા થયુ. અહીથી અંતરિક્ષ પાર્શ્વનાથની તીર્થયાત્રાએ જવાની આજ્ઞા લઇ ખાનદેશ તરફ મુનિમહારાજશ્રી ગંભીર વિજયજી વિહર્યા



Pujyapada Muniraj Sri Gambhir Vijayaji Maharaj
The founder of the S I Humanitarian League, Madras.

પૂજ્ય પાદ મુનિ મહારાજશ્રી ગંભીર વિજયજી મહારાજ.
શ્રી દક્ષિણ ભારત જીવરક્ષા મંડળી, મદ્રાસ—ના સ્થાપક.

## જૈન મુનિ મંડળ.



શ્રીમદ આચાર્ય વિજયાનંદ સૂરીશ્વરથી મહારાજ.
(શ્રી આત્મારામજી મહારાજ) ન્યાયામ્ભોનિધિ



શ્રીમદ આચાર્યશ્રી વિજયકમલ સૂરીશ્વરશ્રી મહારાજ.
સદ્ધર્મપ્રરૂપક.



શ્રીમદ ઉપાધ્યાય શ્રીવિરવિજયજી મહારાજ.



શ્રીમદ આચાર્ય વિજયદાનસૂરીશ્વર શ્રી મહારાજ.

અહીથી આ પ્રતાપી પુરૂષનો પ્રકાશ થાય છે. અત્યાર સુધી તેઓ ગુરૂશ્રીની આગળ ઢંકાએલા હતા પરંતુ એ સમર્થ પુરૂષની વિદ્વતા અને જ્ઞાનને પામી પ્રકાશ કરવાનો તેમને હવે અવસર મળ્યો.

વિહાર કરતાં કરતાં ઉમરાવતી, ધનજ, દારીવા મોતીબાગ, ધામણગામ, ભાંડક, હિંગણઘાટ, વગેરે સ્થળે વસતાં શ્રસંધીની વ્યક્તિઓમાં કુસંપને પોતાની પ્રગાઢ વિદ્વતાથી વિદાર્યો. ધનજ અને ધામણગામમાં મંદિરની પ્રતિષ્ઠાઓ કરાવી, ધનજથી મુનિશ્રીના સદુપદેશથી ગં. સ્વ. સદગત જમના બાઇએ છરી પાલતો સંઘ કાઢયો, અંતરિક્ષ પાર્શ્વનાથની યાત્રા કરી ગુરૂશ્રીની આજ્ઞા મેળવી તેઓશ્રીએ બાલાપુરમાં ચાતુર્માસ કર્યા, ત્યાં મહારાજશ્રીના ઉપદેશથી શેઠ લાલચંદ ખુશાલચંદે રૂપીઆ પંદર હજાર ખરચી શ્રીવીશ સ્થાનક તપ આરાધનાનું ઉજમણું કર્યું. પછી બાલાપુરના પ્રતિષ્ઠિત શેઠ હઉસીલાલ પાનાચંદ જેમના સુપુત્ર શેઠ સુખલાલભાઇ ઓનરરી મેજીસ્ટ્રેટનો ગાનવન્ત હોદો ભોગવે છે તેમણે મોટા શ્રાવક સમુદાય સાથે શ્રી કુલ્પાકજીની તીર્થ યાત્રાની તૈયારી કરી. એમના તરફથી આગ્રહ ભરી વિનંતી થતાં મુનિમહારાજશ્રી પણ એ યાત્રાર્થે સંચર્યા. ત્યાંથી તેઓ વિહાર કરતાં કરતાં દક્ષિણ હૈદરાબાદ આવી પહોંચ્યા.

મહારાજશ્રીની વિદ્વતા સાંભળીને ગંતુરનો સંઘ ચાતુર્માસ કરવા પધારવાને વિનતિ કરવા આવ્યો પણ હૈદરાબાદ વાસીઓનો અત્યંત આગ્રહ હોવાથી ચાતુર્માસ હૈદરાબાદમાં જ થયું ત્યાં બેગમ બજારમાં આવેલા જીર્ણ જિન મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો મહારાજશ્રીનાં અગાધ જ્ઞાનથી મુગ્ધ થઇ સ્થાનિકવાસી જૈન ભાઇઓએ પણ દેરાવાસી ભાઇઓના ધર્મકાર્યમાં પૂર્ણ ઉત્સાહથી ભાગ લીધો અહીંઆ બેઝવાડા અને મદ્રાસ એમ બે જગોએથી મહારાજશ્રીને પોતાને ત્યાં પધરાવવાનો આગ્રહ થયો. બન્ને જગોના સંઘ વચ્ચે પુષ્કળ ખેંચતાણ થઇ, આખરે મદ્રાસમાં બહોળો સમુદાય હોઇને કેટલાક ધાર્મિક કાર્યો થવાની પૂર્ણ સંભવતા હોવાથી મહારાજશ્રીએ મદ્રાસ જવા નિશ્ચય દર્શાવ્યો. મદ્રાસ વિશેષ દૂર હોવા છતાં રોજના ૨૫-૨૫ માઇલ ચાલી મુનિ મહારાજશ્રી મદ્રાસ પહોચ્યા, ત્યાં મદ્રાસ વાસીઓએ આ મહાત્માનુ ભારે ઉત્સાહથી સ્વાગત કર્યું.

મદ્રાસમાં મુનિમહારાજશ્રી ગંભીર વિજયજીએ પોતાનાં જ્ઞાનામૃતના લાભથી સકલ જનતાને ભારે મુગ્ધ કરી દેરાસરજીમાં નિત્ય પ્રવચન અને કેટલાંક જાહેર સ્થળોએ જાહેર ભાષણો આપી તામિલ તૈલગ અને કર્ણાટકના પ્રસિદ્ધ વિદ્વાનોને પણ મોહ પમાડયો

આ વિદ્વાન મહાત્માએ મદ્રાસમાં શ્રી દક્ષિણ ભારતીય જીવરક્ષા પ્રચારક સભા સ્થાપન કરી, શ્રી વિજયલબ્ધિસૂરીશ્વર જૈન પાઠશાળા અને વાચનાલય ખોલાવ્યાં. મદ્રાસની પાંજરાપોળની આર્થિક સ્થિતિમાં ટેકો દેવાને રૂપીઆ ૨૫ હજારની સારી રકમ અપાવી. પચીસ હજાર રૂપીઆના ખરચે એક જૈન ધર્મશાળા સ્થાપન કરાવી દક્ષિણ હૈદરાબાદનાં જીવરક્ષા મંડલ અને જેસલમેરનાં જીર્ણ પુસ્તકોદ્ધારફંડમાં પણ સારી મદદ અપાવી.

મદ્રાસનું ચાતુર્માસ આમ ઉજ્જવલ બનાવી પછી બેંગલોરના શ્રી સંઘના આગ્રહથી તેઓશ્રી

બેંગલોર તરફ વિચર્યા, આ વખતે મદ્રાસનો બહોળો જનસમુદાય મહારાજશ્રીની ઘણે દુર સુધી સાથે રસ્તામાં ખાસ ખાસ સ્થળોએ ઠેરી સ્થાનકવાસી અને દેરાવાસી બે તફાના બન્ધુઓમાં મનોમાલિન્ય હતું વિદારી તેઓશ્રી બેંગલોર પધાર્યા.

બેંગલોરમાં પણ ઘણાં ધાર્મિક કાર્યો આ મહાત્માના શુભ હસ્તે થવા પામ્યાં. મદુવા અને પાર્શ્વ ણુનાં વસતિ ગ્રહોમાં આર્થિક સહાયતા અપાવી. અહીંઆ પણ શ્રીમદ્ વિજયલબ્ધીસૂરીશ્વરના નામથી પાઠશા ખોલાવી અને દાદાવાડીમાં નવીન જિનમંદિર બંધાઇ તઇયાર થયેલું તેની પ્રતિષ્ઠા કરાવી. મદ્રાસના ધાર્મિ પુરૂષોનો અનુરાગ મહારાજશ્રી તરફ અપ્રતિમ હોવાથી તેઓ મોટી સંખ્યામાં બેંગલોર આવ્યા. મદ્રાસની દ વાડીમાં શ્રી જિન મંદિર નવું બંધાઇને તઇયાર થયું હતું તેની પ્રતિષ્ઠા કરવાની તે સારૂ તથા બીજા વખત ચાતુર્માસ ત્યાં કરવા સારૂ તેઓએ આગ્રહથી વિનતિ કરી. પણ મુનિમહારાજશ્રીએ જણાવ્યું કે ગુરૂ આચાર્યશ્રી રજા જોઇએ તેથી સહુ જનોએ મળીને એક વિનંતિ પત્ર મોકલ્યો તેના કૃપામય ઉત્તર મળતાં સહુ લોક ખુશ રાજી થયાં અને મહારાજશ્રીનુ બીજું ચાતુર્માસ પણ મદ્રાસમાં નિશ્ચિત થયું.

આ તપોમૂર્તિની શરીર કાંતિ એક સમર્થ આચાર્યના સરખી છે તેઓશ્રી બાલ બ્રહ્મચારી છે એમના વ્યાખ્યાનમાં ખંડન જેવી વસ્તુ હોતી નથી તેઓ મંડનાત્મક પદ્ધતિથી સર્વ સિદ્ધાંતોનું પ્રતિપાદન કરે છે સ્વભાવે શાન્ત છે. હૃદય અસીમ દયાળુ છે. ગુણાનુરાગ એ એમના દિવ્ય આત્માની વૃતિ છે. તેઓ શ્રી વારંવાર એજ વદે છે કે. "આ શરીરથી જે કાંઇ શાસન સેવા થાય છે તે એક માત્ર પૂજ્ય ગુરૂ મહારાજશ્રીના આશિર્વાદનો પ્રતાપ છે" આવાં સાધુ રત્નો સંપ્રદાયનું ખરેખરૂં ભૂષણ છે.



## શ્રી દક્ષિણ ભારતીય જીવરક્ષા પ્રચારક સભા—મદ્રાસ



તારીખ ૯ મી ડિસેમ્બર ૧૯૨૬ ના દિવસે શ્રી દાદાવાડીનાં વિશાળ ચોગાનમાં જૈન તેમજ જૈનેતર જનતાની એક વિરાટ સભા પૂજ્યપાદ મુનિમહારાજશ્રી ગંભીર વિજયજી મહારાજનું વ્યાખ્યાન સુણવાને મળી હતી ત્યાં મુનિમહારાજશ્રીએ જીવદયા ઉપર પોતાનું રોમાંચક ભાષણ ભારે જુસ્સા અને સઘળાં આત્મબળને ઠાલવીને આપ્યું તેથી ઉપસ્થિત સમાજનાં દિલ દયાથી ભરાઇ આવ્યાં. પશુ જીવજંતુ પર મદ્રાસ ઇલાકામાં હિંસક લોક તરફથી ગુજરતાં ઘાતકી પણાંનાં વર્ણનથી આખી સભા થરથરી ઉઠી તેમાં લાગણી જેની પઢીજ ઉભરાઇ આવી હતી એવા કોમળ દિલના સખી ગૃહસ્થ શેઠ મુખચંદજી હંસરાજે તેજ ક્ષણે સભામાં ઉભાં થઇ 'અહિંસા ધર્મના પ્રચાર અને જીવરક્ષાના કાર્ય સારૂ સંસ્થા સ્થપાય તો હું રૂપિઆ ૭૧૫૧ આપવા તઇયાર છું' એમ જાહેર કર્યું. આથી સઘળી સભા ઉપર ભારે અસર થઇ. હાજર રહેલા બીજા શ્રીમંતોએ પણ એવી સંસ્થાની સંસ્થાપના અને વ્યવસ્થા સારૂ જોઇતાં નાણાંનાં ફંડમાં તડાતડ રકમો ભરી આપી તેજ ક્ષણે એ



Sitting :- Muniraj Sri Gambhir Vijayaji.
Standing from left : Mr. Lalchand Dadha, (the Treasurer of the League), Thayappa Naidu, (Attender): Mr. Shyamji Shavji Modi, (Hon. Secy.) Mr Devsee Moolchand (Hon. Secy.); Muniswamy (Attender)
Sitting on the floor : 1. Arogyasami (Thabla man) ; 2. Suratsingh (Hormonist) ; 3. Mr. J. Ramanathan (Propagandist) ; 4. Mr. Revashanker (Cashier).

શ્રી દક્ષિણ ભારત જીવદયા રક્ષા મંડળી, મદ્રાસ.

## મદ્રાસ ઇલાકાનું દિગ્દર્શન

'મલબાર સમાચાર" ની દ્વિતીય વાર્ષિક ભેટ



Danavir Sheth Mulchandji Hansrajji
who has given a liberal donation of Rs 7151
to the League
દાનવીર શેઠ મુળચંદજી હંસરાજજી મદ્રાસ





Shriman S Shrinivas Ayangar,
President of the S I H League
શ્રી દક્ષિણ ભારત ઉપરક્ષા પ્રચારક સભાના પ્રમુખ
શ્રીમાન્ શ્રીનિવાસ આયંગાર–મદ્રાસ

સસ્થા સ્થાપવાનો નિ ાર થયો તે સસ્થાનુ નામ શ્રી દક્ષિણ ભારતીય જીવરક્ષા પ્રચારક સભા–મદ્રાસ યોજવામા આ યુ અને બીજે દિવસે પુજ્યપાદ મુનિમહારાજશ્રી ગભીરવિજયજીના શુભ હસ્તે આ સ ખુલી મુકવામા આવી

અહિસાનો ઉપદેશ કરવો, માસાહાર ત્યાગથી થતા લાભો માસાહારી જનતાને સમજાવવા, દેવીઓને ભોગ નિમિત્તે થતી જીવહિસા રોકવાને હરેક શાત અને કાયદેસર પ્રયત્નો કરવા તેમજ મદ્ય એવાજ બીજા ઉત્તેજક ખાનપાનના દુ ર્વ્યસનમા સપડાયેલી વ્યક્તિઓને યોગ્ય જ્ઞાન આપી દુર્વ્યસનથી ફેરવી એ આ સસ્થાના હેતુ છે

ઉપલા હેતુઓ સર લેવવા સારૂ મદ્રાસ શહેર અને તેની આસપાસના પરાઓમા સસ્થા ત વ્યાખ્યાન કારો અને ભજન મડળી રોજ ફરે છે માસાહાર, મદ્યપાન અને પશુબલિદાન કરતા રોકવાને સમાજમા વ્યક્તિગત સમજુતી અપાય છે અને આમ સમજુતીથી જે વ્યક્તિ ઉક્ત બાબતનો પરિત્યાગ ખુશી બતાવે છે તેની પાસે પ્રતિજ્ઞા લેવરાવી પ્રતિજ્ઞાપત્ર પર સહી કરાવી લેવામા આવે છે જાહેર ધ મેળાઓ અને ઉત્સવોમા દેવદેવીઓને ભોગ આપવાના બહાને જીવહિસા થાય છે ત્યા જઇ ઉપદેશો, ભજનો સગીતો દ્વારા હિસક જનતામા દયા રેલાવી જીવોને ઉગારી લેવામા આવે છે જીવદયા પ્રત્યે હમદર્દી ધરા- વિદ્વાનો પાસે શહેરમા જાહેર ભાષણો આપાવવામા આવે છે તેમજ પ્રસગોપાત મેજીક લેન્ટર્ન અને બાયો મારફત અહિસા ઉપદેશાત્મક દેખાવો જનતા આગળ રજુ કરવાની ગોઠવણ થાય છે કોનેજ અને હાઇસ્ વાથીઓ પાસે જીવરક્ષા સબધીના ઇનામી નિબધો લખાવવામા આવે છે પ્રચાર કાર્ય માટે નાની ફાઓ હસ્તપત્રો દિવાલે ચોટાડવાના પોસ્ટરો અને એવી જાતનુ બીજુ સાહિત્ય જુદી જુદી ભાષાઓમા છ તેને છુટથી વહેચી જાહેર પ્રજામા જીવરક્ષાનુ જ્ઞાન ફેલાવવામા આવે છે જાનવરો પર ગુજરતા ઘાતકીપ બનાવોના હેવાલ યોગ્ય સત્તાવાળાઓને પહોચાડી ગુજરતા ઘાતકીપણામાથી પશુઓને રાહત મળે એવી પ્રેરણા કરવામા આવે છે

સભાના મત્રીએ ભજન મડળી સાથે જી નાના ઘણા ભાગોમા પુનમલી શ્રીપેરૂમ્બુર વેલોર બેગલોર વગેરે સ્થળોએ જઇ સસ્થા પ્રત્યે સારો આદર મેળવ્યો છે ગન્તુર, બેઝવાડા તિરૂવોતીયુર અને નીના વારષિક મેળાઓમા જઇ પ્રચાર કાર્ય કર્યુ છે કાઇમ્બતુર જઇને પણ સારો પ્રચાર કર્યો અને અ સંકાયતા મેળો પેરીઆપાલયમ ખાતેના એવમા ભગવતીના મેળા પ્રસગે પ્રતિવર્ષ બલિદાન નિમિત્તે કામ તા સાતસો જીવોને અભય પ્રાપ્ત કરાવ્યુ છે આ સસ્થાના સાહિત્યથી બેગલોરની ગૌરક્ષક મડળીએ ચિક ચિત્રાપૌર્ણિમાના મેળામા થતી જીવહિસા સ્હામે પ્રચાર કરી અનેક જીવોને ઉગાર્યા છે આરણી કન પોન્નેરી મથુરા, મદમ, સત્યવેડુ નાગનપુરમ, ઉતુ કોટાઇ અને તિરૂવતુર વિગેરે અનેક સ્થળોએ સર ભજન મડળી અને ઉપદેશકોએ ફરી પ્રચાર કાર્ય કર્યુ છે એ રીન્સ્ન ગાર્ડાસ્કાય ક્રાઉન થિએટર, ધિ મેન્ટર અને સિનેમા મેજેસ્ટીકના માલીકોએ સસ્થાના પ્રચાર કાર્યની ફિલ્મો જનતા આગળ રજુ કરી સર કામમા ભારે મદદ કરી છે શ્રીમતી કમલાદેવી ચટોપાધ્યાય શ્રીમાન ટી વી કલ્યાણસુદર મુદલીઆર, શ્ર

